રસિક નવલકથામાળા. પુસ્તક ૭ મું.

# સ્નેહલગ્નની સુંદરી.

[ભાગ ૧—૨.]

(સામાજિક નવલકથા.)

અનુવાદક,

વ્રજલાલ જાદવજી ઠક્કર.

માંડવીની પોળ—અમદાવાદ.

But were I loved, as I desire to be
What is there in the great sphere of the earth,
And range of evil between death and birth,
That I should fear—if I were loved by thee?
All the inner, all the outer world of pain,
Clear love would pierce and cleave, if thou we'rt mine.

—*Tennyson.*


પ્રકાશક,

પુંજાલાલ ભગવાન પારેખ.

વઢવાણ સીટી.

ખ્રિસ્તાબ્દ ૧૯૨૩. વિક્રમાબ્દ ૧૯૭૯. ] મૂલ્ય રૂ. ૩—૮—૦. [ પ્રથમાવૃત્તિ. પ્રત ૧૨૦૦.

"રસિક નવલકથામાળા"ના ગ્રાહકો માટે મૂલ્ય રૂ. ૧—૧૨—૦.



Love took up the harp of life, and
    smote on all the chords with might;
Smote tne chord of *self* which trembling
    passed in music out of sight.

*Tennyson's Locksley Hall.*

---

Love has no thought of self:
Love sacrifices all things to bless the thing it loves.

*—Lord Lytton.*

અમદાવાદ—સલાપોસ રોડ,
શ્રી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.

# પ્રકાશકનું નિવેદન.



આપણા દેશમાં વાંચનનો શોખ હજી ઘણો ઓછો છે. ઇંગ્લાંડમાં આવી નવલકથામાળાઓ તથા ગ્રંથમાળાઓ અનેક છે. તે માળાના વ્યવસ્થાપકોને એ પુસ્તકોની અનેક આવૃત્તિઓ પ્રકટ કરવાની જરૂર રહે છે. એવી સ્થિતિ આપણા સાહિત્યમાં શું ન થઇ શકે ? આપણા ગુર્જર સાહિત્યની અભિવૃદ્ધિ ઇચ્છનારા ભાઇઓનું એ આદ્ય કર્ત્તવ્ય છે કે તેમણે આવી માળાઓને આશ્રય આપીને સારાં રસિક પુસ્તકોનો બહોળો પ્રચાર કરવાના કાર્યમાં પોતાના તરફનો અગ્ર હીસ્સો આપવો જોઇએ.

અમે હવેથી આ નવલકથામાળાનાં પુસ્તકો ગ્રાહકોને અર્ધ કીમતે આપવાની યોજના કરેલી હોવાથી અમને આશા છે કે તેનો લાભ હવે અગાઉ કરતાં વિશેષ પ્રમાણમાં લેવામાં આવશે, તેમજ અમારા ગ્રાહકબંધુઓ પાસેથી પણ અમે એવી આશા રાખી શકીએ છીએ કે તેઓ ઓછામાં ઓછા બે ગ્રાહકો તો આ એક વર્ષમાં વધારી આપવાનું આવશ્યક ધારશે જ. આ નવલકથામાળાના ગ્રાહક થનારને દરેક રીતે લાભ હોવાથી તેમને પણ ગ્રાહક થવામાં કશો સંકોચ રહેશે નહિ. જેમના અંતરમાં ગુર્જર વાઙ્મય પ્રત્યે પ્રેમ છે એવા ઓછામાં ઓછા દશ હજાર ગુર્જર બંધુઓનો આશ્રય આ નવલકથામાળાને પ્રાપ્ત થાય તો અમે અત્યારના કરતાં પણ ગ્રાહકોને ઘણો વિશેષ લાભ આપી શકીએ. આ નવલકથામાળાની યોજના વ્યાપારી વૃત્તિથી કેવળ અમારો લાભ સાધવાને માટે જ કરવામાં આવી નથી; પરંતુ અમારા ગ્રાહકોને તેમના પૈસાનો બને તેટલો વધારેમાં વધારે બદલો મળી શકે એ તત્ત્વ ઉપર કરવામાં આવી છે.

ગ્રંથપ્રકાશનનો વ્યવસાય કેવળ લોકાશ્રયથી જ ચાલનારો છે અને સારાં પુસ્તકોનો સંગ્રહ કરવો એ દરેક ગૃહસ્થનું કર્ત્તવ્ય છે. એ કર્ત્તવ્યની ગુર્જર બંધુઓ ઉપેક્ષા નહિ કરે એવી અમે આશા રાખીયે છીયે.

| | |
|---|---|
| વઢવાણ સીટી. | આપનો નમ્ર સાહિત્યસેવક |
| તા. ૧૫-૮-૨૩ રવિવાર | પુંજાલાલ ભગવાન પારેખ. |

# પ્રસ્તાવના.



પ્રસ્તુત નવલકથા સુવિખ્યાત બંગનવલકથાકાર શ્રી પ્રભાતકુમાર મુખોપાધ્યા બાર–એટ–લૉની લખેલી એક નવલકથાનું ભાષાંતર છે. શ્રી. પ્રભાતકુમારની ગણના બંગસાહિત્યમાં એક ઉત્તમ નવલકથાકાર તરીકે થાય છે. તેમની દરેક નવલકથામાં જીજ્ઞાસારસનું તેમજ સભ્યતાપૂર્ણ હાસ્યરસનું પ્રમાણ એટલું બધું હોય છે કે, વાંચકને તેમની નવલકથા એક વખત હાથમાં લીધા પછી સંપૂર્ણ વાંચ્યા સિવાય પડતી મૂકવાનું મન થતું નથી. અમારા આ અભિપ્રાયની સત્યતા વાંચકો આ નવલકથા વાંચીને અનુભવી શકે તેમ છે.

છેલ્લાં ત્રણેક વર્ષથી મ્હારાં લખેલાં પુસ્તકો મુખ્યત્વે કરીને હું પોતે જ પ્રસિદ્ધ કરું છું; પરંતુ આ નવલકથા તેમજ બીજી ઘણી નવલકથાઓના પ્રકાશક અને મ્હારા સ્નેહી રા. પુંજાલાલ ભગવાન પારેખે મ્હારી લખેલી નવલકથા પોતાના ગ્રાહકોને આપવાની ઉત્કટ ઇચ્છા દર્શાવ્યાથી આ નવલકથા તેમના તરફથી પ્રસિદ્ધ થાય છે.

મ્હારા નમ્ર મત અનુસાર એક સામાજિક નવલકથાના ભાષાંતરને સુદીર્ઘ પ્રસ્તાવનાની આવશ્યકતા નથી. તેથી જે પરમકૃપાળુ પરમાત્માની કૃપાથી હું ગુર્જર સાહિત્યસેવાનું કાર્ય નિર્વિઘ્ને બજાવી શકું છું એ પિતાનો અનન્ય ભાવથી આભાર માની તથા પ્રકાશક બંધુએ આ પુસ્તકને સારા રૂપમાં પ્રસિદ્ધ કરેલું હોવાથી તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપી વિરમું છું.

માંડવીની પોળમાં પડીપોળ.
તા. ૧૭–૮–૨૪.

સાહિત્યસેવક
વ્રજલાલ જાદવજી ઠક્કર

# રસિક નવલકથામાળા.

વાંચકોને વધારે સસ્તી કીમતે સારાં અને રસિક પુસ્તકો પુરાં પાડવાના ઉદ્દેશથી આ નવલકથામાળાની યોજના કરી છે.

## નિયમો.

૧. પ્રવેશ ફી રૂ. ૫) ભરીને આ નવલકથામાળાના ગ્રાહક થઇ શકાય છે. **સ્ત્રી ગ્રાહક માટે પ્રવેશફી રૂ. ૨-૮-૦** ફીની રકમ મનીઓર્ડરથી મોકલી આપવી અથવા તો વી. પી.ની સાથે વસૂલ કરવા જણાવવું.

૨. ગમે ત્યારે ગ્રાહક થઇ શકાશે. પરંતુ ત્રણ વર્ષથી ઓછી મુદતને માટે ગ્રાહક રહેનારને પ્રવેશફી પાછી મળશે નહિ. ત્રણ વર્ષ પૂરાં થયા બાદ જો ગ્રાહક તરીકે ચાલુ રહેવા ઇચ્છા નહિ હોય તો તેમના ખર્ચે પ્રવેશફી પાછી મોકલવામાં આવશે.

૩. આ નવલકથામાળામાં દર વર્ષે ૧૦ પુસ્તકો પ્રકટ થશે. તે ગ્રાહકે ખરીદવાં પડશે. નવલકથામાળાનાં પુસ્તકો ગ્રાહકોને **અર્ધી કીમતે મળશે.** પરંતુ દરેક પુસ્તકની એક કરતાં વધુ નકલ અર્ધી કીમતે મળશે નહિ.

૪. માળાનાં પુસ્તકો વી. પી. બુકપોસ્ટ દ્વારા મોકલાશે. તેનું રજીસ્ટર તથા પોસ્ટેજ ખર્ચ ચડાવીને વી. પી. કરવામાં આવશે. અર્થાત્ રજીસ્ટર તથા પોસ્ટેજખર્ચ ગ્રાહકને શિરે રહેશે. ગ્રાહકને પુસ્તક મોકલતાં એક દિવસ અગાઉથી ખબર આપવામાં આવશે. છતાં જે ગ્રાહક વી. પી. બુકપોસ્ટ પાછું ફેરવશે તેની પ્રવેશફી જમા કરી, તેનું નામ ગ્રાહકના લીસ્ટમાંથી કમી થશે.

૫. રસિક નવલકથામાળાનાં પ્રકટ થઇ ગયેલાં પુસ્તકો સીલીકે હશે ત્યાં સુધી માળાના ગ્રાહકોને **પોણી કીમતે મળશે.** રજીસ્ટર તથા પોસ્ટેજખર્ચ જુદું.

૬. નવલકથામાળાનાં પુસ્તકો ઉંચા ગ્લેઝડ અથવા એન્ટિક કાગળો, સુંદર છપાઇ તથા પાકા સુશોભિત પુંઠાંનાં રહેશે. કોઇ પણ પુસ્તક અપૂર્ણું બહાર પડશે નહિ. એકથી વિશેષ ભાગ હશે તો તમામ ભાગ સાથે પ્રકટ કરવામાં આવશે.

પુંજાલાલ ભગવાન પારેખ.
વઢવાણ સીટી.

# વિષયદર્શન.

## ભાગ ૧ લો.


| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ લું. | પૂજાની રજાઓ. | ૧ |
| ૨ જું. | વિદાય | ૬ |
| ૩ જું. | આ નવયુવતી કોણ છે? | ૧૧ |
| ૪ થું. | રમણીનું આશ્ચર્ય. | ૧૩ |
| ૫ મું. | પરિચય. | ૧૭ |
| ૬ ઠું. | એકલી અટુલી. | ૨૩ |
| ૭ મું. | રમણીની દ્વિધા. | ૨૮ |
| ૮ મું. | વાયુસેવન | ૩૭ |
| ૯ મું. | ઉજાગરો. | ૪૪ |
| ૧૦ મું. | સુશીલાની કૃતજ્ઞતા | ૫૧ |
| ૧૧ મું. | કૃતજ્ઞતાદર્શક ભેટ. | ૬૦ |
| ૧૨ મું. | પ્રણયાલાપ. | ૬૪ |
| ૧૩ મું. | અકલ્પનીય ઘટના. | ૭૧ |
| ૧૪ મું. | ટ્રેઈન અને મૉટરની રેસ. | ૭૭ |
| ૧૫ મું. | આશ્રયની શોધ. | ૮૫ |
| ૧૬ મું. | ખાનસામાની કાર્યતત્પરતા | ૯૧ |
| ૧૭ મું. | કઠિન રોગ... | ૯૬ |
| ૧૮ મું. | અસલ નામ. | ૧૦૪ |
| ૧૯ મું. | આશ્ચર્યજનક વર્તમાન. | ૧૦૯ |
| ૨૦ મું. | નેકલેસની ચોરી, | ૧૧૪ |
| ૨૧ મું. | આયાનો પ્રેમ. | ૧૧૯ |
| ૨૨ મું. | પોલ નિશ્ચિંત થયો. | ૧૨૬ |
| ૨૩ મું. | પ્રેમનું પ્રમાણ. | ૧૩૧ |
| ૨૪ મું. | પોલના જીવનમાં સુખ નથી. | ૧૪૦ |
| ૨૫ મું. | ભવિષ્યનો વિચાર. | ૧૪૬ |
| ૨૬ મું. | સુશીની છોકરવાદી. | ૧૫૧ |
| ૨૭ મું. | કલકત્તામાં. | ૧૫૫ |


## ભાગ ૨ જો.


| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
|---|---|---|
| ૧ લું. | વીસમી સદીની સૂર્યમુખી | ૧૬૧ |
| ૨ જું. | ઘરમાં | ૧૬૮ |
| ૩ જું. | કીકીચરિત્ર. | ૧૭૨ |
| ૪ થું. | પતિપત્ની. | ૧૭૫ |
| ૫ મું. | બહાર | ૧૮૨ |
| ૬ ઠું. | વખત વીતતો નથી. | ૧૮૭ |
| ૭ મું. | વિજનકુમારી. | ૧૯૩ |
| ૮ મું. | ઉર્વશી–મિલન. | ૧૯૮ |
| ૯ મું. | રમણીની વિચારસૃષ્ટિ. | ૨૦૮ |
| ૧૦ મું. | ચોરી પકડાઈ! | ૨૧૩ |
| ૧૧ મું. | ચોખ્ખી વાત. | ૨૧૮ |
| ૧૨ મું. | મુક્તિનો ઉપાય. | ૨૨૪ |
| ૧૩ મું. | મ્હોં ઉઘડયું. | ૨૩૫ |
| ૧૪ મું. | પ્રથમ પ્રેમપત્ર. | ૨૪૧ |
| ૧૫ મું. | વિયોગની વેદના. | ૨૪૬ |
| ૧૬ મું. | હરકત નથી. | ૨૫૩ |
| ૧૭ મું. | કાયદાની વાત. | ૨૬૪ |
| ૧૮ મું. | વિચારવા જેવી વાત | ૨૬૮ |

| પ્રકરણ. | વિષય. | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| ૧૯ મું. | ચૌધુરી મહાશયનો પત્ર | ૨૭૬ |
| ૨૦ મું. | પિતૃબંધુ. ... | ...૨૮૩ |
| ૨૧ મું. | મિત્રતાનો સંબંધ ! | ...૨૮૮ |
| ૨૨ મું. | નવીન વર્ત્તમાન. | ...૨૯૮ |
| ૨૩ મું. | યાત્રાએ જવાની તૈયારી | ૩૦૪ |
| ૨૪ મું. | વિદાય. ... | ...૩૧૦ |
| ૨૫ મું. | વિજયા-મિલન. | ...૩૧૬ |
| ૨૬ મું. | મહાકાળીના મંદિરમાં. | ૩૨૪ |
| ૨૭ મું. | બે બ્હેનો.... | ...૩૩૦ |
| ૨૮ મું. | ઊંડો ખાડો. | ...૩૩૬ |
| ૨૯ મું. | સ્નેહલતાનું આગમન | ...૩૪૪ |
| ૩૦ મું. | વિજનકુમારીનું દૌત્ય | ...૩૫૦ |
| ૩૧ મું. | સ્નેહલતાનો ઉપદેશ. | ...૩૫૬ |
| ૩૨ મું. | સુશીલાની દ્વિધા. | ...૩૬૨ |
| ૩૩ મું. | શુભ વિવાહ. | ...૩૬૭ |




# સ્નેહલગ્નની સુંદરી

## ભાગ ૧ લો

### પ્રકરણ ૧ લું

#### પૂજાની રજાઓ

શારદીયા પૂજાને લીધે હાઈકોર્ટ બંધ થઇ હતી. વકીલ રમણીમોહન આ રજાઓના દિવસોમાં પ્રવાસ કરવા જવાની તૈયારી કરતો હતો.

રમણીમોહન હાઇકોર્ટમાં જો કે વકીલાત કરતો હતો ખરો; પરંતુ કેવળ પૈસા કમાવા એ તેના જીવનનો કાંઇ ઉદ્દેશ નહોતો. વડિલોના આશીર્વાદથી તેની પાસે પુષ્કળ સંપત્તિ હતી. ધરાકોને માટે તેને અધીરભાવથી બેસી રહેવું પડતું નહોતું. લોઅર સરક્યુલર રોડ ઉપર તેનો એક આલિશાન બંગલો આવેલો હતો. એ બંગલો મ્હોટી મ્હોટી ફર્મોની મૂલ્યવાન્ સામગ્રીથી પરિપૂર્ણ હતો. બંગલામાં વિજળીના લાઇટનો બંદોબસ્ત હતો. ઑફિસરૂમમાં ટેલિફોન હતો. નોકર ચાકર, ભૈયો, કારકૂન વગેરેની સંખ્યા પણ વિશેષ હતી. મિત્રમંડળને નિમંત્રણ કરી રમણીમોહન વચ્ચે વચ્ચે તેમને ડિનરપાર્ટી પણ આપતો હતો. તબેલામાં ન્હાની મ્હોટી મળી ત્રણ મોટર હતી. ઇચ્છિત સમયે હરવા ફરવા જવામાં હરકત ન આવે એ હેતુથી બે સોફર રાખવામાં આવ્યા હતા.

રમણીમોહનની ઉમ્મર છવ્વીસ સત્તાવીસ વર્ષની હતી. રૂપસૌન્દર્યમાં તે કુમાર કાર્તિકેય સમાન નહિ હોવા છતાં તે દેખાવડો

હતો. બન્ને નેત્રો વિશાળ હતાં. એ નયનોના દર્શનથી એમ સ્પષ્ટ માલૂમ પડતું હતું કે એમાં કૃત્રિમતા કિંવા કુટિલતાનો અંશ સુદ્ધાં નથી. છેલ્લાં કેટલાંક વર્ષથી રમણીમોહન ઇંગ્રેજી પોષાક પહેરતો હતો; છતાં તેણે વીસમીસદીની આધુનિકતમ પાશ્ચાત્ય સભ્યતાનું અવલંબન કરી પોતાની મુછો મુંડાવી નાખી નહોતી. તે વિનોદ કરતાં કેટલીક વખતે એમ કહેતો હતો કે, ' હમણાં મુછો મુંડાવી નાખવાની શી જરૂર છે. તે સફેદ થઈ પાકી જશે એટલે મુંડાવી નાખવામાં આવશે. " વિદ્યાભ્યાસ કરતી વખતે ક્રિકેટ, ફૂટબૉલ વગેરે રમતો રમવાથી તેનો દેહ સુસ્થ અને સબળ થયો હતો. શ્રીમંતનો પુત્ર હોવા છતાં તેનામાં કોઇ પણ પ્રકારની કુટેવ નહોતી. નશામાં તે કેવળ સિગારેટ પીતો હતો તથા તેનું પ્રમાણ કાંઇક વિશેષ હતું. થ્રી કેસલ્સ સિગારેટનો લીલા રંગનો એક ટીનનો ડબ્બો સદા સર્વદા તેની પાસે રહેતો હતો. વળી વચ્ચે પાર્ટીને દિવસે કે વિશેષ શ્રમ લીધો હોય એવા પ્રસંગે તે અડધો એક પેગ લેતો હતો.

આ સુદર્શન, સત્સ્વભાવ, વિદ્યાવાન, વિભવશાળી યુવકની સ્ત્રી હતી કે કેમ અને હતી તો તે કેવી હતી એ જાણવા માટે અમારાં પાઠક પાઠિકાઓના અંતઃકરણમાં અવશ્ય કુતૂહલ ઉત્પન્ન થયું હશે. આપણા રમણી મોહનને પત્ની હોઇ રૂપગુણમાં તો તેના પતિ માટે કાંઇ અયોગ્ય નહોતી. પતિ પત્ની વચ્ચે વિશુદ્ધ પ્રણય પણ વિશેષ પ્રમાણમાં હતો. તેમનું લગ્ન સ્નેહલગ્ન હતું. સ્નેહલગ્ન કહેવાનું કારણ એ છે કે, લગ્ન થતાં પૂર્વે બન્ને વચ્ચે યૂરોપીય પ્રથાનુસાર પ્રેમ-પત્રો લખાયા ન હતા, માનાભિમાનના અભિનય થયા નહોતા, એકાન્ત મુલાકાતો થઇ નહોતી; આમ છતાં બન્ને જણાં એક બીજાંને ઓળખતાં હતાં. બન્ને કુટુંબમાં બંધુત્વ હોવાથી એક બીજાંને ત્યાં જવું આવવું, નિમંત્રણ આમંત્રણ વગેરે વારંવાર થતું હતું. વિશ્વવિ-દ્યાલયમાં અભ્યાસ કરતી વખતે ભાવી વધૂને ઉદ્દેશીને રમણીમોહને ઘણી કવિતાઓ લખી હતી તથા વધૂએ પણ પોતાની સખીઓને

એકાન્તમાં એમ કહ્યું હતું કે, 'એમના સિવાય હું બીજા કોઇને વરવાની નથી."

રમણીમોહનના શ્વશુર મહાશય પંડિત વ્યક્તિ હતા. સંસ્કૃત નાટકમાંથી પસંદ કરીને તેમણે કન્યાનું નામ 'બકુલાવલિકા' રાખ્યું હતું; છતાં ઘણાં માણસો 'બકુલબાળિકા' નામથી તેને બોલાવતાં હતાં. બકુલની માતાની સખીઓ તેને એમ કહેવા લાગી કે 'આ નામ તો ઘણું અટપટું છે. બકુલબાલિકા! છોકરી ચિરકાળ સુધી બાળિકા જ રહેશે કે? ગૃહિણીની વિશેષ આપત્તિથી પંડિતજીએ ઉપરોક્ત નામમાં ફેરફાર કરી 'બકુલમાળા' નામ રાખ્યું. પછી વિશેષ ગરબડ થઇ નહિ. સ્નેહીઓ અને સગાં સંબંધીઓ લાડથી કન્યાને 'બકુ' અથવા 'બકુરાણી' કહીને બોલાવવા લાગ્યાં.

આપણી આ વાર્તાના આરંભ વખતે બકુલની ઉમ્મર ઓગણીસ વર્ષની હતી. તેનું શરીર એકવડું હોઇ તે ગૌવર્ણનું હતું. મુખ, નેત્રો વગેરે અવયવો પણ ઘાટીલા હતા, કપાળ વિશાળ હતું. પાંચ છ વર્ષથી રમણીમોહન સાથે તેનો વિવાહ થયો હતો. પહેલાં બકુલને એક પુત્ર થયો હતો. આઠ માસનો થઇ તે સ્વર્ગવાસી થયો હતો. ત્યાર પછી એક કન્યા થઇ હતી. હમણાં તે દોઢ વર્ષની હતી. તેનું નામ હજી પાડેલું નહિ હોવાથી સહુ તેને 'કીકી' કહી બોલાવતાં હતાં. રમણીમોહનને પ્રથમ પુત્ર થયો ત્યારે ઘણા વાદાનુવાદ પછી તેનું એક શોખીન નામ પાડવામાં આવ્યું હતું; પરંતુ નામનો અધિકારી વિશેષ દિવસ એ નામ ભોગવી શક્યો નહિ તેથી કીકીની માતા કીકીનું નામકરણ કરવા વ્યાકુળ બની ગઇ નહોતી.

બકુલા સંબંધી બીજી એક વાત અત્રે કહી રાખવી અમને પ્રસંગોચિત લાગે છે. તેના પિતા ઘણા કાળ સુધી પશ્ચિમમાં શિક્ષાગુરૂ હતા. આમ હોવાથી બકુલાને હિંદુસ્તાની ભાષા પણ સારી રીતે બોલતાં આવડતી હતી.

રમણીમોહન ન્હાની ઉમ્મરે જ પિતૃહીન થયો હતો. તેના

કાકાએ અભિભાવક થઈને તેનું તથા તેનાં ભાઇ બ્હેનનું રક્ષણ કરી તેમને ઉછેરી મ્હોટાં કર્યાં હતાં. તેની બ્હેનોનાં લગ્ન કરી નાખવામાં આવ્યાં હતાં. એક બ્હેન વિધવા હોઈ તે રમણીમોહનના સંસારમાં જ રહેતી હતી. બીજી બ્હેનો પોતપોતાના સ્વામીને ઘેર નિવાસ કરતી હતી. રમણીમોહનનો મ્હોટો ભાઇ બે શિશુ પુત્ર મૂકીને પરલોકવાસી થયો હતો. રમણીમોહનની માતા સંસારના શોકતાથથી મુક્ત થઇ બે વર્ષથી દેવલોકવાસી થઇ હતી.

હાઇકોર્ટ બંધ થઇ તેને બીજે દિવસે અંતઃપુરમાં બેસી રમણી વૈકાલિક ચ્હાપાન કરતો હતો એવામાં તેની વિધવા ભાભીએ આવીને કહ્યું:–" દિયરજી, મ્હેં એમ સાંભળ્યું છે કે, આ રજાઓના દિવસમાં તમે પ્રવાસે જવાના છો; એ વાત ખરી છે કે ?"

" હા ભાભી."

" ક્યાં ક્યાં જશો ?"

રમણીએ ચ્હા પી રહી, રૂમાલથી મુખ લુંછી ખીસ્સામાંથી સિગારેટ કેસ બ્હાર કાઢતાં કાઢતાં કહ્યું:–" પહેલાં ગયા જઇશ, બુદ્ધ ગયામાં એક બે દિવસ રહી ત્યાંથી અલ્હાબાદ જઇશ."

" ત્યારે તો કાશી પણ જશો, કેમ ?"

એક સિગારેટ બ્હાર કાઢી, કેસ બંધ કરી રમણીએ કહ્યું:–"ના, કાશીમાં આ દિવસોમાં ઘણી ભીડ હોય છે."

દ્વારની બ્હાર કોઇ જોઇ શકે નહિ એવી રીતે રમણીની વિધવા ભગિની સૌદામિની ઉભી રહી હતી. તેણે ભાભીને સંકેતદ્વારા કાંઇ કહ્યું. પછી ભાભીએ રમણીને કહ્યું:–" અલ્હાબાદથી ક્યાં જશો ?"

" અાલ્હાબાદમાં છ સાત દિવસ રહીશ. ત્યાંથી કેટલાક સારા રસ્તાઓ નીકળેલા છે. મૉટર દોડી શકે એવા એ રસ્તાઓ છે. થોડા દિવસ એ રસ્તાઓ ફરી ત્યાંથી—"

" સાથે મૉટર પણ લઇ જશો કે ? કયી મૉટર લઇ જશો ?" ભાભીએ વચ્ચે જ પૂછ્યું.

"ન્હાની."

"એમ કેમ ? મ્હોટી લઇ જાઓને. ન્હાની મૉટરમાં તો કેવળ બે માણસ જ બેસી શકે તેમ છે."

રમણીએ કુતૂહલથી કહ્યું:–"મ્હોટી મૉટરની જરૂર નથી. વિના કારણ તેલ વધારે વપરાય અને કદાચ એક ટાયર ફાટી જાય તો અઢીસો રૂપિયા ખરચવા પડે."

ભાભીએ કહ્યું:—"મ્હોટી મૉટર નહિ લઈ જાઓ તો કેવી રીતે ચાલશે ? ન્હાની વહૂ તો તમારી સાથે આવવાની વાત કરે છે. વળી એ તમારી સાથે આવે તો અમે અહીં એકલાં કેવી રીતે રહીએ ?"

સિગારેટ પીતાં પીતાં રમણીમોહન થોડી ક્ષણ સુધી ભાભીના મુખ તરફ સહાસ્ય દૃષ્ટિથી જોઇ રહ્યો. છેવટે તેણે કહ્યું:–"એમ કે?"

"ન્હાના ભાઈ! જો તમે અમને બીજાં સ્થળોએ ન લઈ જાઓ તો કાશી, અલ્હાબાદ, મથુરાં અને વૃંદાવન એ ચાર સ્થળ દેખાડજો. વળી તમને હરકત પડે તેમ ન હોય તો તમારી સાથે અમે પણ સાવિત્રી પહાડનાં દર્શન કરવા આવવા ઇચ્છીએ છીએ."

રમણીએ કહ્યું:–"ભાભી, તમને સાથે લઇ જવામાં હરકત જેવું તો કાંઇ નથી, પરંતુ શાસ્ત્રે નિષેધ કરેલો છે. શાસ્ત્ર કહે છે કે, '**पथि नारी विवर्जिता ।**' શાસ્ત્રવાક્યને હું કેવી રીતે ઉથામી શકું ?!"

ભાભીએ કહ્યું:–"તમે ચુસ્ત હિંદુ ખરાને! હરેક વાતમાં શાસ્ત્રનો આધાર સ્વીકારશો તો એક પણ દિવસ ચાલી શકશે નહિ. વળી ન્હાની વહૂ તમારી સાથે આવે અને અમે કેમ ન આવીએ?"

રમણીએ હસીને કહ્યું:–"ન્હાની વહૂ આવે તો તમે પણ આવજો."

"ઠીક તેમ થશે." કહી હસતી હસતી રમણીની ભાભી ચાલી ગઈ.

---

## પ્રકરણ ૨ જું

### વિદાય

ચ્હા પી રહી મોટરમાં બેસી રમણી મોહન ફરવા નીકળી પડયો. એક મિત્રને ત્યાં 'ડિનરપાર્ટી' હતી. ફરીને ઘેર આવતી વખતે ત્યાંના નિમંત્રણનું રક્ષણ કરી રાત્રે દશ વાગ્યે તે ઘેર પાછો આવ્યો.

શયનગૃહમાં પ્રવેશ કરી તે કપડાં ઉતારવાની તૈયારી કરતો હતો. એવામાં બકુલમાળાએ એ સ્થળે પ્રવેશ કર્યો. તેના ખોળામાં ઊંઘી ગએલી કીકી હતી, બગલમાં એક નવલકથાનું પુસ્તક હતું અને હાથમાં પાનનો ડબ્બો હતો. પ્રવેશ કરતાં જ પતિને જોઇ તેણે કહ્યું:-
" તમે ક્યારે આવ્યા ? હું તો કાંઈ જાણી શકી નહિ."

" હું હમણાં જ ઘેર આવ્યો છું."

" મ્હેં ધાર્યું હતું કે, તમને ઘેર આવતાં વિલંબ થશે. તેથી એક ચોપડી સાથે લાવી છું. ઊંઘ આવે નહિ માટે બેઠે બેઠે વાંચવાનો વિચાર હતો."

રમણીએ કહ્યું:—" કેમ જાગતાં રહેવાની શી જરૂર હતી ?"

" રહો, કીકીને સુવાડું." કહીને નવલકથા તથા પાનનો ડબ્બો બકુલાએ પાસેના સોફા ઉપર મુક્યાં. એક ખુણામાં આવેલા સુંદર પારણામાં કીકીને સુવાડી, સોફા ઉપર બેસીને તેણે કહ્યું:-'જાગતી ન રહું કે ? આજે તો તમારી સાથે ભયંકર લઢાઇ કરવાની છે !" આમ કહી તેણે પોતાનું મુખ ગંભીર કર્યું. વિદ્યુતનો પ્રકાશ તેના કાનમાં ઝુલતા ઇઅરીંગ ઉપર પડી ચક ચક કરવા લાગ્યો.

રમણી પોતાના પાટલૂનનાં બન્ને ખીસ્સાંમાં હાથ નાખી પત્નીના મુખ તરફ જોઇ રહ્યો. હાસ્યના આવેગથી તેના ઓષ્ઠયુગલ કંપવા લાગ્યા તેણે કહ્યું:—" એવું તે શું છે કે લઢાઇ કરવાની તૈયારી કરી છે ! કેવી લઢાઈ કરવી છે ? કુસ્તી કે મુક્કા મુક્કી ? "

બકુલાએ કહ્યું:–"કુસ્તી."

ઇંગ્રેજી પોષાક ઉતારી બંગાળી પોષાક પહેરી, સૉફા ઉપર બેઠેલી પત્ની સ્હામે ઉભા રહી રમણીએ હસતાં હસતાં કહ્યું:–" ત્યારે હવે ચાલ ઉઠ ને તૈયાર થઈ જા."

"વાહ ! તમે તો ઉસ્તાદ પહેલવાન થઈ ગયા હો એમ લાગે છે. વીર મહાશય ! તમારે હવે વીરત્વ દર્શાવવાની જરૂર નથી. બેસો." આમ કહી બકુલે પતિને સૉફા ઉપર પોતાની પાસે બેસવાનું સ્થાન દેખાડયું.

રમણીએ પ્રથમની માફક હસતાં હસતાં કહ્યું:–" ત્હારા જેવી ભોળી સ્ત્રી બીજી કોણ હશે ? લઢાઇ કરવાની વાત થઇ છે અને મ્હને પાસે બેસાડતાં પ્રાણનો ભય નથી લાગતો ?"

બકુલે કહ્યું:–" ના ના, મ્હને તમારો બિલકુલ ભય નથી લાગતો. હું લઢાઇ નહિ પણ ઝઘડો કરવા ઇચ્છું છું સમજ્યા ? બેસો, મ્હારી પાસે આવીને બેસો."

રમણીએ સૉફા ઉપર સ્ત્રીની નજીક બેસીને કહ્યું:–" ઝઘડો કરવાનું કાંઇ કારણ ?"

"કારણ એજ છે કે, તમે બીજી કોઇ સ્ત્રીને ચ્હાઓ છો !"

રમણીએ પત્નીના મુખ તરફ જોઇ કૃત્રિમ આગ્રહથી કહ્યું:– "કોને ચ્હાઉં છું ? મ્હને તેનું ઠામ ઠેકાણું તો કહે ?"

બકુલે કહ્યું:–" તમે ઢોંગ કરવામાં તો જબરા ઉસ્તાદ છો ! શું હું તદ્દન ખોટી વાત કહું છું કે ?"

રમણીએ આ વખતે પ્રથમના ભાવનો ત્યાગ કરી કહ્યું:– "ત્યારે એ વાત તને ખરી લાગે છે કે ?"

બકુલા કેવળ મૃદુહાસ્ય કરવા લાગી. તે કાંઇ બોલી નહિ. રમણીએ કહ્યું:–" ત્હારા હાથમાં આ શું છે ? પાન કે ? લાવ હું ખાઉં."

પાન ખાતાં ખાતાં પાછું રમણીએ કહ્યું:–" બોલને; કેમ કાંઇ બોલતી નથી ! મ્હારે માટે ત્હારો કેવો વિચાર છે ? હું વિશ્વાસપાત્ર માણસ છું કે નહિ ?"

બકુલ બોલીઃ–" તમે વિશ્વાસપાત્ર માણુસ નથી. "

" હું વિશ્વાસપાત્ર નથી ? ઠીક છે." આમ કહી બીજી દિશા તરફ મુખ ફેરવી ગંભીર બની જઇને રમણી બેસી રહ્યો. બકુલ અલક્ષિત ભાવથી તેના મુખ તરફ જોઇ મૃદુહાસ્ય કરવા લાગી. રમણી ઉઠીને ધીમે ધીમે ખુલ્લી બારી પાસે જઇ એકાગ્રદષ્ટિથી આકાશ તરફ જોઇ રહ્યો.

બે મિનિટ પછી બકુલે કહ્યું:–" સાંભળો, આમ ક્રોધે ભરાશો નહિ. "

રમણી કાંઇ બોલ્યો નહિ.

બકુલે પણ સૉફા ઉપરથી ઉઠી પતિ પાસે જઇ તેનો હાથ ખેંચી કહ્યું: " અહીં કેમ ઉભા રહ્યા છો ? "

રમણીએ કહ્યું:–" તું અહીંથી જા ! "

બકુલ બોલીઃ–" આવો આવો, આવી રીતે મ્હારા ઉપર ક્રોધ કરશો નહિ. આવો મ્હારે તમને એક વાત કહેવાની છે."

રમણીએ આ વખતે મુખ ફેરવ્યું. તેણે કહ્યું:–" અવિશ્વાસુ માણુસને વાત કહેવાની શી જરૂર છે ? "

બકુલે હસીને કહ્યું:–" એ તો મ્હેં હસતાં હસતાં એમ કહ્યું હતું, સમજ્યા ? તમે વિશ્વાસપાત્ર છો. આવો, એક વાત કહેવાની છે."

રમણી હસીને બોલ્યોઃ–" સંધ્યાકાળથી કહ્યા કરે છે કે, ' વાત કહેવાની છે—વાત કહેવાની છે ' પરંતુ હજી સુધી ત્હારી વાત સાંભળવામાં આવી નહિ ! "

" આવી રીતે મ્હારી સાથે ઝઘડો કરો એટલે વાત ક્યાંથી સંભળાય ? આવો બેસો. "

રમણી હસતાં હસતાં સ્ત્રીનો હાથ ઝાલી સૉફા પાસે ગયો. સ્ત્રીની પાસે બેસી તેણે કહ્યું:–" શી વાત કહેવાની છે ? "

" તમે કાલે જ પ્રવાસે જવાનો નિશ્ચય કર્યો છે કે ? "

" હા. "

" કેમ, બે દિવસ પછી જાઓ તો શી હરકત છે ? "

" બર્થ રિઝર્વ થઇ ગઇ છે. હમણાં ગિર્દી વિશેષ થતી હોવાથી પ્રથમથી રિઝર્વ કરાવી રાખી છે. વળી એવો નિયમ થયો છે કે, યથા દિવસે ન જવામાં આવે તો ટિકીટ નિરુપયોગી થાય. "

" ત્યારે હું પણ તમારી સાથે આવીશ. "

" હમણાં ગાડીમાં ગિર્દી વિશેષ થાય છે. "

" જો એમ હોય તો મ્હને સ્ત્રીઓના ડબ્બામાં બેસાડજો. "

" એ તો જાણે સમજ્યા; પણ હું પાંચ સાત ઠેકાણે ફરવાનો છું. તું રહીશ ક્યાં ? "

" કેમ, તમે ક્યાં રહેશો ? "

" હું તો હૉટેલમાં અથવા ડાક બંગલામાં પણ રહું. "

" ત્યારે મ્હને હૉટેલ તથા ડાક બંગલામાં નહિ રહેવા દે કે ? "

" ના કેમ રહેવા દે ? ખુરસી ટેબલ ઉપર બેસી ખાનસામાએ બનાવેલી રસોઇ છરી કાંટાથી તું જમી શકીશ કે ? "

" હાં હાં, સમજી. મ્હને સાથે લઇ જવી નથી તેથી જ તમે આમ કહો છો. જેઓ પ્રવાસે જતા હશે તેમને સર્વેને ખાનસામાની બનાવેલી રસોઇ છરી કાંટાથી જમવી પડતી હશે કેમ ? ! ઠીક છે, નહિ લઈ જાઓ તો નહિ આવીએ. "

આમ કહી બકુલે પોતાનું મુખ અત્યંત વિષણ્ણ અને ગંભીર કર્યું. થોડા સમય પછી હસી પડીને તેણે કહ્યું:—" મ્હને તો ભાભીએ કહ્યું હતું તેથી તમને આ વાત કરી. "

રમણી બોલ્યો:—" એમ છે કે ? કેસ ત્હારો નથી કેમ ? વકીલાતનામું લીધું છે ? "

પછી રમણી ક્યાં ક્યાં જશે એ સર્વ વિષયની આલોચના થવા લાગી. સ્વામીનું પ્રોગ્રામ સાંભળી બકુલે કહ્યું:—" જુઓ સાંભળો. વધારે દિવસ બ્હાર ગામ રહેશો નહિ. તમારી ગેરહાજરીમાં મ્હારો

જીવ કેટલો બધો ઉદ્વિગ્ન રહે છે તેની તમને શી ખબર ! પંદર વીસ દિવસમાં જરૂર ઘેર પાછા આવજો."

બીજે દિવસે પ્રવાસે જતાં પહેલાં પતિ પત્નીની જ્યારે મુલાકાત થઈ ત્યારે બકુલનું મુખ ઉતરી ગયું હતું. તેનું હાસ્ય અદૃશ્ય થઇ ગયું હતું.

બકુલે કહ્યું:-" તમે જ્યાં હો ત્યાંથી દરરોજ મ્હને એક તાર કરજો અને એક પત્ર લખજો. યાદ રહેશેને ?"

" જરૂર રહેશે."

" જે દિવસે મ્હને તમારા સમાચાર નહિ મળે તે દિવસે હું કાંઇ ખાઇશ નહિ એ પ્રથમથી કહી રાખું છું."

" તને રોજ મ્હારા સમાચાર મળશે. વળી તું પણ મ્હને દર-રોજ પત્ર લખીશને ?"

" લખીશ."

રમણીએ બીજી કેટલીક વાત કર્યા પછી કહ્યું:-" ઘરનાં લગ-ભગ સઘળાં માણસોએ પોત પોતાને જોઇતી વસ્તુ મંગાવી છે. હવે ત્હારે માટે તથા કીકી માટે શું લેતો આવું તે કહે ?"

" લાવશો ? યાદ રહેશે કે ?"

" આવો પ્રશ્ન કેમ પૂછે છે ?"

" ઠીક છે. કીકી માટે એક પેટી ભરીને રમકડાં લેતા આવજો."

" વારું, લેતો આવીશ. હવે ત્હારે માટે ?"

" જુઓ, કાશીમાં ઘણી સુંદર રેશમી સાડીઓ મળે છે; મ્હારે માટે બે સાડીઓ લેતા આવજો."

" ભલે."

કીકીને ચુંબન કરી પત્ની પાસે સત્વર પાછા આવવાનું કબૂલ કરી રમણીમોહન પ્રવાસે નીકળી પડયો.

# પ્રકરણ ૩ જું

## આ નવયુવતી કોણ છે ?

સૂર્યદેવ અસ્તાચળમાં ઉતરી પડવાની તૈયારી કરતા હતા એવામાં રમણીમોહનવાળી ટ્રેઇન જબલપુર સ્ટેશને જઇ પહોંચી. પ્રથમ વર્ગના ડબ્બાનું એક દ્વાર ઉઘાડી રમણીમોહન નીચે ઉતર્યો. પાસેના સર્વન્ટ કમ્પાર્ટમેન્ટમાં તેનો નોકર હતો. તે જલ્દી આવી પહોંચી મજૂરો બોલાવીને સરસામાન ઉતારવા લાગ્યો. પ્લૅટફૉર્મ ઉપર તાર ઑફિસ આવેલી હોઇ રમણી તે તરફ આગળ વધ્યો. ફૉર્મ લઇ તેણે તાર લખ્યોઃ-

મિસિસ બોઝ,

નં—લોઅર સરક્યુલર રોડ

કલકત્તા.

જબલપુર પહોંચ્યો છું. શનિવાર સુધી અત્રે રોકાઇશ. સારો છું.

રમણીમોહન.

આને તાર કરી રમણી સ્ટેશનની બ્હાર નીકળ્યો. નોકરે સરસામાન એક ગાડીમાં ભરાવી દીધો હતો. રમણી પણ બીજી એક ભાડાની ગાડીમાં ચઢી બેઠો. ગાડીવાને પૂછ્યુંઃ-" સાહેબ! ક્યાં લઇ જાઉં ?

રમણીએ કહ્યુંઃ-" ડાક બંગલામાં."

ડાક બંગલો સ્ટેશનની નજીક જ હતો. વિના વિલંબે બન્ને ગાડી ત્યાં જઇ પહોંચી. ડાક બંગલામાં પ્રવેશ કરતાંની સાથે જ રમણીએ બંગલાના ઓટલા ઉપર નેતરની આરામ ખુરસી ઉપર એક અર્દ્ધશાયિતા યુવતીને જોઇ. યુવતીના શરીરનો રંગ ઉજ્વળ ગૌર હતો. તેની ઉમ્મર કેટલી હશે એ સંબંધી રમણી કાંઇ નિશ્ચય કરી શક્યો નહિ. યુવતીએ આસમાની રંગની એક સાડી નવ્યપ્રથાનુસાર પહેરી હતી. તેના હાથમાં એક પુસ્તક હતું. એ યુવતી ઉત્સુક

દૃષ્ટિથી ગાડી તરફ જોઇ રહી હતી. ગાડી ઓટલા પાસે ગઇ એટલે યુવતી ઉઠીને અંદર ચાલી ગઇ.

ડાક બંગલાના ખાનસામાએ દોડી આવી રમણીને સલામ કરી બ્લૉક ઉઘાડી આપ્યો. રમણીએ અંદર પ્રવેશ કરી ખાનસામાને ચ્હા લાવવાનો હુકમ કર્યો. નોકરે બીજી ગાડીમાંનો સરસામાન ઉતારી એ બ્લૉકમાં યથાસ્થળે ગોઠવી દીધો. પછી બીસ્રો છોડી તે પલંગ ઉપર બિછાનું કરવા લાગ્યો.

જ્યાં સુધી ખાનસામો આવ્યો નહિ ત્યાં સુધી ઘણા કુતૂહલથી રમણી પોતાના મનમાં વિચારવા લાગ્યોઃ–" એ યુવતી કોણ હશે ? બંગાળી હશે કે ? આકાર પ્રકાર તો બંગરમણી જેવો જ છે. "

થોડા સમય પછી ખાનસામો ચ્હા લઇ આવ્યો. રમણીએ ચ્હા પી લીધી. પછી ખાનસામો ટેબલ સાફ કરવા લાગ્યો એટલે રમણીએ તેને હિંદુસ્તાની ભાષામાં પૂછ્યુંઃ–" ડાક બંગલામાં બીજા કોઈ સાહેબ છે કે ? "

" હા હજુર. " ખાનસામાએ હિંદીમાં ઉત્તર આપ્યો.

" કોણ સાહેબ છે ? "

" તેમનું નામ પોલ સાહેબ છે. સાથે મેમસાહેબ પણ છે. "

" પોલ સાહેબ ? વિલાયતી સાહેબ છે કે ? "

" ના હજુર. આ દેશના જ છે. "

" કેટલા દિવસથી એ સાહેબ અહીં આવ્યા છે ? "

" આજે પાંચ દિવસ થયા હજુર. "

" તેઓ શું કરે છે ? "

" દરરોજ સ્હવારે નાસ્તો કરી, એક બેગ લઇ તેઓ બ્હાર જાય છે. અગીયાર વાગ્યે પાછા આવે છે. પછી બે ત્રણ વાગ્યે બ્હાર જાય છે તે રાત્રે સાત આઠ વાગ્યે પાછા આવે છે. "

" મેમસાહેબ પણ તેમની સાથે જાય છે કે ? "

" ના હજુર. સાહેબ એકલા જ જાય છે. મેમસાહેબ અહીં જ રહે છે. "

રમણી ચુપ થયો. ખાનસામો ઉત્સુકતાથી તેના મુખ તરફ જોઇ રહ્યો. થોડા સમય પછી તેણે પૂછ્યું:–" હજુર પોલિસ ઑફિસર છે કે ? "

રમણી મનમાં ને મનમાં હસ્યો. તેણે વિચાર્યું:–" હું આટલી પૂછપરછ કરું છું તેથી તે મ્હને ડિટેક્ટિવ ધારે છે." આમ વિચારી તેણે કહ્યું:–" ના, હું હાઇકોર્ટનો વકીલ છું." પછી ખાણાનો ઑર્ડર લઈ ખાનસામો ત્યાંથી ચાલ્યો ગયો.

## પ્રકરણ ૪ થું.

### રમણીનું આશ્ચર્ય

આખા દિવસની ટ્રેઇનની મુસાફરીથી રમણી ઘણો ક્લાન્ત થઇ ગયો હતો. તે સ્નાન કરી રહ્યો એટલે તેના નોકરે તેને પૂછ્યું:– " હજુર ! હમણાં કપડાં પહેરશો કે ? "

રમણીએ કહ્યું:–" ના, હમણાં બ્હાર જવું નથી. "

યથાસમયે ડાકબંગલાના ખાનસામાએ આવી પૂછ્યું:–" હજુર ! આપ ડિનરરૂમમાં પધારશો છો કે ખાણું અહીં લાવું ? "

રમણીએ કહ્યું:-" ના, હમણાં પોષાક પહેરવો નથી. ખાણું અહીંજ લઈ આવ. "

રાત્રિ વિશેષ થતાં પૂર્વે જ ભોજન કરી લઇ રમણી સૂઇ ગયો.

બીજે દિવસે સ્હવારે ઉઠી ચ્હાપાન અને નાસ્તો કરી રમણી ચીરૂટ પીતો બેઠો હતો એવામાં તેના નોકરે આવી તેને એક કાર્ડ આપ્યું. એ કાર્ડમાં છાપેલું હતું કે, ' મિસ્ટર સી, કે, પોલ, કલકત્તા લાઇફ એસ્યુરેન્સ કંપની. "

રમણીએ કહ્યું:–" સલામ કહે. "

નોકર બ્હાર ગયો. બીજી ક્ષણેજ ઇંગ્રેજી પોષાકમાં સજ્જ થયેલા એક કૃષ્ણવર્ણના ખર્વાકાર પુરુષે પ્રવેશ કરી રમણીમોહનને ઇંગ્રેજી

રીત પ્રમાણે અભિવાદન કર્યું. એ પુરુષની બન્ને આંખો ન્હાની હતી. મુખાકૃતિ લાંબી--કેટલેક અંશે અશ્વાકૃતિ હતી. ઓષ્ઠયુગલ ઘણા સ્થૂળ હતા. કંઠસ્વરમાં કર્કશતા હતી. રમણીએ કરકંપન કરી તેને બેસાડીને કહ્યું:-" ડાકબંગલાના પેલા સ્હામેના ઓરડામાં આપનો જ મુકામ છે કે ? "

" યસ. "

" કેટલા દિવસથી આપ અત્રે છો ? "

" સિક્ષ ડેઝ. "

રમણીએ પોતાના મનમાં વિચાર્યું:-" આ તો ભયંકર સાહેબ દેખાય છે ! હું બંગાળીમાં વાત કરું છું અને એ ઇંગ્રેજીમાં ઉત્તરો આપે છે ! "

રમણીએ વિઝિટીંગ કાર્ડને હાથમાં હલાવતાં હલાવતાં બંગાળીમાં જ કહ્યું:-" આપ આ ઇન્સ્યુરેન્સ કંપનીના એજંટ હો એમ લાગે છે ! "

" યસ. " આટલું બોલી એ પુરુષ જાણે કે ઘણો ચંચળ બની ગયો. ખુરસીમાં અસ્થિર ભાવથી બેસી તેણે ત્રુટક બંગાળીમાં કહ્યું:- " હું બંગાળી બરાબર બોલી શકતો નથી, થોડું થોડું સમજી શકું છું. "

રમણીએ પુછ્યું:-" આપ બંગાળી નથી કે ? "

" ના હું મદ્રાસી છું. મ્હારાં મેમસાહેબ બંગાળી છે. "

રમણીએ ઇંગ્રેજીમાં કહ્યું:-" સમજ્યો. મ્હને ક્ષમા આપજો. મ્હેં ધાર્યું હતું કે, આપ બંગાળી છો. " પછી રમણી પણ ઇંગ્રેજીમાં વાત કરવા લાગ્યો. અમે એ બન્નેની વાતચિતનો ગુજરાતી અનુવાદ અત્રે ઉતારીએ છીએ.

રમણીએ કહ્યું:-" આપ ક્રિશ્ચિયન્ છો કે ? "

" હા મહાશય. "

" કલકત્તાથી સીધા અત્રે આવ્યા છો કે ? "

"ના મહાશય, કલકત્તા છોડયાને લગભગ છ માસ થઇ ગયા છે. રસ્તે ભિન્ન ભિન્ન સ્થળે ફરીને અત્રે આવ્યાં છીએ."

"કામકાજ કેવું થયું ?"

ભ્રકુટી ચઢાવી મસ્તક હલાવીને પોલે કહ્યું-"જોઇએ એવું નથી થયું. હિંદુ લોકો જીંદગીનો વીમો ઉતરાવવા સહેલાઇથી સંમત થતા નથી. પ્રથમ તેઓ એમજ સમજે છે કે, 'આટલા રૂપિયા આપીએ ત્યારે આટલા રૂપિયા મળે' એથી વિશેષ લાભ શો છે ?"

આ વાર્તા સાંભળી રમણી હસી પડયો. પોલ પણ હસવા લાગ્યો. છેવટે તેણે કહ્યું:-"આપ જ કલકત્તા હાઇકોર્ટના વિખ્યાત વકીલ મિ. બોઝ કે ?"

રમણીએ કહ્યું:-"વિખ્યાત છું કે કેમ તે જાણતો નથી; પણ હું કલકત્તા હાઇકોર્ટનો વકીલ તો છું."

પોલે સહજ સલજ્જભાવથી પૂછ્યું:-"આપે આપની જીંદગીનો વીમો ઉતરાવ્યો છે કે ?"

રમણીએ કહ્યું:-"જીંદગીનો વીમો તો ઘણાં વર્ષથી ઉતરાવ્યો છે."

પોલે કહ્યું:-"ત્યારે બીજો પણ વીમો ઉતરાવોને. અમારી કંપની ઘણી સારી છે. જો કે કંપની નવી છે; પણ ડિરેકટરો ઘણા સારા લોક પ્રતિષ્ઠિત છે. જો આપ બીજો એક......"

રમણીએ કહ્યું:-"આટલી ઉમ્મરે મ્હારો વીમો કોણ ઉતારે ?"

પોલે વિચારમાં પડી જઇ કહ્યું:-"કેમ ? આપની ઉમ્મર કેટલી છે ?"

રમણીએ હસીને પૂછ્યું:-"આપ કેટલી ધારો છો ?"

પોલે દશ સેકંડ સુધી રમણીના મુખ તરફ જોઇ રહીને કહ્યું-"ત્રીસ વર્ષ થયાં છે કે ?"

રમણીએ કહ્યું:-"મહાશય ! મ્હારો મ્હોટો છોકરો ત્રીસ વર્ષનો તો છે. મ્હારી ઉમ્મર અડતાળીસ વર્ષની છે."

પોલ બોલ્યોઃ–" ના મહાશય ! આપ વિનોદ કરો છો. હજી તો આપનો એક પણ વાળ પાક્યો નથી !"

રમણીએ કહ્યુંઃ–" વાળ નહિ પાકવાનું કારણ છે. આપના વાળ પાકવાનો જ્યારે આરંભ થાય ત્યારે આપ મ્હારી પાસે આવજો. મિસ્ટર પોલ! વાળ પાકતા કેવી રીતે બંધ થાય તે હું આપને શીખવાડી દઇશ."

પોલ રમણીના ભ્રમરકૃષ્ણ કેશ અને મુછો તરફ આશ્ચર્યયુક્ત દૃષ્ટિથી જોઈ રહ્યો. થોડા સમય પછી તેણે કહ્યુંઃ–" ના, આપની ઉમ્મર ચાળીસ વર્ષ ઉપર હોય એમ લાગતું નથી."

રમણીઃ–મ્હારી વાત ઉપર આપવાને વિશ્વાસ ન હોય તો પછી એ વાતની વિશેષ ચર્ચા કરવી વૃથા છે.

પોલે સમયસૂચકતા વાપરી કહ્યું–" ના ના, આપની વાત ઉપર મ્હને વિશ્વાસ છે. આપ જો વીમો ન ઉતરાવો તો આપના કોઇ સગા સંબંધી—"

રમણીએ કહ્યુંઃ–" હા, મ્હારાં સગાં સંબંધી આપની કંપનીમાં જ વીમો ઉતરાવે એવી ભલામણ હું તેમને અવશ્ય કરીશ. હવે મ્હારે સ્ટેશન તરફ જવાની જરૂર છે."

આમ કહી રમણી ઉઠયો. પોલે પણ ઉઠી ઉભા થઇ કહ્યુંઃ– " ઠીક ત્યારે સાહેબજી. હું પણ બ્હાર જઇશ. પછી પાછો મળીશ." આટલું કહી તે વિદાય થયો.

રમણીમોહન પોતાના નોકરને બોલવી વસ્ત્રાદિ પહેરવા લાગ્યો. તેણે ઘડીઆળમાં જોયું તો લગભગ આઠ વાગ્યા હતા. અલ્હાબાદથી સવા આઠ વાગ્યે પેસેન્જર ટ્રેઇન આવતી હોઇ એ ટ્રેઇનમાં રમણીની મૉટર ગાડી અને તેનો ચાલક સુંદરસિંહ આવનાર હતા. રમણી ચીરૂટ સળગાવી હાથમાં લાકડી લઇ પગે ચાલતો સ્ટેશન તરફ જવા લાગ્યો.

પેસેન્જર ચાલી ગઇ. લગેજના ડબ્બામાંથી મૉટર ઉતરાવી એ મૉટરમાં બેસીને રમણી થોડા વખત સુધી શહેરના રસ્તાઓ ઉપર ફર્યો. તે લગભગ દશ વાગ્યે મૉટરસહ ડાક બંગલામાં પાછો આવ્યો.

મૉટરનો અવાજ સાંભળી પેલની સ્ત્રી ડાક બંગલાના ઓટલાપર આવી ઉભી રહી.

રમણીમોહને જોયું કે, પેલની સ્ત્રીએ અલ્પકાળ પૂર્વે જ સ્નાન કર્યું હતું. તેનો છુટો ચોટલો પીઠ ઉપર સર્પાકૃતિથી પડયો હતો. ગુલાબી રંગની એક રેશમી સાડી તેણે પહેરી હતી. પગમાં ચંપલ પહેરી હતી. મૉટર ડાક બંગલાના ઓટલા નજીક આવી એટલે રમણીમોહન એ નવયુવતીને સ્પષ્ટ ભાવથી જોઇ શકયો. એ નવયુવતી યથાર્થ સુંદરી હતી. તેના શરીરનો રંગ અત્યંત સ્વચ્છ અને ઉજવળ હતો. નયનયુગલ વિશાળ હતાં. મુખમંડળ અનિન્દ્ય હતું. રમણીનાં નયન સાથે પોતાનાં નયનનું મિલન થતાં જ તે મુખ ફેરવી પોતાના ઓરડામાં ચાલી ગઈ.

મૉટર ઓટલાનાં પગથીઆં પાસે આવી ઉભી રહી.

## પ્રકરણ ૫ મું

### પરિચય

સ્નાન કરવા જતાં પહેલાં રમણીમોહન આયના સ્હામે બેસી પોતાનું ક્ષૌરકાર્ય સંપન્ન કરતો હતો; એવામાં ડાક બંગલાના ખાનસામાએ આવીને પૂછ્યું:—" ખાણું અહીં લાવું કે, હજુર ડિનર રૂમમાં આવશે ? "

રમણીએ ક્ષણ કાળ વિચાર કરીને કહ્યું:—" હું ડિનર રૂમમાં જ આવું છું. "

સ્નાન કરી આવી ગણગણ સ્વરે ગાન ગાતાં ગાતાં રમણીએ પોષાક પહેરવા માંડયો.

યથાક્રમે ડિનર રૂમના ઘડીઆળમાં અગીઆરના ટકોરા વાગ્યા. ખાનસામાએ આવીને કહ્યું:–" હજુર! ખાણું ટેબલ ઉપર તૈયાર છે.

રમણીએ ડિનર રૂમમાં પ્રવેશ કરીને જોયું કે પોલ એક ખુરસી ઉપર બેસી સિગારેટ પીએ છે તથા તેની સ્ત્રી પાછળના ઓટલા તરફ પડતી ખુલ્લી બારી પાસે ઉભી રહી પુષ્પલતાઓ તરફ ચંચળ દૃષ્ટિથી જોઇ રહી છે.

રમણીના પગનો અવાજ સાંભળી તેણે પાછું ફરી તેના તરફ જોયું. પોલે ઉઠી ઉભા થઇ કહ્યું:–" મિસ્ટર બોઝ! આ મ્હારી સહધર્મિણી છે."

રમણીએ કેવળ મસ્તક નમાવી અભિવાદન દર્શાવ્યું. બંગાળી બાળાને ઈંગ્રેજી પ્રથાનુસાર 'હાઉ ડુ ડુ' રહેવાનો પ્રયત્ન તેણે કર્યો નહિ.

પોલે કહ્યું:–" આ કલકત્તા હાઇકોર્ટના વિખ્યાત વકીલ મિસ્ટર બોઝ છે. સુશી, ત્હેં એમનું નામ તો અવશ્ય સાંભળ્યું જ હશે!"

નવયુવતીએ ઇંગ્રેજીમાં કહ્યું:—" વર્ત્તમાનપત્રોમાં એમનું નામ વાંચ્યું હોય એમ લાગે છે."

રમણીએ હસીને કહ્યું:–" વર્ત્તમાનપત્રમાં કેસના વિવરણમાં તો મ્હારું નામ નહિ જ જોવામાં આવ્યું હોય, મિસિસ પોલ."

સુશીએ કહ્યું:–" એમ કેમ?"

રમણીએ પ્રથમની માફક હસતાં હસતાં કહ્યું:–" કારણ કે એ ખ્યાતિનું મૂલ્ય કેવળ બે રૂપિયા છે."

" એટલે? આપ શું કહો છો એ હું સમજી શકતી નથી."

" વર્ત્તમાનપત્રના રીપોર્ટરને બે રૂપિયા ચ્હાપાણીના આપવામાં આવે છે એટલે બીજા દિવસના વર્ત્તમાનપત્રમાં કેસનું વિવરણ અને વકીલનું નામ છાપવામાં આવે છે."

પોલ આ વાત સાંભળી હસી પડયો. તેના કાળા મુખમાં સાદા દાંત ચમકી ઉઠયા.

ભોજન કરતાં કરતાં ઇંગ્રેજીમાં જ વાત ચાલવા લાગી.

રમણીએ જોયું કે, સુશી ઇંગ્રેજીમાં સતત વાત કરી શકતી નહોતી. વચ્ચે વચ્ચે સ્વામી સ્ત્રીમાં અર્દ્ધ બંગાળી અને અર્દ્ધ હિન્દી ભાષા પણ ચાલવા લાગી. હિન્દી ભાષા પણ સુશીને બરાબર આવડતી નહોતી.

રમણી જબલપુરમાં કેટલા દિવસ રહેશે, નર્મદાનો ધોધ જોવા તે જશે કે કેમ, જબલપુર છોડયા પછી તે કયાં જશે એ સર્વ વિષયો સંબંધી વાતચિત ચાલવા લાગી.

ભાદ્ર માસ ઉતરવા આવ્યો હતો પહેલાં જે થોડો વાયુ વિહરતો હતો તે બંધ થઇ જઇ પુષ્કળ ગરમીનો અનુભવ થવા લાગ્યો. સુશીએ ટેબલ ઉપરથી નૅપકિન્ લઇ પોતાને વાયુ ઢાળતાં ઢાળતાં રમણીના તરફ જોઇ .એકાએક બંગાળીમાં કહ્યું:–" ઓહ ! કેટલી બધી ગરમી પડે છે! આપણા કલકત્તામાં પણ અત્યારે આટલી બધી ગરમી પડતી હશે કે ? "

રમણી વિપન્ન થયો. પ્રથમતઃ આ પ્રવાસમાં બંગાળી બાળાના મુખના બંગાળી શબ્દો તેને ઘણા મધુર લાગ્યા. બંગાળીમાં જ ઉત્તર આપવાની તેની ઇચ્છા હતી; પરંતુ પોલ બંગાળી બરાબર જાણતો નહોતો. આવા સ્થળે તેને બાદ કરી તેની સ્ત્રી સાથે વાતચિત કરવાનું રમણીને વ્યાજબી લાગ્યું નહિ. તેથી તેણે ઈંગ્રેજીમાં ઉત્તર આપ્યો કેઃ–"મિસિસ પોલ ! મ્હેં લગભગ બે અઠવાડીઆંથી કલકત્તા છોડયું છે; છતાં મ્હને એમ લાગે છે કે, હમણાં કલકત્તામાં અહીંના જેટલી ગરમી તો નહિ જ પડતી હોય. " પછી ઊંચી નજર કરી કહ્યું;–" પંખો તો ટાંગેલો છે. ખેંચનાર માણસ નથી કે શું ? "

સુશીએ બંગાળીમાં કહ્યુંઃ—"જો દરરોજના આઠ આના આપવામાં આવે તો ખાનસામો પંખો ખેંચનાર માણસનો બંદોબસ્ત કરે છે! "

રમણીએ ઇંગ્રેજીમાં કહ્યું:–" ઠીક છે, પંખો ખેંચાવવાનો બંદોબસ્ત હું કરું છું."

પોલે પોતાના બન્ને કર્ણ સુધી દંતપંક્તિનો વિકાસ કરી કહ્યું:–" બોલો-બોલો, તમે લોકો તમારે જે બોલવું હોય તે બંગાળીમાં જ બોલો. હું બંગાળી સમજી શકું છું; પરંતુ બોલી શકતો નથી. "

ભોજન કરી રહ્યા પછી રમણીમોહને ખાનસામાને બોલાવી પંખો ખેંચાવવાનો બંદોબસ્ત કર્યો. પછી ઓટલા ઉપર ખુરસીઓ નખાવી ત્રણે જણાં વાતચિત કરવા લાગ્યાં.

રમણીએ પૂછ્યું:—" અહીંથી કલકત્તાની પોષ્ટ કેટલા વાગ્યે નીકળે છે ? "

પોલે ઉત્તરમાં કહ્યું:—" હેડ પોષ્ટ ઑફીસમાંથી ચાર વાગ્યે અને રસ્તાઓની લેટર બૉક્ષમાંથી ત્રણ વાગ્યે નીકળે છે. "

રમણીએ ઘડીયાળમાં જોયું તો બાર વાગ્યા હતા. તે ઉઠી પોતાના શયનગૃહમાં જઇ પત્નીને પત્ર લખવા બેઠો. નવો રાખેલો પંખો ખેંચનાર એ શયનગૃહની બ્હાર ઓટલા ઉપર, કેરોસિન બૉક્ષ ઉપર બેસી પંખો ખેંચવા લાગ્યો.

રમણીએ નીચે પ્રમાણે પ્રત્ર લખ્યો:–

ડાક બંગલો–જબલપુર

 બહુરાણી,

કાલે સંધ્યાકાળે જબલપુર આવી પહોંચતાંની સાથે જ તને તાર કર્યો છે. આ સ્થાન મ્હને ઘણું ગમે છે. હું અત્રે લગભગ એક અઠવાડીયું રહીશ.

અલ્હાબાદથી રવાના થતી વખતે મ્હારા જીવનદાતા પેલા માળીને પાંચ રૂપિયા બક્ષિસ આપી આવ્યો છું. ત્હારો હુકમ હોવાથી આપવા જ પડયા. ડાકબંગલાના બગીચામાં પહેલાં પણ તેણે ઘણા સાપ માર્યા છે; પરંતુ પૂર્વે તેને કોઈએ પાંચ રૂપિયા બક્ષિસ આપી નથી. ગમે તેમ હો, પણ પાંચ રૂપિયા મળવાથી તે ઘણો પ્રસન્ન થયો છે.

હવે હું અહીંની સઘળી હકીકત લખું છું. જો સઘળી હકીકત

વિસ્તારથી ન લખું તો કદાચ તને ક્રોધ ઉપજે એવો મ્હને ભય રહે છે! તેથી વિસ્તારથી લખું છું.

તને તાર કરી ડાકબંગલામાં આવી ચ્હા પીધી. ત્યાર પછી સ્નાન કર્યું. કવખતે સ્નાન કર્યું સમજી તું ક્રોધ કરીશ નહિ—સમસ્ત દિવસના ટ્રેઇનના પ્રવાસમાં લગભગ પાંચ છ શેર ધૂળે મારા શરીરમાં આશ્રય લીધો હતો. સ્નાન કરી શયનગૃહમાં આરામખુરસી ઉપર નિર્જીવની માફક ઘણા સમય સુધી પડી રહ્યો. કાગળ કલમ બ્હાર કાઢી તને પત્ર લખવાનો એક વખત વિચાર કર્યો; પરંતુ ઘણા આળસનો અનુભવ થવાથી ઉઠી શક્યો નહિ. બત્તીને ખુરસી પાસે મૂકાવી હું એક પુસ્તક વાંચવા લાગ્યો. આંખોમાં ઘણી ઉંઘ ભરાઇ હતી. વાંચતાં વાંચતાં વચ્ચે વચ્ચે ઝોકાં આવવા લાગ્યાં.

રાત્રે સાડા નવ વાગ્યે ખાનસામો ભોજન સામગ્રી લઇ આવ્યો. ભોજન કરી હું સૂઇ ગયો. જે સ્થળે પલંગ છે તેની બે બાજૂએ બે બારીઓ આવેલી છે. બન્ને બારી ઉઘાડી રાખીને જ હું સૂઇ ગયો હતો. ઘણી રાત્રે જ્યારે નિદ્રાનો ભંગ થયો ત્યારે વાયુ જોરથી વાતો હતો. થોડી ઘણી ઠંડીનો અનુભવ થવાથી ઉઠીને એક બારી બંધ કરી નાખી.

સ્હવારે જ્યારે ઉંઘ ઉડી ગઇ ત્યારે સાત વાગ્યા હતા. ઉઠી હાથ મોં ધોઇ ચ્હાપાન કર્યું એટલે શરીરને ઘણો આરામ જણાયો. સવાઆઠ વાગ્યાની ગાડીમાં સુંદરસિંહ મૉટર લઇ આવી પહોંચનાર હોવાથી સ્ટેશને જવાનો વિચાર કરતો હતો એવામાં 'પોલ સાહેબ' નામનો એક માણસ મ્હારી પાસે આવી પહોંચ્યો. તે દેશી ક્રિશ્ચિયન્ હોઇ મદ્રાસનો રહેવાસી છે. મ્હને લાગે છે કે તે કિસ્કિન્ધાનો રહેવાસી હોવો જોઇએ; કેમ કે તેનો ચ્હેરો, વાતચિત કરવાની રીત, બુદ્ધિશક્તિ વગેરે રામાયણમાં વર્ણવેલા એ પ્રદેશના રહેવાસીઓના જેવી જ છે. તેણે પોતાની એવી ઓળખાણ આપી કે, કલકત્તામાં આવેલી એક જીંદગીના વીમાની કંપનીનો તે ટ્રાવેલિંગ એજંટ છે.

પોતાની કંપની માટે ગ્રાહકો મેળવવા તે જૂદાં જૂદાં સ્થળોએ ફર્યા કરે છે. તેણે મ્હને પણ જીંદગીનો વીમો ઉતરાવવાનો આગ્રહ કર્યો! મ્હેં તેને કહ્યું કે, મ્હને ૪૮ વર્ષ થઇ ગયાં છે! ૪૫ વર્ષથી વિશેષ ઉમ્મરના માણસનો વીમો કંપનીઓ ઉતારતી નથી તેથી હું કેવી રીતે વીમો ઉતરાવું? પ્રથમથી તો મ્હેં જે ઉમ્મર કહી તે તેને ખરી લાગતી ન્હોતી. તે તો એમજ કહેતો હતો કે, 'આપની ઉમ્મર ત્રીસ વર્ષ કરતાં વિશેષ નથી.' છેવટે તેણે મ્હારી ઉમ્મર ચાળીસ વર્ષની ઠરાવી છે. કોઇ રીતે તેને વિદાય કરી દઈ હું સ્ટેશને ગયો.

સ્ટેશન ઉપર બે ત્રણ માણસોએ મ્હને ઘેરી લીધો. તેઓ ગાઇડ અર્થાત્ ભોમિયા હતા. તેઓ એક સાથે બોલવા લાગ્યાઃ—"See Narbada Falls, Sir? I guide, show you everything Sir." ઇત્યાદિ. સદ્‌ભાગ્યે એટલામાં ટ્રેઇન આવી પહોંચી. એટલે તેમના હાથમાંથી મ્હારો ઉદ્ધાર થયો. તેઓ મ્હારો ત્યાગ કરી બીજા શિકારની શોધમાં નીકળી પડયા.

આજે જમતી વખતે જીંદગીના વીમાવાળા સાહેબની મેમસાહેબને જોઇ. એ બંગાળી બાળિકા છે. તે દેખાવડી હોઇ તેનો કંઠસ્વર મધુર છે. તેની પાસે તેનો પતિ હંસ પાસે કાગડા જેવો દેખાય છે અર્થાત્ ત્હારી પાસે જેવો હું દેખાઉં તેવો જ તે દેખાય છે!

કાલે કે પરમ દિવસે હું નર્મદાનો ધોધ જોવા જઇશ. આજે સ્હાંજે ચ્હા પીધા પછી ત્હારે માટે ગોલ્ડસ્ટોનની વીંટી ખરીદ કરવા બજારમાં જઇશ. તું, કીરી તથા બીજાં બધાં કેમ છો તે લખજે. ત્રણ વાગ્યાની અંદર પત્ર પોષ્ટ કરવાનો હોવાથી આજે આટલેથી સમાપ્ત કરું છું.

ત્હારો
રમણીમોહન

પત્ર કવરમાં બીડી પોસ્ટમાં નાખવા મોકલી થોડો સમય વિશ્રામ લેવાના વિચારથી, કોટ, કૉલર કાઢી નાખી રમણી આરામ ખુરસીમાં લાંબો થયો. તેના મૉટરચાલક સુંદરસિંહે આવી પૂછ્યું:—"સાહેબ! આજે કેટલા વાગ્યે બ્હાર જવું છે?"

રમણીએ કહ્યું:-"ચાર વાગ્યે."

સલામ કરી સુંદરસિંહ ચાલ્યો ગયો.

રમણી એક પુસ્તક હાથમાં લઇ વાંચવા લાગ્યો. થોડી મિનિટ પછી તેને સહજ તંદ્રા આવી.

સ્હાડા ત્રણ વાગ્યે ખાનસામાએ આવી પૂછ્યું:-" હજુરની ચ્હા અહીં લાવું કે બ્હાર ઓટલા ઉપર?"

રમણીએ સ્વગત કાંઇ વિચારીને કહ્યું:-"બ્હાર ઓટલા ઉપર."

---

## પ્રકરણ ૬ ઠ્ઠું.

---

## એકલી અટૂલી

દશ મિનિટ પછી પોષાક પહેરી ઓરડામાંથી બ્હાર નીકળતાં રમણીએ થોડે દૂર લીંબુના ઝાડ નીચે એક બળદગાડી ઉભી રહેલી જોઇ. ઓટલા ઉપર એક બાજૂએ ચ્હાનું ટેબલ હતું. પોલ અને તેની સ્ત્રી ત્યાં બેઠેલાં હતાં. એક ખુરસી ખાલી પડેલી હતી.

રમણી ધીમે ધીમે ત્યાં ગયો. સુશીએ બંગાળીમાં કહ્યું:-" આવો બેસો."

રમણી બેઠો એટલે સુશીએ કહ્યું:-" આપ ઉંઘી ગયા હતા કે શું?"

રમણીએ કહ્યું:-"એમ લાગે છે ખરું."

પોતે જાણે કાંઇ સમજી શક્યો ન હોય એવી રીતે પોલે રમણી તથા પોતાની સ્ત્રી તરફ જોયું. રમણીએ સુશી સાથેની પોતાની વાત પોલને ઇંગ્રેજીમાં સમજાવી. સુશીએ રમણીના મુખ તરફ જોઇ કહ્યું:-" આપની બન્ને આંખો સહજ ફુલી ગઇ હોય એમ લાગે છે."

રમણીમોહને પોલને ઉદ્દેશીને કહ્યું:-"મિસ્ટર પોલ! આપ બન્ને બ્હાર જાઓ છો કે શું? પેલી ગાડી કોની છે?"

પોલે કહ્યું:-"હુ એકલોજ બ્હાર જાઉં છું; મ્હારી સ્ત્રી અહીં રહેશે. જુઓ, હવે હું ઇંગ્રેજી નહિ બોલું. જેવું આવડશે તેવું બંગાળી બોલીશ."

આ સમયે ખાનસામો બીજી એક નવી ચ્હાદાની લાવી ત્યાં મૂકી ગયો. સુશીએ રમણી તરફ જોઇ કહ્યું:-"આપની ચ્હા હું રેડી આપું કે ?"

રમણીએ કહ્યું:-"થૅન્કસ. આપને કષ્ટ ન થાય તો રેડી આપો."

ચ્હા પી રહ્યા પછી પોલ ઉઠી ઉભો થયો. તે સિગારેટ સળગાવવા લાગ્યો. સુશીએ પૂછ્યું:-"આપની ચ્હામાં કેટલા ચમચા ખાંડ નાખું ?"

પોલે હસતાં હસતાં કહ્યું:-"એમને ખાંડ ન આપીશ—ન આપીશ."

સુશીના હાથમાં ખાંડથી ભરેલો ચમચો હતો. તેણે એક વખત પતિ તરફ અને એક વખત રમણી તરફ પ્રશ્નપૂર્ણ દૃષ્ટિથી જોયું.

રમણીએ કહ્યું:-"બે ચમચા નાખો"

પોલે કહ્યું:-"ના-ના, તું પોતે જ ખાંડ જેવી સ્વાદિષ્ટ છે તેથી મિસ્ટર બોઝને ખાંડની જરૂર રહેશે નહિ." આમ કહી ઉચ્ચકંઠે સૂર કાઢી તે બોલ્યો:-

"When lovely Susie sits by me,
I want no sugar in my tea—
Tra—la—la—la—la-la"

આમ બોલતાં બોલતાં પોલ નૃત્યનો ભાવ દર્શાવવા લાગ્યો. સુશીએ સહજ વિરક્ત અને લજ્જિત થઇ બીજી દિશા તરફ મુખ ફેરવ્યું. તેણે કહ્યું:-"સૉંગ!"

પોલ બોલ્યો:-"યસ ડિયર! આ કૉમિક સૉંગ છે-સુંદર સૉંગ છે."

સુશી બોલી:-"ખરું છે, સુંદર નાચ માટે યોગ્ય થઈ પડે એવું સુંદર સૉંગ છે!"

સ્ત્રીના મુખ તરફ જોઇ પોલ સમજી શકયો કે, તેના મનમાં જે રસ ઉદ્રિક્ત થયો છે તે યથાર્થ હાસ્ય રસ નથી. તેણે પૂછ્યું:–"સુશી, ત્હેં શું કહ્યું ?"

રમણીએ હસતાં હસતાં કહ્યું:–"તમારો નાચ જોઇ એણે તમને રીંછ કહ્યા છે !"

આ વાત સાંભળી સ્ત્રીના સ્કંધ સાથે પોતાના વક્ષસ્થળનો સ્પર્શ કરી પોલે કહ્યું:–" Baauty-and the Beast." આમ કહી તે હો હો કરી હસી પડયો. હાસ્ય અટકતાં તે બોલ્યો—" Beauty and the Boast-ચમત્કારિક પૅન્ટોમાઇમ. મ્હેં કલકત્તામાં રહી જોયો હતો. આપે જોયો છે કે મિસ્ટર બોઝ ?"

"બાલ્યાવસ્થામાં જોયો હતો."

પોલે ઘડીઆળ કાઢી જોયું તો ચાર વાગી ગયા હતા. તેણે કહ્યું:–"મિસ્ટર બોઝ! હવે હું બહાર કામે જાઉં છું. રાત્રે આઠ વાગ્યે પાછો આવીશ." આમ કહી હૅટ અને બૅગ હાથમાં લઇ તે પેલી ગાડીમાં જઈને બેઠો. કર્કશ અવાજ કરતી ગાડી ડાક બંગલાની બ્હાર નીકળી પડી.

સુશીએ રમણીને પૂછ્યું:–"બીજો એક પ્યાલો ચ્હા આપને આપું કે ?"

રમણીએ કહ્યું:—"ફરી આપને તકલીફ આપું એ ઠીક નહિ. હું પોતે જ રેડી લઉં છું." આમ કહી રમણીએ ચ્હાદાનીનો હૅન્ડલ પકડયો.

"ના–ના, મૂકી દો, હું આપું છું." કહીને સુશીએ રમણીનો હાથ છૂટો કરી ચ્હા રેડવા માંડી.

રમણીએ કહ્યું:–"આપ પણ બીજો એક પ્યાલો લો."

"ના, વિશેષ ચ્હા મ્હને માફક આવતી નથી."

રમણી ચ્હા પીવા લાગ્યો. એવામાં સુંદરસિંહે મૉટર લઇ આવી ઓટલાનાં પગથીઆં પાસે ઉભી રાખી. સુશીએ એ તરફ

જોઇને પૂછ્યું:-" આ ગાડી આપ કલકત્તાથી આપની સાથે લઇ આવ્યા છો કે શું ?"

"હા."

"ભાડું ઘણું બેઠું હશે ?"

"હાસ્તો."

"ઠીક, આપ અહીંથી રજપૂતાના જશો એટલે ત્યાં પણ ગાડી લઇ જશો કે ?"

"લઇ તો જવી જ પડશે; નહિ તો હરવા ફરવાનું કેમ ફાવે ? એ તરફ સર્વ સ્થળે રેલ્વે લાઇન નથી."

ચ્હા પી રહ્યા પછી રમણી ઉઠી ઉભો થયો. સુશીએ કહ્યું:— "ફરવા જાઓ છો કે ? ક્યારે પાછા ફરશો ?"

"સંધ્યાકાળ પહેલાં પાછો ફરીશ. આપ કોઇ સ્થળે ફરવા નહિ જાઓ કે ? અહીં જ બેસી રહેશો કે ?"

સુશીએ એક ગાઢ નિશ્વાસ મૂકી કહ્યું:-" હું ? હું ક્યાં જાઉં ? હું અહીં જ રહીશ."

રમણીએ કહ્યું:-" આપના સ્વામી તો ઘણો વખત બ્હાર રહે છે. આપ એકલાં આપનો વખત કેવી રીતે વીતાડો છો ?"

સુશીએ કહ્યું:-" હું શું કરું ? મ્હારો કાંઈ ઉપાય છે ? આવી રીતે ૭ માસ તો મ્હેં વીતાડયા છે."

રમણીએ આશ્ચર્યચકિત બની જઇ કહ્યું:-"૭ માસ આપે આવી રીતે જૂદા જૂદા ડાક બંગલાઓમાં વીતાડયા છે ?!"

સુશીએ ઉત્તરમાં કહ્યું:-"હા, ૭ માસથી લગ્ન થયું છે; ત્યારથી એવી જ સ્થિતિમાં મ્હેં મ્હારા દિવસ વીતાડયા છે."

"બેઠાં બેઠાં આપ શું કરો છો ?"

બે ચાર પુસ્તકો છે તે વારંવાર વાંચું છું. કેટલી વખત સંગી વિના જીવ ભરાઈ આવે છે અને રડવું પણ આવે છે. કોઇ સ્થળે જઇ શકતી નથી તેમજ કાંઇ જોઇ પણ શકતી નથી ! આ જબ-

લપુરમાં ૭ દિવસથી છું—અહીં ઘણાં સ્થળ જોવા જેવાં છે; છતાં તેમાંનું કાંઈ જોવા મળતું નથી. જોવાનું તેમજ હરવા ફરવાનું તો ચુલ્હામાં ગયું, પણ થોડો સમય વાતચિત કરી શકાય એવું પણ એકકે માણસ નથી. આપ આવ્યા છો તેથી આપની સાથે બંગાળી ભાષામાં થોડી વાતચિત કરી મ્હેં મ્હારા હૃદયનો ભાર કાંઇક અંશે હલકો કર્યો છે."

રમણીએ હસીને કહ્યું:-"આપ આપના સ્વામીને બંગાળી ભાષાનું જોઇતું જ્ઞાન કેમ નથી આપતાં?"

"આપ આ શું બોલો છો?! સઘળાં માણસો તેમને શીખવવામાં આવે તે શીખી શકે છે કે?" આમ કહી સુશી થોડે દૂર દોરડાથી બાંધેલા ઘાસ ચાવતા એક બળદ તરફ જોઇ રહી.

રમણીએ ખીસ્સામાંથી ચીરૂટ બ્હાર કાઢી તે સળગાવીને કહ્યું:-"ત્યારે હવે રજા લઉં છું."

સુશીએ કહ્યું:-"આપની પાસે કોઈ પુસ્તક નથી કે?"

રમણીએ આગ્રહ સહિત કહ્યું:-"પુસ્તકો છે. હમણાં આપને આપું કે? ઇંગ્રેજી પુસ્તક વાંચશો કે બંગાળી?"

સુશીએ કહ્યું:-"બંગાળી હોય તો તે જ આપો. કલકત્તા છોડયા પછી એક પણ બંગાળી પુસ્તક વાંચ્યું નથી."

રમણીએ પોતાના ઓરડામાં જઈ કેટલાંક બંગાળી માસિક પત્ર અને પુસ્તકો લઇ આવી સુશીની સ્હામે ટેબલ ઉપર મૂકયાં.

સુશીનાં નેત્રોમાં જાણે કે કૃતજ્ઞતા તરી આવી. વિષાદનું હાસ્ય હસી તેણે કહ્યું:-"આ તો ઘણાં છે! મ્હારે માટે ઘણા દિવસનો ખોરાક થશે."

"ત્યારે આપ બેઠાં બેઠાં વાંચો. હું રજા લઉં છું." કહી રમણી જઇને મોટરમાં બેઠો.

પ્રથમ થોડો વખત શહેરમાં અને પછી મયદાનોમાં તથા રસ્તાઓમાં રમણી ફર્યો. આખે રસ્તે તેના મનમાં એમ થયા કરતું

હતું કે, " અરેરે ! બીચારી બાળિકાને કેટલું બધું દુઃખ છે ! " ક્વચિત્ તેના મનમાં એમ થવા લાગ્યું:–" જગતમાં આટલા બધા પુરુષો હોવા છતાં તેણે આ પોલ સાથે શા માટે લગ્ન કર્યું ? જો કોઇ ભણેલા ગણેલા સુસભ્ય બંગાળી ક્રિશ્ચિયન સાથે તેનું લગ્ન થયું હોત તો સારું થાત. આ તો Beauty and the Beast જેવું જ છે. વાંદરાના ગળામાં મુક્તાહાર પડ્યો છે. "

રાત્રે આઠ વાગ્યે રમણી પાછો ફર્યો. ટેબલ ઉપર નિત્યકર્મ નોંધી રાખવાની જે ચામડાની કેસ હતી તે જોતાં રમણીને માલૂમ પડયું કે, આજે પત્નીને માટે જે ગોલ્ડસ્ટોનની પીન ખરીદ કરી લાવવાનું તેણે ઘેર લખી જણાવ્યું હતું તે ખરીદી લાવવાનું એ ભૂલી ગયો હતો !

## પ્રકરણ ૭ મું

### રમણીની દ્વિધા

તે રાત્રે રમણી ડિનર રૂમમાં ગયો નહિ. પોશાક કાઢી નાખી રાતનાં વસ્ત્ર પહેરી પોતાના ઓરડામાં બેસીને જ તેણે ભોજન કરી લીધું.

ભોજન કરી આરામ ખુરસીમાં આડો પડી રમણી સિગારેટ પીવા લાગ્યો અને ખાનસામો ટેબલ સાફ કરવા લાગ્યો. રમણીએ ખાનસામાને પૂછ્યું:–" સાહેબ તથા મેમ સાહેબે ખાણું લીધું કે ? "

ઉત્તરમાં ખાનસામાએ કહ્યું:–" મેમસાહેબે ખાણું લીધું છે. "

" અને સાહેબ ? "

ખાનસામાએ બીજી દિશા તરફ મુખ ફેરવી શબ્દહીન હાસ્ય કર્યા પછી રમણી તરફ જોઇને ગંભીર ભાવથી કહ્યું:–" હમણાં સાહેબ ઉંઘે છે. હું તેમનું ખાણું ઢાંકી રાખી આવ્યો છું. "

ખાનસામો ચાલ્યો ગયો એટલે રમણીના નોકરે રમણી પાસે આવી તેના કાન પાસે મૃદુસ્વરે કહ્યું:–" હજુર ! પોલ સાહેબ છાકટા બનીને આવ્યા છે. "

રમણીએ પૂછ્યું:–" ત્હેં કેવી રીતે જાણ્યું ? "

" સાહેબ ગાડીમાંથી ઉતરતાં ધબ્બ લઇને પડી ગયા. કોચમૅને કોચૅબૉક્ષ પરથી ઉતરી પડી સાહેબને ઉભા કર્યા. હું ત્યાં જ ઉભો હતો. હું અને કોચમૅન મળી સાહેબને પકડી તેમના ઓરડામાં લઇ ગયા. પછી અમે તેમને બિછાનામાં સૂવાડવા લાગ્યા એટલે મેમસાહેબે કહ્યું, ' નીચે સુવાડો. ' તેથી અમે તેમને મેઝ ઉપર સુવાડી દીધા. "

રમણીએ પૂછ્યું:–" તદ્દન બેહોશ બની ગયા છે કે ? "

" ના, થોડી થોડી વાત બોલે છે. 'ડૅમ—ડૅમ' બોલ્યા કરે છે. "

" મેમસાહેબે શું કહ્યું ? "

" હજુર ! એ વખતે તો મેમસાહેબ કાંઇ બોલ્યાં નહોતાં. ત્યાર પછી ખાણું ખાવા બેસી તેઓ રડ્યાં હતાં. "

" તેમને રડતાં તું કેવી રીતે જોઇ શક્યો ? "

" એ વખતે ખાનસામો ત્યાં હતો અને હું તેને હજુરનું ખાણું લાવવાનું કહેવા ગયો હતો. હજુર, આજે જ નહિ પણ આપણા આવતાં પહેલાં બે દિવસ સાહેબ આવી રીતે છાકટા થઇ આવ્યા હતા. એક દિવસે મેમસાહેબને એક લાત મારીને જમીનદોસ્ત કરી નાખ્યાં હતાં ! "

આ હકીકત સાંભળવામાં આવતાં રમણીનું સર્વાંગ ક્રોધથી સળગી જવા લાગ્યું. તેણે પોતાના મનમાં ને મનમાં કહ્યું:–" કેવો જનાવર જેવો છે ! "

નોકર ચાલ્યો ગયો. રમણી ઘણા સમય સુધી ચિંતાતુર ભાવથી આરામ ખુરસીમાં પડી રહ્યો. રાતના જ્યારે અગીઆર વાગ્યા ત્યારે ઉઠી બત્તી બુઝાવી તે સુઇ રહેવા ગયો. બિછાનામાં સુઇ

રહેવા જતાં કાંઇ વિચાર આવવાથી તે પાછો બ્હાર ઓટલા ઉપર આવ્યો.

એ વખતે શુકલા દશમીના ચંદ્રે ગગનના મધ્ય ભાગમાં આરોહણ કર્યું હતું. ઓટલાની સ્હામેની ખુલ્લી જમીનનો લીલો રંગ જ્યોત્સ્નાના પ્રકાશમાં કાળો દેખાતો હતો. ડાક બંગલાની બ્હારનો રાજમાર્ગ પણ જનશૂન્ય તેમજ શકટશૂન્ય હતો. વૃક્ષોનાં પાંદડાં વાયુના વિહરવા સાથે કંપતાં હતાં.

રમણીએ પોલ સાહેબના ઓરડા તરફ નજર કરી. બન્ને બારીઓ વચ્ચેની જાળી ખુલ્લી હતી. રમણીએ સ્વગત વિચારવા માંડયું કે, એ ઓરડાની અંદરની સ્થિતિ હમણાં કેવી હશે ! એ જનાવર મેઝ ઉપર પડી દારૂના નશામાં ઊંઘતો હશે અને તેની સ્ત્રી બિછાનામાં હજી જાગતી હશે કે રડી રડીને ઉંઘી ગઈ હશે તે કોણ જાણે છે ! કોઇ પણ પ્રકારનો અવાજ સંભળાતો નહોતો.

રમણીએ ખીસ્સામાંથી સિગારેટ કેસ બ્હાર કાઢી એક સિગારેટ સળગાવી. તે પોતાના ઓરડાથી પોલના ઓરડા સુધી ઓટલાનો જે ભાગ હતો તેના ઉપર ફરવા લાગ્યો. ધૂમ્રપાન કરતો કરતો તે વિચારવા લાગ્યો કે, "હજી એ બાળાની ઉમ્મર કાંઇ મ્હોટી નથી થઇ ગઇ. બહુ બહુ તો અઢાર ઓગણીસ વર્ષ થયાં હશે. આવા જનાવર સાથે ઉતાવળથી લગ્ન કરી નાખવા જેવી શી જરૂર તેને પડી હશે ! એ હિંદુ ઘરની કન્યા નહોતી કે લગ્ન કરી નાખ્યા સિવાય તેની જાત જાય. તે મૂર્ખ નથી કે તેને પારકાના ગમે એવા આશ્રયમાં રહેવું પડે. આમ હોવા છતાં તેણે આવું કાર્ય શામાટે કર્યું ? કયા જાદુમંત્રના બળથી આ જનાવરે એને ભૂલાવી હશે ? !"

વિચાર કરતાં કરતાં વચ્ચે બે ત્રણ વખત રમણીની સિગારેટ બુઝાઇ ગઇ હતી. છેવટે તેને સળગાવી પી લીધા પછી રમણી શયન કરવા ગયો.

બીજે દિવસે સ્હવારનો નાસ્તો કરવા રમણી જયારે ડિનર

રૂમમાં ગયો ત્યારે તે ત્યાં પોલને તેમજ તેની સ્ત્રીને જોઇ શક્યો નહિ. આમ છતાં ટેબલ ત્રણ જણ માટે સર્જ્જ કરેલું તેના જોવામાં આવ્યું. ક્ષણ કાળ પછી બ્હાર પગલાંનો અવાજ થયો. પોલ અને તેની સ્ત્રીએ અંદર પ્રવેશ કર્યો એટલે રમણીએ ખુરસી ઉપરથી ઉઠી સુશી તરફ ફરી તેને દેશી પ્રથાનુસાર અભિવાદન કર્યું. પોલે પણ બન્ને હાથથી લલાટને સ્પર્શ કરી કહ્યું:–" પરણામ મહાસ્ય! પરણામ! જુઓ હું પણ હવે દેશી રીત રીવાજ પ્રમાણે ચાલીશ." આમ કહી તે પોતાની શુભ્ર દંતપંક્તિનો વિસ્તાર કરી હસવા લાગ્યો.

રમણીએ જોયું કે સુશીનું મુખ આજે વિષણ્ણ હતું. તેનાં બન્ને નેત્રોમાંથી જાણે કે ક્ષણ કાળમાં અશ્રુજળની વૃષ્ટિ થશે એવો ભાસ થતો હતો. નાસ્તો કરતાં કરતાં તે અસ્થિર ભાવથી બ્હાર જોયા કરતી હતી. પોલે તેને પૂછ્યું:–" ત્હારું માથું દુઃખતું મટયું કે?"

" હજી બરાબર મટયું નથી." સુશીએ ઉત્તર આપ્યો.

રમણીએ સુશી તરફ જોઇને કહ્યું:–" આપનું માથું દુઃખે છે કે? ઘણું કષ્ટ થતું હશે!"

પોલ બોલ્યો:–" કાલે રાત્રે એને બરાબર ઉંઘ આવી નહોતી. પુષ્કળ ગરમી પડતી હોવાથી ઉઠતાંની સાથે જ એનું માથું દુઃખવા લાગ્યું હતું."

રમણીએ પોતાના મનમાં ને મનમાં કહ્યું:–" ત્હારે ચાલાકી રમવાની હવે જરૂર નથી. શાથી માથું દુઃખવા આવ્યું છે એ હું ઘણી સારી રીતે જાણું છું!" પ્રકાશમાં તેણે સુશીને કહ્યું:–" હજી પણ આપને કષ્ટ થાય છે?"

સુશીએ ઉત્તર આપ્યો:–" ના, વિશેષ કષ્ટ નથી થતું. કષ્ટ હવે ઘણા અંશે ઓછું થઇ ગયું છે." પોલ કહેવા લાગ્યો:–" મિસ્ટર બોઝ! એનું શરીર ઘણું દુર્બળ છે. સ્વાસ્થ્યરક્ષણના જે સઘળા નિયમો છે એમાંનો એક પણ નિયમ એ પાળતી નથી! ચોવીસે કલાક ડાકબંગલાના ઓરડામાં ગોંધાઇ રહે છે. દિવસમાં ઓછામાં

ઓછા બે કલાક સુધી ખુલ્લા વાયુમાં ફરવામાં ન આવે તો સ્વાસ્થ્ય સારું રહી શકે ખરું કે ? એ પોતાના દોષથી દુઃખી થાય તેને બીજાં શું કરે ?"

સુશીએ કહ્યુંઃ–" બધો દોષ મ્હારો જ છે ને ! હું ક્યાં ખુલ્લી હવામાં ફરવા જાઉં ? તમે મ્હને કોઇ પણ સ્થળે સાથે લઈ જાઓ છો કે ? અજાણ્યે સ્થળે હું એકલી ક્યાં જાઉં ? મ્હને ભય નહિ લાગતો હોય કે ?"

આ શબ્દો સાંભળી પોલ ' હા હા ' કરતો ઉચ્ચ સ્વરે હસી પડયો. તેણે કહ્યુંઃ–" સાંભળ્યું કે મહાશય ? ભયને લીધે એ કોઇ પણ સ્થળે ફરવા જઇ શકતી નથી ! ભય શાનો છે ? આ કાંઇ વન જંગલ નથી કે તેને વાઘ વરૂ ફાડી ખાય. આ મ્હોટું શહેર છે. સર્વત્ર પોલિસનો ઘણો સારો બંદોબસ્ત છે. દિવસે ફરવા જવામાં શો ભય છે ? ખરી વાત એ છે કે, એનામાં ઘણું આળસ અને નિરુત્સાહ છે. ડાક બંગલામાં બેસી રહી વાર્ત્તાઓનાં પુસ્તકો વાંચવાનું એને ગમે છે. કહીને કોઇ સ્થળે જવા આવવાનું કે જોવા સાંભળવાનું એને ગમતું નથી."

સુશી વિરક્તભાવથી બોલીઃ–" હા હા આળસ જ છે ! મ્હને કાંઇ જોવા સાંભળવાનું કે હરવા ફરવાનું ગમતું નથી, પછી કાંઈ ?"

નાસ્તો કરી રહ્યા પછી પોલે ખાનસામાને બોલાવી પંખો ખેંચનાર એક માણસનો બંદોબસ્ત કર્યો. પછી સુશીને તેણે કહ્યુંઃ– " ગઈ રાત્રે તને બિલ્કુલ ઉંઘ આવી નથી. ચારે તરફની બારીઓ બંધ કરી અંધકારમાં પંખા નીચે સૂઇને ઉંઘી જા એટલે માથું દુઃખતું મટી જશે." આમ કહી સ્ત્રીને શયન કરવા મોકલી, હાથમાં એક નવલકથા લઈ પોલ ઓટલા ઉપર એક આરામ ખુરસીમાં લાંબો થયો. રમણી પોતાના ઓરડામાં જઇ સ્ત્રીને હમ્મેશાંની માફક પત્ર લખવા બેઠો.

લગભગ ચાર વાગ્યે ખાનસામાએ આવી ખબર આપીઃ– " હજુર ! ઓટલા ઉપર ન્હાનું ટેબલ તૈયાર છે."

રમણીએ બ્હાર નીકળીને જોયું તો આગલા દિવસની માફક પોલદંપતી ચ્હાના ટેબલ પાસે બેઠાં હતાં. રમણીએ નજીક જઇ સુશીને પૂછ્યું:–"આપનું માથું દુઃખતું મટયું છે કે, મિસિસ પોલ?"

"હા, તદ્દન મટી ગયું છે."

"ત્યારે તો આપના પતિ ઉત્તમ ચિકિત્સક છે. ઉંઘની વ્યવસ્થાનું ફળ સારું આવ્યું જણાય છે."

પોલ બોલી ઉઠયો:–"ઉંઘના જેવું ઉત્તમ ઔષધ બીજું કયું છે?"

સુશીએ રમણીના પ્યાલામાં ચ્હા રેડી આપી. વાતચિતની સાથે ચ્હાપાનનું કાર્ય ચાલવા લાગ્યું. ક્રમે રમણીની મૉટર આવી ઓટલાનાં પગથીઆં પાસે ઉભી રહી.

પોલે એ મૉટર તરફ જોઇને કહ્યું:–"આપની મૉટર ઘણી સારી છે. એ કેટલી ઝડપથી દોડી શકે છે?"

"એને કલાકના ત્રીસ પાંત્રીસ માઇલ સુધી દોડાવવામાં આવી છે."

પોલે હસતાં હસતાં કહ્યું:–"એક દિવસે આપની ગાડીમાં અમને ફરવા લઇ જશો કે મિસ્ટર બોઝ?"

રમણીએ કહ્યું:–"ઘણા આનંદ સહિત લઇ જઇશ. ક્યારે આવશો?"

"રવિવાર સુધી તો આપ રોકાશોને?"

"હા."

"ત્યારે રવિવારે આવીશું. રવિવારે હું કામે બહાર જતો નથી. તે દિવસે હું રજા ભોગવું છું. એ દિવસે અમે બન્ને જણાં આપની સાથે ફરવા આવીશું; કેમ સુશી?"

"ભલે, જઇશું." સુશીએ કહ્યું.

પોલે ઘડીઆળ જોઇ કહ્યું:–"ચાર ઉપર વીસ મિનિટ થઇ છે; હવે હું રજા લઉં છું. મિસ્ટર બોઝ! આજે આપ કયી દિશા તરફ ફરવા જશો?"

" એ સબંધી હજી કાંઇ ચોક્કસ વિચાર કર્યો નથી. શહેરની બ્હાર ગમે તે રસ્તા ઉપર થોડો વખત હવા ખાઇ આવીશ. "

પોલે ઉઠી ઉભા થઇ કહ્યું:–" સુશી, તું એક કામ કેમ કરતી નથી ? "

સુશીએ સ્વામીના મુખ તરફ જોઈ કહ્યું:–" શું કામ ? "

" તું પણ મિસ્ટર બોઝની સાથે કેમ ફરવા જતી નથી ? રસ્તાની ખુલ્લી હવાથી ત્હારા શરીર અને મનને ઘણો આરામ મળશે; પરંતુ તેથી મિસ્ટર બોઝને કાંઇ અડચણ થવી ન જોઈએ એ વિચારવાનું છે. " આમ કહી પોલે રમણીમોહન તરફ જોયું.

આ પ્રસ્તાવથી રમણીએ પોતાને સહજ વિપન્ન થયેલો જોયો. બીજાની નવયુવતી સ્ત્રીને સાથે લઇ હવા ખાવા જવું એ તે કેવી વાત કહેવાય ! વળી આ પ્રસ્તાવનો જો તે અસ્વીકાર કરે તો ઈંગ્રેજી પ્રથાનુસાર અસભ્યતા દર્શાવેલી ગણાય. ક્ષણ કાળમાં પોતાના મન સાથે આ સઘળો વિચાર કરી સભ્યતાની ખાતર તેને કહેવું પડ્યું:–"તેઓ ભલે આવે; તેમના આવવાથી મ્હને કોઇ પણ પ્રકારની અડચણ થવાની નથી. "

સુશીએ એક વખત સ્વામીના અને એક વખત રમણીના મુખ તરફ જોઈને કહ્યું:–" ત્યારે હું આવું કે ? વિશેષ વખત નહિ લાગે ને ? "

રમણીએ એક વખત એમ કહેવાનો વિચાર કર્યો કે, ' ફરવા જઈએ છીએ તેથી થોડો વખત તો લાગશે. ' એમ કહેવાથી સુશી સાથે આવશે નહિ; પરંતુ તત્કાળ પાછો એવો વિચાર આવ્યો કે, એમ કરવાથી હું એને સાથે લઇ જવા નારાજ છું એમ જ તે માનશે અને અસૌજન્ય પ્રકટ થશે. છેવટે તેણે કહ્યું:–" વખત શા માટે લાગે ? આપ પાછાં ફરવાનું કહેશો એટલે પાછાં ફરીશું. એ તો પોતાની ઇચ્છાની વાત છે ! "

સુશીએ સ્વામી તરફ જોઇ કહ્યું:—" તમે બ્હાર જાઓ છો, હું પણ ફરવા જાઉં છું. પછી સરસામાનનું શું કરવું ? "

પોલે કહ્યું:–" દરવાજાને તાળુ વાસી જજે. વળી બોઝ સાહેબનો નોકર અહીં જ છે. આપણી પાસે છે શું કે ચોરાઇ જવાનો ભય રાખવો ?! જા, થોડો વખત હવા ખાઇ આવ એટલે શરીર સારું થઇ જશે." આમ કહી પોલ પોતાના ઓરડામાં ગયો અને પાંચ મિનિટમાં બૅગ વગેરે લઇ બ્હાર નીકળી સુશીને ઉદ્દેશીને તેણે કહ્યું:– "ડિયર ! ડાહી થઈને સાથે જજે. મિસ્ટર બોઝને તું બિલ્કુલ કંટાળો આપીશ નહિ."

સુશી બોલી:—" હું ન્હાની કીકી ખરીને કે એમને કંટાળો આપું ! "

" ના–ના, તું ઘણી હોશિયાર છે. " આમ કહી હસતો હસતો પોલ ઓટલો ઉતરી લીંબુના વૃક્ષ નીચે ઉભી રહેલી ગાડી તરફ જવા લાગ્યો.

પોલની ગાડી ડાક બંગલાના દરવાજામાંથી બ્હાર નીકળી ગઇ એટલે સુશીએ કહ્યું:–" મ્હને સાથે લઇ જતાં આપને થોડો સંકોચ થાય છે, ખરુંને ? "

રમણી બોલ્યો:–" એમ થવાનું કારણ શું છે તે કહો ? "

" હું જ એ કારણ પૂછું છું. "

" એ કારણમાં પૂછવા જેવું શું છે ? "

સુશીએ મૃદુ હાસ્ય કરતાં કરતાં કહ્યું:–" પ્રથમ જ્યારે એમણે મ્હને સાથે મોકલવાની વાત કરી ત્યારે આપનું મ્હોં જાણે... " સુશીએ પોતાનું વાકય પૂર્ણ કર્યું નહિ.

રમણીએ પૂછ્યું:–" મ્હારું મ્હોં કેવું થઇ ગયું હતું ? "

સુશી બોલી:–" વિરક્ત. "

આનો શો ઉત્તર આપવો તે રમણી પોતાના મનમાં વિચારવા લાગ્યો. સુશી બોલી ઉઠી:–" જો આપના મનમાં સહજ પણ

સંકોચ કિંવા દ્વિધા હોય તો મ્હને લઇ સાથે જશો નહિ. બારે માસ મ્હારી આવી દશા છે. કેવળ એક દિવસ થોડી તાજી હવા ખાવાથી મ્હારા શરીરને શો મહત્વનો લાભ થવાનો છે ?"

રમણીએ સુશીના મુખ તરફ જોયું. જોતાં જ તેને ઘણી માયા ઉપજી. તેણે કહ્યું:-"ના—ના, મિસિસ પોલ ! હું શા માટે વિરક્ત થાઉં ? તમને એક કલાક ફેરવી લાવું એમાં મ્હને સંકોચ શાનો હોય ? આપો-મ્હને એક પ્યાલો ચ્હા આપો. ચ્હા પી આપણે ફરવા નીકળી પડીએ."

સુશીએ ચ્હા રેડી આપી. રમણી ચ્હા પીતાં પીતાં વિચારવા લાગ્યો:—

"સુશી મ્હારા મનના ગુપ્ત ભાવને બરાબર પારખી ગઇ. સ્ત્રીનાં નેત્રો અદ્દભુત હોય છે !"

રમણી ચ્હા પી રહ્યો એટલે સુશીએ કહ્યું:-"જોડા બદલી આવું ?"

રમણીએ સુશીના ચરણયુગલ જોઇ હસીને કહ્યું:—"કેમ, આ જોડાએ શો ગુન્હો કર્યો છે ?"

"ફરવા હરવા માટે આ જોડા ઘણા પાતળા છે."

રમણી બોલ્યો:-"જાઓ, બદલી આવો. બહુ વખત ન લગાડશો."

"ના—ના વખત નહિ લાગે."

રમણીએ કહ્યું:-"સ્ત્રીજાતિની શિથિલતાને હું જાણું છું."

"એમ કે ?" કહી સુશી હસતી હસતી ચાલી ગઇ. રમણીએ પણ પોતાના ઓરડામાં જઈ પોતાના વેશમાં જે સંસ્કારની આવશ્યકતા હતી તે પૂર્ણ કરવા માંડી. દર્પણ રહામે ઉભા રહી કેટલાક નવીન નેકટાઇની પરીક્ષા કરતાં કરતાં તેણે વિચાર્યું:—"આ કેવું કામ થાય છે એ હું સમજી શકતો નથી. જો એનો સ્વામી સાથે આવ્યો હોત તે સારું થાત. એ અભાગી મ્હને કેવા સંકટમાં

નાખી ગયો! આ કાંઈ જેવું તેવું સંકટ છે! હું એક અનાત્મીયા નવયુવતીની સાથે મૉટરમાં બેસી એકલો ફરવા જાઉં અને એ વાત બહુરાણી જાણે તો તે પોતાના મનમાં કેવો વિચાર કરે?"

કેશવેશનો સંસ્કાર કરી બ્હાર નીકળીને રમણીએ જોયું તો સુશી તૈયાર થઈ તેની રાહ જોતી ઉભી હતી. તેણે માથું હલાવી મૃદુ હાસ્ય કરી કહ્યું:-" કેમ મહાશય! કોને વખત લાવ્યો?"

"ચાલો, આપ જીત્યાં અને હું હાર્યો." કહી રમણી ઓટલા ઉપરથી ઉતર્યો તથા તેણે સુશીનો હાથ પકડી તેને ગાડીમાં બેસાડી તે પોતે પણ તેની પાસે બેઠો. સુંદરસિંહે ગાડી ચાલૂ કરી દીધી.

---

## પ્રકરણ ૮ મું

### વાયુસેવન

ગાડી શહેરમાં હતી ત્યાં સુધી થોડો થોડો તાપ હતો; શહેર બ્હાર ખુલ્લા રસ્તા ઉપર જતાં જ તાપ ઓછો થઇ ગયો. અત્યાર સુધી સુશી ચુપકીદીથી બેસી રહી હતી. હવે તે ઉચ્છ્વસિત સ્વરે બોલી ઉઠી:-" ઘણી સારી હવા આવે છે. જીવને ઘણો આરામ લાગે છે!"

રમણીએ કહ્યું:-" હજી વિશેષ હવા જોઇએ છીએ?"

પોતાનાં બન્ને વિસ્મિત નયન રમણીના મુખ ઉપર સ્થાપન કરી સુશીએ કહ્યું:-" કેવી રીતે?"

" મૉટરનો માથા ઉપરનો ભાગ દબાવી દેવાથી."

" ભલે ત્યારે તેમ કરો."

" પરંતુ હવા વિશેષ આવશે તો આપના માથાના વાળ ઉડી અસ્ત વ્યસ્ત થઇ જશે."

સુશીએ ભ્રૂયુગલ સંકુચિત કરી કહ્યું:-" ઉડી શા માટે જાય! હાં હાં—આપને મ્હારા વાળ બનાવટી લાગતા હશે તેથી એમ કહેતા હશો?"

રમણીએ એવા ભાવથી વાત કરી નહોતી; પરંતુ હવે વિનોદ કરવાના વિચારથી કહ્યું:–" કયી સ્ત્રીને પોતાના વાળ છે અને કયીને પારકા વાળ છે એ કહી શકાય તેમ નથી! તમે સાંભળ્યું હશે કે,

I know the colour of her hair,
And the shop where she bought it.

તેથી પ્રથમથી આપને સાવધાન કરવાનું મ્હેં ઉચિત વિચાર્યું છે."

સુશીએ રડવા જેવું મ્હોં કરીને કહ્યું:–" આપ કેવા ભયંકર માણસ છો! ના–ના, આ મ્હારા પોતાના વાળ છે–ખરું કહું છું મિસ્ટર ઓઝ, આ જુઓ." આમ કહી સુશી તેના ગૌરવર્ણના લલાટ ઉપર આવેલા કેટલાક કેશગુચ્છને પકડી ખેંચી ખેંચીને દેખાડવા લાગી.

રમણીએ હસીને કહ્યું:—" આપ કેવું છોકરવાદપણું કરો છો! મ્હેં કાંઈ સંદેહ કર્યો નહોતો. વિશેષ હવાથી આપના આવા સુસજ્જિત કરેલા કેશ અસ્તવ્યસ્ત થઇ જવાના ભયથી મ્હેં એમ કહ્યુ હતું."

સુશીના મનમાંથી રોષ અને વિરક્તિનો ભાવ દૂર થઇ ગયો. પ્રફુલ્લ મુખે તેણે કહ્યું:—" ત્યારે પ્રથમથી જ એમ કહેવું હતું ને! ભલે હવાથી વાળ ઉડે, આપ માથા ઉપરના ભાગને નમાવી દો."

રમણીની આજ્ઞાથી સુંદરસિંહે મૉટર ઉભી રાખીને હુડ નમાવી દીધો. પુનઃ ગાડી ચાલવા માંડી એટલે સુશીએ કહ્યું:–" વાહ–વાહ! આમ જ સારું લાગે છે."

મૉટર દોડવા લાગી. લગભગ અડધા કલાક પછી થોડે છેટે એક ગામ દેખાવા લાગ્યું. આગળના ભાગમાં એક સુવિસ્તૃત આંબાવાડીઉં અર્થાત્ આમ્રવન આવેલું હોય તેની પાસે એક ન્હાનો પહાડ હતો. પહાડથી થોડે છેટે ગામ આવેલું હતું. દિવસનું અવસાન થવાથી ઘણાં પક્ષીઓ આવી આંબાઓ ઉપર બેસતાં હતાં. મૉટરના અવાજને ભેદી તેમનો સ્વર સંભળાતો હતો.

સુશીએ કહ્યું:—" અહીં ઉતરી પડીને થોડો વખત ફરીશું? આ સુંદર જગ્યા છે."

" પૂરવું છે ? ઠીક ચાલો. સુંદરસિંહ ! ગાડી ઉભી રાખ. "

ગાડી ઉભી રહી. પ્રથમ રમણીએ નીચે ઉતરી પડી પોતાનો હાથ આપી તેણે સુશીને ઉતારી. પછી તેમણે બન્નેએ ઉપરોક્ત આમ્રવનમાં પ્રવેશ કર્યો. પંખીઓ એમને જોઇ કલકલાટ કરતાં એક વૃક્ષ ઉપરથી બીજા વૃક્ષ ઉપર ઉડી જવા લાગ્યાં. અસંખ્ય સુકાં પાંદડાં જમીન ઉપર પડી રહ્યાં હતાં. એ પાંદડાં બન્નેના પગ નીચે દબાવાથી ' ચરર ચરર ' અવાજ થતો હતો.

સુશીએ કહ્યું:-" ચાલો, આપણે આ પહાડ જોઈ આવીએ. "

પહાડ તરફ બન્ને આગળ વધ્યાં. પહાડ ઉપર ઘણા ગોવાળીઆઓ ઢોર ચરાવતા હતા. ઢોર સાથે પહાડ ઉપરથી ઉતરી ગામ તરફ જવાની તેઓ તૈયારી કરતા હતા. એક ગોવાળીઓ નજીક આવતાં જ બોલી ઉઠયોઃ—" સલામ સાહેબ, સલામ મેમસાહેબ. "

રમણીએ આ વખતે સુશીના ગંડયુગલને લાલચોળ જોયા; પણ બીજી જ ક્ષણે તેણે આત્મસંવરણ કરી ગોવાળીઆને પૂછયું:-" આ પહાડમાં વાઘ છે કે ? "

એક ગોવાળીઆ બાળકે કહ્યું:-" ના મેમસાહેબ ! અહીં વાઘ ક્યાંથી આવે ? "

" રીંછ ? "

" રીંછ પણ નથી મેમસાહેબ. " કહી એ બાળક ગાયો હાંકતો ચાલ્યો ગયો.

રમણીએ કહ્યું:-" આવા ન્હાના પહાડમાં વાઘ, રીંછ જેવાં હિંસક પ્રાણી હોય ખરાં કે ? "

સુશીએ રમણીના મુખ તરફ જોઇ કહ્યું:-" ઠીક, વાઘ રીંછ અહીં શા માટે નહિ રહેતાં હોય ? "

આ પ્રશ્નથી અંતરમાં આનંદ અનુભવી રમણીએ કહ્યું:-" એ બધાં મ્હોટાં જાનવર છે. આવા સામાન્ય પહાડમાં રહેવું એમને ગમતું નથી. "

આમ વાત કરતાં કરતાં બન્ને જણાં પહાડ નજીક ઉપસ્થિત થયાં. એ વખતે પણ ગોવાળીઆ ઢોર લઇને નીચે ઉતરતા હતા.

રમણીએ કહ્યું:–' ચાલો મિસિસ પોલ ! આપણે પહાડ ઉપર ચઢીએ. આપનાથી ચઢી શકાશે ને ? "

" હા, શા માટે ન ચઢી શકાય ? ન્હાનપણમાં હું ઘણી વખત પહાડ ઉપર ચઢી છું. "

" કયાં ? "

" હજારીબાગમાં. ત્યાં મ્હારા કાકા મિશનરી હતા. મિશન હાઉસની પાસે જ પહાડ હતો. અમે એ પહાડ ઉપર ચઢી રમતાં હતાં."

" ચાલો ત્યારે આપણે પણ પહાડ ઉપર ચઢીને રમીએ. "

આ શબ્દો સાંભળી સુશી મ્હોટેથી હસી પડી. તેણે કહ્યું– "હવે આપણી રમવા જેવી ઉમ્મર છે કે ?"

રમણીએ કહ્યું–" ઉમ્મર કેમ નથી ? આપને કેટલાં વર્ષ થયાં છે ? "

" અઢાર. "

રમણીએ કહ્યું:–" બસ અઢાર જ વર્ષ થયાં છે ! ત્યારે તો તમે ઘણાં ન્હાનાં છો. હવે હું આપને ' આપ ' કહી બોલાવીશ નહિ; મિસિસ પોલ કહીને પણ બોલાવીશ નહિ. "

" ત્યારે શું કહીને બોલાવશો ? મ્હારું નામ તો આપ જાણતા નથી. " આમ કહી સુશી રમણીના મુખ તરફ જોઇ મૃદુ હસવા લાગી.

રમણીએ કહ્યું:–" આપનું નામ સુશીલા છે. "

સુશીએ માથું હલાવીને કહ્યું:–" સુશીલા ! ના મહાશય ! મ્હારું નામ સુશીલા નથી. લોક મ્હને ' સુશી—સુશી ' કહીને જ બોલાવે છે; એ ઉપરથી જ આપે મ્હારું નામ સુશીલા ધાર્યું છે, કેમ ?"

" આપનું નામ સુશીલા નથી તો શું છે ? "

"સ્નેહાતિશયથી લોક મ્હને સુશી કહીને બોલાવે છે; પણ મ્હારું ખરું નામ તો બાયબલના નામ પ્રમાણે Susanna છે."

રમણીએ કહ્યું:-"ના, આપનું નામ Susanna નથી. આપને કાંઇ ખબર નથી. આપનું નામ સુશીલા જ છે."

ચાલતાં ચાલતાં સુશી એકાએક એક ઠેકાણે ઉભી રહી. રમણી તરફ વિસ્મયપૂર્ણ દૃષ્ટિપાત કરી તેણે કહ્યું:-"મ્હારું નામ હું નથી જાણતી ને આપ જાણો છો! આપ તો ઘણા અદ્ભુત માણસ છો! મ્હારું નામ સુશીલા છે એમ આપને કોણે કહ્યું છે?"

રમણી બોલ્યો:-"ચાલો-ચાલો, પ્રથમ આપણે પહાડ ઉપર ચઢીએ; પછીથી તર્ક કરીશું."

બન્ને જણાં ધીમે ધીમે પહાડ ઉપર ચઢવા લાગ્યાં. ગોવાળીઆ જે સ્થળેથી ઉતરતા હતા તે સ્થળે પગરસ્તા જેવી જગ્યા થઇ હતી. એ પગરસ્તે લગભગ સો ફુટ ઉંચે ચઢયા પછી સુશીએ ઉભી રહીને કહ્યું:-"હજી કયાં સુધી ચઢવું છે?"

રમણીએ પુછ્યું:-"કષ્ટ થાય છે કે!"

સુશીએ હાંફતાં હાંફતાં કહ્યું:-"ના, કષ્ટ નથી થતું; પણ પગ ભરાઇ જાય છે!"

"આહ! આપ ઘણાં હાંફો છો?"

બન્ને જણાંએ થોડા સમય સુધી ત્યાં ઉભાં રહી વિશ્રામ લીધો. ડાબી બાજૂએ થોડે દૂર બેસી શકાય એવો એક મ્હોટો પત્થર પડેલો હતો. રમણીએ કહ્યું:-"ચાલો, આપણે પેલા મ્હોટા પત્થર ઉપર બેસીશું?"

સુશીએ કહ્યું:-"ભલે ચાલો."

"એ ખાડા ટેકરાવાળી જગ્યા છે; આવી શકશો? ભય નહિ લાગે?"

"આપ સાથે છો એટલે મ્હને ભય શો છે?"

પગ રસ્તો છોડી ખાડાટેકરાઓ ઓળંગી સાવધાનતાથી

ધીમે ધીમે બન્ને જણાં પેલા મ્હોટા પત્થર તરફ જવા લાગ્યાં. વચ્ચે વચ્ચે રમણીએ સુશીનો હાથ પકડી તેને સહાયતા ન કરી હોત તો કદાચ તે પડી જાત અને તેને વાગત. દુઃખે સુખે તેઓ યથાક્રમે ઇચ્છિત સ્થળે ઉપસ્થિત થયાં.

રમણીએ પોતાના રૂમાલથી પત્થર ઉપરની ધૂળ ઝાડી નાખી. પત્થર ઉપર બેઠા પછી.બે મિનિટ સુધી કોઇ કાંઇ બોલ્યું નહિ. બન્ને જણાં કેવળ હાંફવા લાગ્યાં.

નિચે પેલું સુવિસ્તૃત આમ્રવન આવેલું હતું. વૃક્ષોની શાખાઓ વાયુના ઝપાટાથી ઝોલાં ખાતી હતી. આમ્રવનના છેડા પાસેનો રાજમાર્ગ સ્પષ્ટ દેખાતો હતો. મૃદુ શીતળ વાયુએ વિના વિલંબે ઉભયના શ્રમને હરી લીધો.

સુશી બોલીઃ–" આપણે બહુ ઉંચે ચઢયાં નથી; છતાં આટલું કષ્ટ ! "

રમણી બોલ્યોઃ–" આ સ્થળની મિષ્ટ હવાથી સકળ કષ્ટ દૂર થઇ ગયું છે; કેવી મધુર હવા આવે છે ! "

" વળી કાળી જમીન ઉપર ધોળી ગાયો કેવી દેખાય છે ! "

" ગાયો ઉપરાંત ભેંસો, બકરાં ઘેટાં વગેરે પણ નજરે પડે છે !"

સૂર્ય અસ્તમિત થઈ જવા છતાં પશ્ચિમાકાશમાં હજી પણ વર્ણ-લીલા ચાલતી હતી. એ સ્થળે મેઘ બાળકો દોડાદોડી કરીને જાણે કે ફાગ રમતાં હતાં. સુશી વચ્ચે વચ્ચે ઉત્તેજિત સ્વરે કહેવા લાગીઃ– " જુઓ જુઓ મિસ્ટર બોઝ! પ્રકૃતિની લીલા કેવી નયનમન-રંજક છે ! "

લગભગ અડધા કલાક સુધી શિલાસન ઉપર બેસી બન્નેએ પ્રકૃતિની સુંદરતાનું દર્શન કર્યું. ક્રમે પ્રકાશ ક્ષીણ થઇ જવા લાગ્યો એટલે રમણીએ કહ્યુંઃ–" ચાલો, હવે નીચે ઉતરી પડીએ. અંધકાર થશે તો પહાડ ઉપરથી ઉતરતાં મુશ્કેલી વેઠવી પડશે."

ઘણી સાવધાનતાથી સુશીનો હાથ ઝાલી રમણી તેને પગરસ્તા

સુધી લઇ આવ્યો. પગ રસ્તેથી સુશી સહાયતા સિવાય નીચે ઉતરી.

અંધકારમાં આમ્રવનમાંથી જતાં જતાં સુશીએ કહ્યું:–"પેલી વાતનો તો આપે કાંઇ ઉત્તર આપ્યો નહિ."

"કયી વાતનો ?"

"મ્હારું નામ સુશીલા છે એમ આપને કોણે કહ્યું ?"

રમણીએ કહ્યું:—"કોઇએ કહ્યું નથી. Susanna વિદેશી નામ હોવાથી આપને શોભે છે કે ? સુશીલા નામ ઘણું સારું લાગે છે."

"Susanna નામ આપને પસંદ નથી; સુશીલા પસંદ છેકેમ ?"

"હા."

"ત્યારે આપ મ્હને સુશીલા કહીને જ બોલાવજો."

"આપને ક્રોધ તો નહિ ઉપજે ને ?"

"ના, ક્રોધ શા માટે ઉપજે ?"

"જો કદાચ આપના સ્વામીને ક્રોધ ઉપજે તો ?"

સુશી આ વાક્યના ઉત્તરમાં કાંઇ બોલી નહિ.

થોડે દૂર ગયા પછી રમણીએ પૂછ્યું:–"શો વિચાર કરો છો ?"

સુશીએ ઉભી થઇ કહ્યું:–"જુઓ જુઓ, વૃક્ષઘટાનાં છિદ્ર-માંથી ચંદ્ર કેવો સુંદર દેખાય છે ! ચંદ્ર ક્યારે ઉદિત થયો ?"

રમણી:–શુક્લપક્ષ હોવાથી ચંદ્ર આકાશમાં જ હતો.

આમ્રવનમાંથી બ્હાર નીકળતાં જ ચારે તરફ ચાંદનીનો પ્રકાશ જોવામાં આવ્યો એટલે સુશીએ કહ્યું:–"જ્યારે આપણે પહાડ ઉપરથી નીચે ઉતર્યાં ત્યારે ચાંદનીનો પ્રકાશ બિલ્કુલ નહોતો. એટ-લામાં એ પ્રકાશ કેવી રીતે ફેલાયો ?"

"જ્યારથી આપે મ્હારા આપેલા સુશીલા નામનો સ્વીકાર કર્યો ત્યારથી જ એ પ્રકાશ ફેલાયો છે."

સુશી વિશેષ કાંઇ બોલી નહિ. ચુપકીદીથી રમણીની સાથે આવી તે મૉટરમાં બેઠી. આખે રસ્તે તેણે સુખ્યત્વે કરીને કાંઇ વાત કરી નહિ. ગાડીએ યથાક્રમે શહેરમાં પ્રવેશ કર્યો. રમણી બોલ્યો:

"આપ તો તદ્દન ચુપ થઈ ગયાં ! બહુ થાકી ગયાં છો કે ?"

સુશીએ ઉત્તરમાં કહ્યું:–" આટલું ચાલવાનો ઘણા દિવસથી અભ્યાસ નહોતો. તેમાં વળી પહાડ ઉપર ચઢવાથી વિશેષ થાક લાગે એ સ્વાભાવિક છે."

ધીમે ધીમે ગાડી ડાક બંગલાના રસ્તા ઉપર જઇ પહોંચી. દૂરથી ડાક બંગલાના કમ્પાઉન્ડનો દરવાજો દેખાવા લાગ્યો. સુશી બોલી:–" હું આપને એક વાત કહું કે ?"

" કહો."

" આપ મ્હને મિસિસ પોલ કહીને જ બોલાવજો."

" ભલે."

ગાડી ડાક બંગલામાં પ્રવેશ કરી ઓટલાનાં પગથીઆં પાસે ઉભી રહી. ઓટલા ઉપર જઇને રમણીએ કહ્યું:–" મિસિસ પોલ ! આપના સ્વામી પાછા આવ્યા હોય એમ લાગતું નથી."

" મરજી થશે ત્યારે આવશે." કહી સુશી પોતાના ઓરડામાં ગઇ.

## પ્રકરણ ૯ મું

### ઉજાગરો

આજે રાત્રે પણ રમણી ડિનર રૂમમાં ગયો નહિ. પોષાક ઉતારી રાતનાં વસ્ત્રોથી શરીર ઢાંકી પોતાના ઓરડામાં બેસીને તેણે સાંધ્ય-ભોજન કરી લીધું.

ભોજન કરી રહ્યા પછી બ્હાર ઓટલા ઉપર આરામખુરસી નખાવી તેમાં લાંબો થઇને રમણી સિગારેટ પીવા લાગ્યો. આજે એકાદશી હતી. બ્હાર ચાંદની પ્રકાશી રહી હતી. એ ચાંદનીના પ્રકાશ તરફ જોઇ રમણી આજે બનેલા બનાવનો પોતાના મનમાં વિચાર કરવા લાગ્યો.

ફરી આવ્યા પછી તેનું મન સ્વસ્થ નહોતું. તેને પોતાના મનમાં કેવળ એવો વિચાર આવ્યા કરતો હતો કે, " આજે મ્હેં જે કામ કર્યું તે સારું કર્યું છે કે ? " વચ્ચે વચ્ચે તેને એમ લાગતું હતું કે, "કેમ, એમાં મ્હેં શું ખોટું કર્યું છે ? જેઓ બાલ્યાવસ્થાથી હિન્દુ સમાજના સંકુચિત સંસ્કારોમાં ઉછરી મ્હોટા થયા છે તેમની નજરે મ્હારું આજનું કાર્ય સારું ન લાગે, પરંતુ જેમનામાં અવરોધપ્રથા નથી તેમનામાં તો આવા બનાવ હમ્મેશાં બને છે. મનમાં કોઇ પણ પ્રકારનું પાપ ન હોય એટલે થયું. "

હમણાં નિરતબ્ધ રાત્રે સંધ્યાકાળના બનાવનું સ્મરણ કરી રમણીનું મન કોઇ રીતે શાન્ત થતું નહોતું. તે વિચારવા લાગ્યોઃ–"આ કાર્ય સારું થયું હોય એમ લાગતું નથી. જો હું વૃદ્ધ ડોસો હોત અને સુશી પ્રૌઢા ગૃહિણી હોત તો હરકત નહોતી; પરંતુ હજી મ્હને ત્રીસ વર્ષ પુરાં થયાં નથી. સુશીની ઉમ્મર અઢાર વર્ષની છે. જો બકુ આ વાત સાંભળે તો તે કોઇ પણ રીતે તેનું સમર્થન કરે નહિ. સુશી અને પોલ ક્રિશ્ચિયન્ છે, તેઓ પાશ્ચાત્ય નીતિરીતિનું જ અનુસરણ કરે છે. એ રીતે જોવા જતાં આજનું કાર્ય કાંઈ વિશેષ દોષાવહ લાગે તેમ નથી; પરંતુ જે સમાજમાં મ્હારો જન્મ થયો છે, જે સ્થળે હું આટલો મ્હોટો થયો છું એ સમાજ અને સ્થળની દૃષ્ટિએ આ ઘણો નિન્દનીય પ્રકાર છે એમાં સંદેહ નથી. બકુ જો કદાચ અત્રે હાજર હોત તો આજનો બનાવ બનત ખરો કે ? તે આજની વાત સાંભળશે તો શો વિચાર કરશે ! કાલે હું જ્યારે તેને પત્ર લખીશ ત્યારે આજના બનાવની હકીકત પણ લખવી પડશે કે ? ઠીક, જો કદાચ એમ લખું કે, ' ગઈ કાલે નમતા પહોરે ન્હા પી પેલા જીંદગીના વીમાવાળા સાહેબની મેમને મૉટરમાં બેસાડી હું ફરવા ગયો હતો. ગઇ રાત્રે બિલ્કુલ નિદ્રા નહિ આવવાથી આજે આખો દિવસ તેનું માથું દુઃખતું હતું. ખુલ્લી હવામાં થોડો વખત ફરવાથી તેનું માથું દુઃખતું મટી જશે એમ વિચારી તેના સ્વામીએ તેને મ્હારી સાથે

ફરવા મોકલી હતી. પહેલાં જ લખ્યું છે કે, એ બંગાળી બાળા છે. દેખાવમાં ઘણી સુંદર છે. ઉમ્મર અઢાર વર્ષની છે. શહેરથી પાંચ છ ગાઉ દૂર એક ન્હાનો પહાડ આવેલો છે. એ પહાડ ઉપર બન્ને જણાં બેસી રહ્યાં. પહાડ ઉપરથી ઉતરી પછી પાછાં જ્યારે કારમાં બેઠાં ત્યારે જ્યોત્સ્નાના પ્રકાશનો વસુંધરાપર વિસ્તાર થયો હતો. ફરીને પાછાં ફરતાં રસ્તે પૂછી જોવાથી માલૂમ પડયું કે, તેનું માથું દુઃખતું મટી ગયું હતું." આમ લખું તો શું થાય ? એથી બકુલનું મન આનંદથી નાચી ઉઠશે કે ? તે શું એમ વિચારશે કે, ' વાહ ! મ્હારા પતિ કેવા પરોપકારી છે ! સારું થયું કે તેઓ એ બીચારીને કારમાં બેસાડી ફરવા લઇ ગયા, નહિ તો તેનું માથું દુઃખતું મટત નહિ !' બકુ આમ વિચારશે કે પછી—"

બકુ શું વિચારશે કિંવા કહેશે તેની કલ્પના કરવાનો રમણીએ પ્રયત્ન કર્યો; પરંતુ તેમાં તે સફળ થયો નહિ. આમ છતાં એટલા સિદ્ધાંત ઉપર તો તે આવી શકયો કે, મૂર્ખ સંકુચિત મનની સ્ત્રી માફક અનુચિત કોઇ પણ સંશયને તે પોતાના મનમાં સ્થાન આપશે નહિ; છતાં આ હકીકત સાંભળતાં તેને સારી લાગશે નહિ—તેનું મન અવશ્ય મ્રિયમાણ તો થશે જ."

રમણી એક હોવા છતાં મનમાં બીજો રમણી ઉત્પન્ન થયો. એક રમણીએ કહ્યું:–" આ ખોટી વાત છે. બકુનું મન શા માટે મ્રિયમાણ થાય ? "

બીજા રમણીએ ઉત્તરમાં કહ્યું:–" ઠીક, હું તને સમજાવું છું. આ બનાવને ઉલટાવીને તું એક વખત તેનો વિચાર કરી જો. ધાર કે, ત્હારી સ્ત્રી હવાફેર કરવા માટે તેનાં માબાપ સાથે પુરી કિંવા વૉલ્ટર ગઈ છે. એ સ્થળેથી તે કદાચ તને એવો પત્ર લખે કે, 'કેટલાક દિવસથી અમારા મકાન પાસે એક સુસભ્ય ગૃહસ્થ આવીને રહેલા છે. તેઓ યુવાન હોઇ દેખાવડા પણ છે. તેઓ સદાલાપી અને કાવ્યરસિક છે. તેઓ હમ્મેશાં અમારે ઘેર આવે છે તથા નમ્રતા

પ્હોરે સમુદ્ર તરફ પડતા ઓટલા ઉપર બેસી અમારી સાથે વ્હા પાએ છે. ગઈ કાલે તેઓ મ્હને પોતાની કારમાં બેસાડી ઘણે દૂર ફરવા લઇ ગયા હતા.' એવો પત્ર મળે તો ત્હારું મન કેવું થઇ જાય તે કહે જોઇએ ? ”

આવા વિચારોમાં ને વિચારોમાં રાતના બાર વાગ્યા. રમણી અડધી બળેલી સિગારેટ ફેંકી દઇ સૂઇ રહેવા ગયો. પંખો ખેંચનાર કુલી ઉપસ્થિત હતો. ઓટલા ઉપર પૅક બૉક્ષ ઉપર બેસી તે પંખો ખેંચવા પ્રવૃત્ત થયો.

સૂઇ રહીને લગભગ એક કલાક અડધી ઉંઘમાં અને અડધી જાગરણ સ્થિતિમાં રમણીએ પસાર કર્યો. ત્યાર પછી તેનાં નેત્રોમાંથી ઉંઘ ઉડી ગઈ. ખુલ્લી બારીમાંથી ચંદ્રનાં કેટલાંક કિરણો આવી રમણીની પથારી ઉપર પડયાં હતાં. જાણે કે ચાર પાંચ જ્યોત્સ્ના બાળિકા રમણીને બોલાવવા આવી હતી. તેઓ જાણે એમ કહેતી હતી કે: “ આવો-આવો, ઉઠો, આ સૂઇ રહેવાનો વખત છે કે ? ”

રમણી ઉઠયો. બારણું ઉઘાડી તે ઓટલા ઉપર ગયો. પંખો ખેંચનાર કુલીને તેણે કહ્યું:—“ હું એક કલાક અહીં બેસું છું. ત્યાં સૂધી તું થોડી ઉંઘ લઇ લે. ”

“ વારું સાહેબ. ” કહી પંખાનો કુલી ધીમે ધીમે ઓટલાની ધાર ઉપર જઇ ફેંટો ઉતારી નીચે પાથરી એક બાજૂએ સૂઇ ગયો.

આરામ ખુરસી ઓટલા ઉપર જ પડી હતી. રમણી એ ખુરસીમાં બેસી સિગારેટ સળગાવી જ્યોત્સ્ના તરફ જોઇ પાછો ચિંતામગ્ન થયો.

તે વિચારવા લાગ્યો:–“ મંકુએ સાથે આવવાની ઇચ્છા દર્શાવી હતી. જો હું એને સાથે લઇ આવ્યો હોત તો ઘણું સારું થાત. તે સાથે હોત તો આ ડાક બંગલામાં નહિ ઉતરતાં, રસોઇઓ દાસ દાસી વગેરેને ઘેરથી સાથે લઇ લેત. જ્યાં જ્યાં જવાનું હોત ત્યાં ત્યાં

લક્ષ્મણ ( નોકરનું નામ ) ને અગાઉથી મોકલી પાંચ સાત દિવસ માટે ભાડાનું મકાન રખાવત તો કાંઇ હરકત પડત નહિ."

તૃષાનો અનુભવ થવાથી ખુરસીની બાજૂએ સળગતી સિગારેટ સાવધાનતાથી મૂકી ઓરડામાં પ્રવેશકરી સુરાહીમાંથી જળકાઢી રમણીએ પી લીધું. રૂમાલથી મુખ લુછતાં લુછતાં બ્હાર આવી તે ખુરસી પાસે ઉભો રહ્યો, એવામાં એકાએક ઓટલાના બીજા છેડા ઉપર આવેલા સુશીના ઓરડા તરફ તેની દૃષ્ટિ આકર્ષાઇ. ઓરડાનાં બન્ને દ્વાર બંધ હોઇ બારીની જાળીઓ ખુલ્લી હતી; પરંતુ પંખાનો કુલી આ વખતે ત્યાં પંખો ખેંચતો નહોતો! આવી ગરમીમાં દ્વાર બંધ કરી પંખાની હવા સિવાય કોને નિદ્રા આવી શકે! વળી પોલે તો એમ કહ્યું હતું કે, તેણે રાતને માટે પણ પંખો ખેંચનાર કુલીનો બંદોબસ્ત કર્યો છે! ત્યારે શું એ જૂઠું બોલ્યો હશે? સુશીલાને ગરમીને લીધે ઉંઘ નહિ આવતી હોય. તે ગરમીથી ગભરાઇ ગઇ હશે. જાગરણને લીધે સ્હવારે કદાચ પાછું તેનું માથું દુઃખી આવશે.

મનમાં ને મનમાં અત્યંત વિરક્ત થઇ રમણી ખુરસી ઉપર બેઠો. બેસતી વખતે સિગારેટ નીચે પડી ગઈ. રમણીએ અનાવશ્યક બળથી તેને ફેંકી દઇ બીજી સિગારેટ સળગાવી. તેણે પોતાના મનમાં ને મનમાં કહ્યું:-" હતભાગી સ્વામીના હાથમાં પડી બીચારી સુશીને કેટલું બધું દુઃખ વેઠવું પડે છે! પાછું કાલે તેનું માથું દુઃખી આવશે."

સિગારેટ પીતાં પીતાં પોતાના કુલીને સુશીના ઓરડાનો પંખો ખેંચવા મોકલવાની રમણીની ઇચ્છા થઇ. આટલી રાત્રે બીજો કુલી ક્યાંથી મળી આવે? તેણે વિચાર્યું:-" પછી હું કેવી રીતે ઉંઘી શકીશ? હું આ ખુરસી ઉપર પડી રહીને જ અવશિષ્ટ રાત્રિ પસાર કરીશ. હું પુરૂષ હોવાથી સઘળું સહન કરી શકીશ. એ બીચારી આવી ગંભીર રાત્રે ઓટલા ઉપર આવીને સૂઈ રહી શકે તેમ નથી!" આવો વિચાર કરી રમણીએ હાંક મારી:-" કુલી-ઓ કુલી."

ઓટલાના છેડા ઉપર સૂઇ રહેલા કુલીએ હમણાં જ પોતાની

આંખો મીંચી હતી. તે એકાએક હાંક સાંભળી ' જી હજુર ' કહી ઉઠી બેઠો થયો. ફેંટો ઉપાડી લઇ તે ઘણી ઝડપથી માથે બાંધવા લાગ્યો.

કુલી પાસે આવ્યો એટલે રમણીએ તેને કહ્યું:-" પેલા પોલ સાહેબના ઓરડા માટે બીજો કોઇ કુલી છે કે ? "

કુલી બોલ્યો:-" સાહેબ ! એ ઓરડાનો કુલી હતો; પરંતુ ચાર વાગ્યે તેને કામપરથી રજા આપી દેવામાં આવી છે. "

" હમણાં બીજો કોઇ કુલી અત્રે નથી કે ? "

" ના હજુર-હમણાં અત્રે કોઇ નથી. જો પ્રથમથી આજ્ઞા કરી હોત તો—"

" ઠીક, જા; તું એ ઓરડાનો પંખો ખેંચ."

કુલીએ કેટલીક ક્ષણ સુધી ચુપ ઉભા રહી સ્ખલિત વચને કહ્યું:- " હજુર ! એ સાહેબ મજુરી આપવામાં ઘણી ગડબડ કરે છે."

" મજુરી મ્હારી પાસેથી લેજે. "

" ઘણું સારું હજુર. " આમ કહી કુલી પોતાની બેસવાની પૅક બોક્ષ ઊંચકી લઇ પોલ સાહેબના ઓરડા તરફ ગયો. પંખો ખેંચવાનું દોરડું બ્હાર જ ઝૂલતું હતું.

રમણીએ જોયું કે, કુલી બરાબર પંખો ખેંચે છે. તેણે વિચાર્યું:- "એ પાછો ઊંઘી જવો ન જોઇએ. તણાતા પંખા નીચે સઇ રહેવામાં મુશ્કેલી એ છે કે, જેવો પંખો ખેંચાતો બંધ થાય છે કે તરત જ ઊંઘ ઉડી જાય છે. કલકત્તામાં વિજળીના પંખા થતાં કેવી સગવડતા થઇ છે ! "

પોતાના ઘરની હકીકત રમણીને યાદ આવી. તેણે વિચાર્યું- "હમણાં બકુરાણી શું કરતી હશે ? તે શયનગૃહમાં કીકીને છાતી સરસી ચાંપી સુઇ ગઇ હશે. પાસે ટેબલ ઉપર થર્મોફ્લૅસ્કમાં કીકીનું ગરમ દૂધ તૈયાર હશે. રાત્રે બે વાગ્યા પછી ઊંઘ ઉડી જતાં કીકી જ્યારે રડવા લાગશે ત્યારે બકુ ઉઠી તેને દૂધ પાશે. બકુની ઊંઘ

જલ્દી ઉઠશે ખરી કે ? પહેલાં તે એમ કહેતી હતી કે, 'મ્હારા શરીર ઉપરથી હાથી ચાલ્યો જાય ને મ્હને ખબર ન પડે એવી મ્હારી ઊંઘ છે.' માતા થયા પછી તેની ઊંઘ કાંઇક અંશે ઓછી થઇ છે. હમણાં પાસેના ઓરડામાં દાસી સુઈ રહી હશે. કીકીનું રડવું સાંભળી બકુ નહિ જાગે તો દાસી તેની પાસે દોડી જઇને તેને જગાડશે. કાલે બકુને પત્ર લખતી વખતે આ સઘળી હકીકત લખવી પડશે. હું લખીશ કે, 'કાલે રાત્રે એક વાગ્યે મ્હનેઊંઘ નહિ આવવાથી ઓટલા ઉપર આરામ ખુરસીમાં પડયો પડયો હું ત્હારા વિચાર કરતો હતો."

એકાએક રમણીના વિચારોનો પ્રવાહ બદલાઇ ગયો. તેણે વિચાર્યું:–" એ સઘળી હકીકત તો લખીશ; પરંતુ તે સાથે પંખો ખેંચનાર કુલીની હકીકત પણ લખવી પડશે ! સ્હાંજે સાથે ફરવા જવાની અને પછી રાત્રે પોતે હરકત વેઠી સુશીલા માટે પંખો ખેંચનાર માણસ મોકલવાની હકીકત પત્રમાં વાંચી બકુરાણી તેનો ઉંધો અર્થ તો નહિ કરે ને ! તે કદાચ એવો વિચાર કરે કે, 'ઓ મા ! પારકી બાયડી માટે આટલી પીડા શામાટે વેઠવી જોઇએ !' તો ? બીચારી સુશી ઘણી દુઃખી હોવાથી મ્હારા મનમાં માયા ઉપજે છે ! બકુ મ્હારા લખાણનો ઉંધો અર્થ ન કરે તો સારું !"

ક્રમે ઘડીઆળમાં એકનો ટકોરો વાગ્યો. ધીમે ધીમે આકાશમાં મેઘનો સંચાર થયો. તેથી જ્યોત્સ્ના સહજ મ્લાન થઇ ગઇ. મૃદુ વાયુ વિહરવા લાગ્યો. આરામ ખુરસીમાં પડી રહી રમણીએ પોતાનાં નેત્રો મીંચ્યાં.

કલાક કરતાં પણ વિશેષ સમય સુધી તે એવી રીતે ખુરસીમાં પડી રહ્યો; પરંતુ તેને નિદ્રા આવી નહિ. પ્રથમની જ સઘળી ચિંતાએ ભિન્ન આકારથી અને ભિન્ન ભાવથી તેને ઉદ્દભ્રાન્ત બનાવી દીધો.

કલાક પછી રમણીએ આંખો ઉઘાડીને જોયું તો તે વખતે આકાશમાં વિશેષ વાદળાંઓ ફેલાયાં હતાં. ધીમે ધીમે વાયુનો વેગ વધ્યો તથા એ વેગે તોફાનનું રૂપ લીધું. તેના ઓરડાનાં ખુલ્લાં

બારણું 'ધમ્મ ધમ્મ' અવાજ સાથે પછડાવા લાગ્યાં. રમણીએ ઉઠી ઝડપથી બારણાં બંધ કરી દીધાં. પછી ઓટલા ઉપર ઉભો રહી વાયુનું એ રાત્રિનૃત્ય રમણી જોવા લાગ્યો. જ્યોત્સ્ના મેઘ અથવા વાયુને લીધે એ વખતે અદૃશ્ય થઇ ગઇ હતી.

પંદર મિનિટ સુધી વાયુનું તાંડવ તોફાન ચાલ્યું. પછી તેનો વેગ નરમ થયો. તોફાન નરમ પડતાંની સાથે 'ટપ ટપ' કરતી વૃષ્ટિ થવા લાગી. રમણી આરામ ખુરસીને દિવાલ તરફ ખેંચી તેના ઉપર બેઠો. 'ટપ–ટપ' કરતી વૃષ્ટિ પડતી હતી. કાળા આકાશમાં વચ્ચે વચ્ચે વિજળી ચમકતી હતી. રમણી ખુરસીમાં પડયો પડયો આકાશ તરફ જોઇ રહ્યો. તેણે વિચાર્યું:–" આ પવનનું તોફાન થઇ પછી વૃષ્ટિ પડવા લાગી. સુશીલા આમાંનું કાંઇ જાણતી હશે કે ? કાલે એ મળશે એટલે હું તેને પૂછી જોઇશ."

એ સિગારેટનો ધુમાડો કાઢી નાખી રમણી સુઇ રહેવા ગયો. તેના શરીર અને માથામાં ધૂળ ભરાઇ હતી. સ્નાનગૃહમાં જઇ સાબુથી હાથ મ્હોં ધોઇ ટુવાલ લઇને તે શરીર લુંછવા લાગ્યો એ વખતે 'ટણ ટણ' કરતા ત્રણ વાગ્યા.

રમણી બિછાનામાં સુઇ ગયો; પરંતુ તેને ઊંઘ આવી નહિ. ગરમી ઘણી હતી. અડધા કલાક સુધી બિછાનામાં આળોટી તે પુનઃ બ્હાર નીકળ્યો. એ વખતે વૃષ્ટિ બંધ થઇ ગઇ હતી. વાદળાંઓનો જમાવ ઓછો થઇ ગયો હતો. બાકીની રાત રમણીએ ખુરસીમાં પડી રહીને જ પસાર કરી.

---

## પ્રકરણ ૧૦ મું

---

### સુશીલાની કૃતજ્ઞતા

મળસ્કે રમણીને સહજ તંદ્રા આવી હતી. પ્રભાતનો પ્રકાશ આંખો ઉપર પડતાં તેની તંદ્રા ઉડી ગઇ. પછી ઉઠી બિછાનામાં સુઇ જઇને કલાકેક તે ઊંઘ્યો.

સ્હવારે સાડા સાત વાગ્યે રમણી જ્યારે ચ્હા પીતો હતો ત્યારે દ્વારના પર્દાની બ્હારથી પોલનો કંઠસ્વર સંભળાયો કેઃ–" હું અંદર આવી શકું તેમ છું કે?"

રમણીએ કહ્યું:–" આવો."

રાતના પોષાકમાં પોલે પ્રવેશ કરી રમણીને અભિવાદન કર્યું. રમણીએ પણ તેને પ્રત્યભિવાદન કરી બેસવા કહ્યું. પોલે એક ખુરસી ઉપર બેસી કહ્યું:—" કાલે રાત્રે આપને ઘણું કષ્ટ વેઠવું પડયું હશે?"

" તેનું કાંઇ કારણ ?"

" આપનો પોતાનો કુલી અમારો પંખો ખેંચવા મોકલી આપ બ્હાર એટલે આરામ ખુરસીમાં પડી રહ્યા હતા એમ મ્હેં સાંભળ્યું છે! આપે શા માટે એટલું બધું કષ્ટ વેઠયું ?"

રમણીએ કહ્યું:–" પરમ દિવસે રાત્રે ગરમીને લીધે ઊંઘ નહિ આવવાથી મિસિસ પોલનું માથું દુઃખવા આવ્યું હતું. કાલે રાત્રે પણ પુષ્કળ ગરમી હોઇ આપનો પંખો ખેંચનાર કુલી નહોતો તેથી–"

પોલ બોલ્યોઃ–" રાત્રે પંખો ખેંચનાર કુલીનો બંદોબસ્ત જો કે મ્હેં કર્યો હતો. એ માણસે ઘેરથી ખાઇને આવવા કહ્યું હતું. મોડી રાત્રે જ્યારે ઊંઘ ઉડી ત્યારે મ્હેં પંખાને ચાલતો જોયો. મ્હેં વિચાર્યું કે, મ્હારો કુલી જ આવ્યો હશે. સ્હવારે ઉઠયા પછી સુશીને મુખે મ્હેં સાંભળ્યું કે, પ્રથમ રાત્રે તે બિલ્કુલ ઊંઘી શકી નહોતી. રાત્રે બાર વાગ્યા પછી પંખો જ્યારે ચાલૂ થયો ત્યારે તેને ઊંઘ આવી હતી. મ્હેં વિચાર્યું કે, મ્હારો કુલી નવ વાગ્યે તેને આવવાનું કહેલું હોવા છતાં બાર વાગ્યે આવ્યો છે તેથી એ રાસ્કલની અડધી મજુરી કાપી લઇશ. પણ સ્હવારે બ્હાર નીકળી જોયું તો આપનો કુલી અમારો પંખો ખેંચતો હતો! તેને મુખે સઘળી હકીકત મ્હેં સાંભળી છે."

રમણીએ કહ્યું:– " પ્રથમ તો મ્હેં બીજો કુલી મેળવવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ આટલી મોડી રાત્રે મળી શક્યો નહિ."

પોલ બોલ્યો:– " ના મળી શક્યો તો અમને થોડું કષ્ટ વેઠવું પડત; આપે શા માટે કષ્ટ વેઠ્યું ? આપ આખી રાત ઓટલા ઉપર આરામ ખુરસીમાં પડી રહ્યા હતા એ વાત સાંભળી સુશી ઘણી દુઃખિત અને લજ્જિત થઇ છે. તેણે મ્હને કહ્યું,' જાઓ જાઓ, મિસ્ટર બોઝ પાસે ક્ષમા માગી આવો. તેમને મ્હારી કૃતજ્ઞતા જણાવી આવો."

રમણીએ હસીને કહ્યું:–" એમાં ક્ષમા માગવા જેવું શું છે ? આપણે પુરુષ હોવાથી સર્વ પ્રકારનું કષ્ટ વેઠી શકીએ તેમ છીએ; પણ સ્ત્રીજાતિ—"

પોલ વચ્ચે બોલી ઉઠયો:–" કાલે આપ સુશીને ખુલ્લી હવામાં ફેરવી લાવ્યા હતા તેથી તેને ઘણો લાભ થયો છે. રાત્રે એને ઘણી સારી ક્ષુધા લાગી હતી. કાલે જો આપ તેને ફરવા ન લઇ ગયા હોત અને રાત્રે દયા કરી કુલીને પંખો ખેંચવા ન મોકલત તો એ રાત્રિના ઉજાગરાથી તે કદાચ બીમાર થઈ જાત."

રમણીએ પૂછ્યું:–" આજે એમનું શરીર સારું છે ને ?"

" ઘણું સારું છે. તેણે કહ્યું, ' હું સ્નાન કર્યા સિવાય બ્હાર નીકળી શકીશ નહિ. તમે હમણાં જ જઇને મ્હારા તરફથી મિસ્ટર બોઝને ધન્યવાદ આપી આવો.' હવે હું રજા લઉં છું. સ્નાન કરી આઠ વાગ્યે મ્હારે બ્હાર જવાનું છે." આમ કહી પોલ ચાલ્યો ગયો.

રમણી જાણતો હતો કે, સુશી હમ્મેશાં નવ વાગ્યાની અંદર સ્નાન કરી બ્હાર આવતી હતી. તેથી આજે તે બીજા દિવસ કરતાં એક કલાક પૂર્વે જ દાઢી સુડી સ્નાન કરી તૈયાર થઈ ગયો—કોણ જાણે કદાચ સુશી જ એકાએક ધન્યવાદ આપવા આવી ચઢે તો ! પોષાક પહેરી, સિગારેટ સળગાવી, રમણી એક નવલકથા હાથમાં લઇ વાંચવા બેઠો.

નવ વાગતાંની સાથે જ ઓટલા ઉપર સ્ત્રીના જોડાનો અવાજ રમણીના સાંભળવામાં આવ્યો; પરંતુ એ અવાજ રમણીના ઓરડાના દ્વાર સુધી નહિ આવતાં થોડેથી પાછો દૂર જતો રહ્યો. એવામાં બ્હારથી વીણાના જેવા મધુર સ્વરે સુશીએ કહ્યું:–" મિસ્ટર બોઝ! "

" યસ. " કહી ઝડપથી ઉઠી રમણીમોહન બ્હાર ગયો. સુશીને જોઇ તેણે પૂછ્યું:–" આજે આપની તબિયત સારી છે ને ? માથું દુઃખતું નથી ને ? "

સુશીએ આજે જરીની કોરવાળી એક આસમાની સાડી પહેરી હતી. શરીર ઉપર જરીથી ભરેલું સફેદ રંગનું એક રેશમી પોલકું હતું. ભીંજાયલા વાળને તેણે એમજ બાંધી રાખ્યા હતા. હસતાં હસતાં તેણે કહ્યું:–" મ્હને જોઇ આપ શું ધારો છો ? "

આપને જોતાં આપની તબિયત આજે સારી લાગે છે. "

સુશીએ એકાએક ગંભીર થઇને કહ્યું:–" પણ મ્હને આપના ઉપર રીસ ચઢી છે. "

રમણીએ હસીને પૂછ્યું:–" રીસ ચઢવાનું કારણ ? "

" આપે શા માટે કાલે રાત્રે આપના કુલીને અમારો પંખો ખેંચવા મોકલ્યો ? આપે શા માટે એટલું બધું કષ્ટ વેઠયું ? "

" ના—ના, મ્હેં બિલ્કુલ કષ્ટ વેઠયું નથી ! "

" આપ અસત્ય બોલો છો. ગરમીને લીધે અંદર સુઈ ન રહેવાયું તેથી આપ આખી રાત ઓટલા ઉપર આરામ ખુરસીમાં પડી રહ્યા હતા ! મ્હેં કાંઇ સાંભળ્યું ન હોય એમ આપ ધારો છો કે ?"

" ખુરસીમાં હું ઘણા આરામથી ઊંઘ્યો હતો. "

" વાહ ! ખુરસી ઉપર સુઈ રહેવાથી માણસને ઊંઘ આવે ખરી કે ? "

રમણીએ હસીને કહ્યું:–" મિસિસ પોલ ! હું માણસ છું કે ?"

સુશીએ હવે હાસ્ય કરી કહ્યું:–" માણસ નહિ તો આપ કોણ છો ? એન્જેલ છો ? દેવદૂત છો ? "

" તેનાથી ઉલટો છું; હું એક જાનવર છું. "

" આપની સ્ત્રીએ આ ઉપાધિ આપને આપી હશે ? "

રમણીએ હસીને કહ્યું:–" રૂપસુંદરી અને જાનવરની પૃથ્વીમાં જોડી ગણાય કે ? મિસિસ પોલ ! આપ ઉભાં કેમ રહ્યાં છો ? અરે લક્ષ્મણ ! ખુરસી લાવ." લક્ષ્મણે દોડી આવી બે ખુરસીઓ ઓરડામાંથી બ્હાર કાઢી આપી. પછી એક ટીપાઇ લઇ આવી તેના ઉપર તેણે રમણીની સિગારેટોનો ડબ્બો, દીવાસળીની પેટી અને ભસ્મ નાખવાનું કાચપાત્ર વગેરે સામગ્રી મૂકી.

સુશીએ ખુરસી ઉપર બેસી સિગારેટોના ડબ્બા તરફ જોઇ કહ્યું:–" આપ પુષ્કળ સિગારેટો પીઓ છો. ઠીક કહો જોઈએ કે રોજ કેટલી સિગારેટો પીઓ છો ? "

રમણીએ કહ્યું:–" એક ડબ્બામાં પચાસ સિગારેટો આવતી હોઈ ડબ્બો બે દિવસ ચાલે છે. "

ડાબા હાથની તર્જનીદ્વારા પોતાના ગણ્ડને સ્પર્શ કરી સુશીએ કહ્યું:—" Oh. I never ! રોજની પચીસ સિગારેટો આપ પીઓ છો ! મિસ્ટર બોઝ ! એથી આપનાં ફેફસાં ખરાબ થઇ જશે. આપનાં પત્ની એ માટે આપને કાંઇ કહેતાં નથી કે ? મ્હને લાગે છે કે બ્યુટી બીસ્ટને પહોંચી શકતી નથી, કેમ ? "

રમણીએ કહ્યું:–" એમ જ છે ! "

" વારૂં, આપનાં સ્ત્રીનું નામ શું છે મિસ્ટર બોઝ ? "

" તેને બધાં બકુ કહીને બોલાવે છે. "

" બોકુ ? એ ઘણાં બોકા ( મૂર્ખ ) છે કે ? "

" ના, તે મ્હને બહુ બકબક કરે છે તેથી તેનું નામ બકુ છે ?"

" તેઓ બહુ બકે છે કે ? ઠીક, શું કહીને બકે છે ? "

" જાનવર કહીને. "

" ના–ના, ખરું કહોને કે આપની સ્ત્રીનું નામ બકુ કેમ છે ? "

એક સિગારેટ સળગી જવા આવી હતી. એ સિગારેટના સ્પ-

ર્‌થી બીજી સિગારેટ સળગાવીને રમણીએ પોતાની પત્નીના નામનું રહસ્ય સુશી પાસે વ્યક્ત કર્યું.

સુશીએ કહ્યું:-"બકુલમાળા ? નામ તો ઘણું સરસ છે ! આપને ઘણું ગમે છે, કેમ ?"

"નામમાં ગમવા ન ગમવા જેવું શું છે ? ખરી વાત તો માણસની છે."

"નામમાં ગમવા ન ગમવા જેવું કાંઇ નથી કે ? ! ત્યારે મ્હારું Susanna નામ આપને કેમ ગમ્યું નહિ ?"

રમણી બોલ્યો:-"સુશીલા નામ મધુર છે તેથી."

"અને બકુલમાળા નામ કેવું છે ? ઘણું જ મધુર કેમ ? આપ કબૂલ ન કરો તો પણ હું સમજી શકું છું." કહી સુશી અધર સાથે ઓષ્ઠ ચાંપી, કંઠ સહજ નમાવી માથું હલાવવા લાગી.

રમણીએ કહ્યું:-"હું તેને બકુલમાળા કહીને બોલાવતો નથી, બકુરાણી કહીને બોલાવું છું."

"બકુરાણી ? બકુરાણી નામ વળી સવિશેષ મધુર છે ! આપે કવીન્દ્ર રવીન્દ્ર બાબુનું 'ભગ્નહૃદય' વાંચ્યું છે ?

સાંભળ્યું સાંભળ્યું શું નામ એ,
સાંભળ્યું સાંભળ્યું એ,
નલિની નલિની નલિની નલિની
કેવું મધુર એ !

તેમાં થોડો ફેરફાર કરીએ,
બકુરાણી બકુરાણી બકુરાણી
કેવું મધુર એ !

અરે ! આ તો છન્દ:પતન થઇ ગયું." આમ કહી સુશી મૃદુહાસ્ય કરવા લાગી.

રમણીએ કહ્યું:-"આપનું નામ એ સ્થળે મૂકીએ તો
સુશીલા સુશીલા સુશીલા સુશીલા
કેવું મધુર એ !

છન્દનું પતન થતું નથી."

સુશીએ રોષદર્શક કટાક્ષ ફેંકીને કહ્યું:-"જાઓ જાઓ, આપ ઘણા દુષ્ટ છો!"

આમ છતાં સુશીનો રોષ વિશેષ સમય સુધી ટક્યો નહિ. અલ્પકાળ પછી હસીને તેણે કહ્યું:-" ઠીક, બકુરાણીને ઇંગ્રેજીમાં શું કહેવાય ? The Queen of Scolders ?"

રમણીએ પણ હસતાં હસતાં કહ્યું:-" The Queen of Idiots."

સુશી હસવા લાગી:-" હા હા હા-The Queen of Idiots—હી હી હી. પરંતુ મિસ્ટર બોઝ ! આ આપનો ભયાનક અન્યાય છે ! જો જો, તેમની સાથે મ્હારી મુલાકાત થશે તો આ વાત હું તેમને કહી દઇશ. એક વખત કલકત્તા આવું એટલી જ વાર છે."

રમણી બોલ્યો:-" આપ ખરેખર મ્હારે ઘેર આવશો કે? જો આવશો તો આપનાં દર્શનથી મ્હારી સ્ત્રી, બ્હેન વગેરે ઘણાં પ્રસન્ન થશે."

સુશી:—હું આવીને બકુરાણી સાથે સ્નેહસંબંધ બાંધીશ. મિસ્ટર બોઝ ! બકુરાણીની ઉમ્મર કેટલી છે ?

રમણી:—આપના જેટલી જ.

"અઢાર વર્ષ ?"

"ના ઓગણીસ."

"ભલેને ઓગણીસ વર્ષનાં હોય. હું તેમને મિસિસ બોઝ કહીને નહિ બોલાવતાં બકુરાણી કહીને જ બોલાવીશ. એથી આપને કોઇ પણ પ્રકારની આપત્તિ નથી ને ?"

"મ્હને શી આપત્તિ હોય ?" કહીને રમણીએ એક નવી સિગારેટ સળગાવી.

સુશીએ ગાલ ઉપર હાથ મૂકી કહ્યું:-" વળી પાછી નવી સિગારેટ સળગાવી ? આ અડધા કલાકમાં ત્રણ સિગારેટ થઇ. હું ખરૂં

કહું છું મિસ્ટર બોઝ ! આપ આટલી બધી સિગારેટો ન પીશો. આપના ઉપર આપની સ્ત્રીનું શાસન નહિ હોવાથી જ આપ બગડી ગયેલા લાગો છો ! ”

“ હું બગડી ગયો છું કે ? ”

સુશીએ વિશેષ ગંભીર થઇને કહ્યું:–“ ઘણા બગડી ગયા છો. કલકત્તા આવી આપનાં સ્ત્રીને હું એવો મંત્ર શીખવાડી દઇશ કે આપને બરાબર ખબર પડશે ! એ વખતે આપને એમ જ લાગશે કે, સુશીલા સાથે કોઇ કુક્ષણે જ આપનો પરિચય થયો છે ! ખરી રીતે જોવા જતાં બંગાળી સ્ત્રીઓ હજી સ્વામી ઉપર શાસન કરવાનું શીખી નથી. મ્હારી એક સખી છે; તે ઇંગ્રેજ સ્ત્રી છે. તેણે એક બંગાળી બૅરિસ્ટર સાથે લગ્ન કર્યું છે. તે શું કહે છે એ આપ જાણો છો કે ? ”

“ કેમ, તે શું કહે છે ? ”

“ તે કહે છે કે, The one idea of Bengalee wives is to overfeed their husbands. આ ખાઓ–ફલાણું ખાઓ–રમકડું ખાઓ–મ્હારા સમ ખાઓ. ”

સુશીની બોલવાની રીત જોઈ રમણી પુષ્કળ હસવા લાગ્યો. તેણે કહ્યું:–“ આપ ઘણું ખોટું કરો છો. આપ આવી રીતે સ્વજાતિની નિન્દા કરો છો કે ? ” સુશી પણ કમરમાંથી વાંકી વળીને હસવા લાગી.

હસતાં હસતાં રમણીએ કહ્યું:—“ જુઓ, આપ એક કામ કરો. આપ અને આપની એ ઇંગ્રેજ સખી મળી બન્ને જણાં કલકત્તામાં એક નિશાળ ઉઘાડો. બંગાળી વહૂઓને એ નિશાળમાં દાખલ કરી આપ તેમને સ્વામીને શાસન કરવાની વિદ્યા શીખવાડો. ”

સુશીએ કહ્યું:–“ આપ ઠકુરાણીને અમારી નિશાળમાં મોકલી દેશો કે? ઠીક, કલકત્તા આવીને તરત જ હું નિશાળ ઉઘાડીશ. ”

રમણીએ ઘડીઆળમાં જોયું તો દશ વાગ્યા હતા. સુશીએ પૂછયું: "હવે બ્હાર જશો કે ?"

રમણીએ કહ્યું:—"હા, બજારમાં જવું છે. બકુરાણી માટે એક ગોલ્ડસ્ટોનની પીન ખરીદવી છે. એ ખરીદવાનું હું રોજ ભુલી જાઉં છું. આજે શનિવાર છે તેથી જો આજે ખરીદ કરી ન લાવું તો કાલે રવિવારે બજાર બંધ રહે અને કાલે પણ ખરીદવાનું બની ન શકે. અરે લક્ષ્મણ! મૉટર લાવ."

લક્ષ્મણ સુંદરસિંહને ખબર આપવા દોડયો. સુશીએ પૂછ્યું:-"કેવી પીન ખરીદ કરશો ?"

"કેવી ખરીદ કરીશ તે તો હું જાણતો નથી. જઇને કહીશ કે "એક ગોલ્ડસ્ટોનની પીન લાવો."

સુશીએ કહ્યું:-"આપ તો કાંઇ જાણતા નથી. આપ આપને પસંદ પડશે એવી પીન ખરીદી લાવશો. પુરુષો કેવી પસંદગી કરે છે તે હું સારી રીતે જાણું છું. પીન કાંઇ એક જ જાતની ઓછી આવે છે ? એમાં તો અનેક જાત આવે છે. એક ઘણી સુંદર જાતની પીનને હું જાણું છું !"

રમણી બોલી ઉઠયો:-"ત્યારે તો આપ એક કામ કરો. આપને જો કાંઇ કષ્ટ કિંવા હરકત પડે તેમ ન હોય તો આપ મ્હારી સાથે ચાલો. આપ જોઇ તપાસી પસંદ કરી આપો તો ઘણું સારું. સ્ત્રીજાતિની વસ્તુઓ સ્ત્રીજાતિ જ સારી રીતે પસંદ કરી શકે છે."

સુશીએ ક્ષીણ સ્વરે કહ્યું:-"ત્યારે હું આવું કે ?"

"જો આપને કાંઇ હરકત ન હોય તો આવો."

સુશીએ થોડા સમય સુધી સ્વગત કાંઈ વિચાર કર્યો. છેવટે તેણે કહ્યું:-"ના ના, મ્હને કાંઇ હરકત નથી. ચાલો."

મૉટર આવી ઓટલાનાં પગથીઆં પાસે ઉભી રહી. બન્ને જણાં તેમાં બેસી પીન ખરીદવા નીકળી પડયાં.



# પ્રકરણ ૧૧ મું

## કૃતજ્ઞતાદર્શક ભેટ

રમણીની મૅાટર જ્યારે ડાક બંગલામાં પાછી ફરી ત્યારે લગભગ અગીઆર વાગ્યા હતા. રમણીએ સુશીને ગાડીમાંથી નીચે ઉતારીને કહ્યું:–"પોલ સાહેબ હજી પાછા ફર્યા હોય એમ લાગતું નથી."

" આવશે જ્યારે આવવું હશે ત્યારે. " સુશીએ કહ્યું.

પછી બન્ને જણાંએ પોત પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો. રમણીએ ખીસ્સામાંથી કેટલીક ન્હાની મ્હોટી ડબ્બીઓ બ્હાર કાઢી ટેબલ ઉપર મૂકી. પછી ખુરસીમાં બેશી એક એક એ ડબ્બીઓ ઉઘાડી તે તેમાંની વસ્તુઓની પરીક્ષા કરવા લાગ્યો. સઘળી વસ્તુઓ ગોલ્ડસ્ટોનની બનેલી હતી. પહેલી ડબ્બીમાંથી એક સેટ ખમીસનાં મનોહર બટન નીકળ્યાં, બીજીમાં પણ બટન હતાં. ત્રીજી ડબ્બીમાં એક જોડ બંગડીઓ હતી. એ બંગડીઓની જોડનું મૂલ્ય બીજી બધી વસ્તુઓ કરતાં વિશેષ એહું હતું. એ બંગડીઓ રમણીએ બકુરાણી માટે ખરીદ કરી હતી. એ ડબ્બીઓમાં બે જોડ ઇઅરીંગ્ઝ હતાં. એક જોડ રમણીની કીકી માટે હતી અને બીજી જોડ ભાભીની કન્યા સરોજિની માટે હતી. બીજી એ ડબ્બીઓમાં બે પીન હતી. તેમાંની એક પીન રમણીએ બકુરાણી માટે ખરીદ કરી હતી અને બીજી પીન અન્ય એક વ્યક્તિને માટે ખરીદ કરી હતી. બટનો સિવાય બીજી સઘળી વસ્તુઓ સુશીએ પસંદ કરી આપી હતી. એ પસંદગી કરવામાં અનેક વસ્તુઓ તપાસી એ બીચારીને પુષ્કળ કષ્ટ વેઠવું પડયું હતું; તેથી બીજી પીન સુશીને ભેટ આપવા માટે રમણીએ ખરીદ કરી હતી. આમ છતાં હજી સુધી એ પીન સુશીને તેણે આપી નહોતી. તેનું કારણ એ હતું કે, સુશીને તેના સ્વામીની ગેરહાજરીમાં પીન ભેટ તરીકે આપવાનું તેને ઉચિત લાગ્યું નહોતું. પોતે એ પીન સુશી માટે ખરીદ કરી છે એ વાત પણ હજી સુધી રમણીએ સુશીને કહી નહોતી.

સુશીની પીનની ડબ્બી બ્હાર રાખી બીજી ડબ્બીઓ રમણીએ યથાસ્થળે મૂકી દીધી. પછી કાગળનો એક કટકો લઇ રમણીએ ઇંગ્રેજીમાં તેના ઉપર લખ્યું :—" કૃતજ્ઞતાદર્શક ભેટ. " પછી નીચે પોતાના નામની સહી કરી તારીખ લખી અને એ કાગળ પીનની ડબ્બીમાં મૂકી, ડબ્બી બંધ કરી તેણે પોતાના ખીસ્સામાં મૂકી દીધી.

થોડા સમય પછી ખાનસામાએ ઉપસ્થિત થઇને કહ્યું:—" હજુર! ખાણું ટેબલ ઉપર તૈયાર છે. "

રમણી ડિનર રૂમમાં ગયો તો ત્યાં તેણે સુશીને આવેલી જોઇ નહિ. પોલ પોતાના સ્થાન ઉપર બેસી સિગારેટ ફુંકતો હતો. ડિનર રૂમમાં પ્રવેશ કરી રમણીએ કહ્યું :—" આજે મિસિસ પોલને મ્હેં ઘણું કષ્ટ આપ્યું છે. "

પોલે ઘણા ગંભીર ભાવથી કહ્યું:—"એ વાત મ્હેં સાંભળી છે. મહાશય! મ્હારે કહેવું જોઇએ કે, આપે એ સારું કર્યું નથી. "

રમણીએ એ વાક્યનો અર્થ સમજી નહિ શકાવાથી પૂછ્યું :— " કારણ? "

પોલે સહજ હસીને કહ્યું :—" પ્રથમ હું એક વાત કહું છું તે સાંભળો. કલકત્તામાં અમારી ફર્મમાં એક બંગાળી બાબુ છે; તેઓ ઘણા કંજુસ છે. અમે કેટલાક મિત્રોએ મળી એક દિવસે તેમને ઘણા મ્હાત કર્યા હતા. અલંકારની દુકાનનું એક મ્હોટું સુચિપત્ર તેમની સ્ત્રીના નામ ઉપર અમે પોષ્ટમાં મોકલ્યું હતું. " આમ કહી તે 'હો હો' કરી હસવા લાગ્યો.

હવે પોલના મનનો ભાવ સમજી જઇ રમણીએ હસીને પૂછ્યું:—" પછી ? "

"પછી શું! ઘરમાં રહેવું બાબુસાહેબ માટે મુશ્કિલ થઇ ગયું. એ તો કેવળ સુચિપત્ર હતું; પરંતુ આજે આપ તો સુશીને અલંકારની આખી દુકાન બતાવી આવ્યા છો! સ્ત્રીજાતિ અલંકારની

દુકાનમાં પ્રવેશ કરે છે તો તેના મનનો ભાવ કેવો થાય છે એ આપ જાણો છો કે ?"

"કેમ, કેવો ભાવ થાય છે ?"

"માછલાંની દુકાનમાં પ્રવેશ કરતાં બિલાડીનો જેવો ભાવ થાય તેવો. એનું ફળ મ્હારે જ ભોગવવું પડશે. મિત્ર થઇને આપે મ્હને દુઃખદાયક થઇ પડે એવું કાર્ય કર્યું !" આમ કહી પોલ પાછો હસવા લાગ્યો.

આ સમયે સુશીએ પ્રવેશ કરી કહ્યું:–"આટલું બધું હસવાનું શું કારણ છે ?"

રમણીએ કહ્યું:–"મિસિસ પોલ ! આપના સ્વામીએ બિલાડી સાથે આપની સરખામણી કરી છે."

સુશીએ ભ્રકુટી સંકુચિત કરી કહ્યું:–"બિલાડીની સાથે ! કેમ એવું મ્હેં શું કર્યું છે ?"

"એમને જ પૂછી જુઓ." કહી રમણી મુખ ડાબી હસવા લાગ્યો.

પોલે કહ્યું:–"મિસ્ટર બોઝ ! આ શું આપ વ્યાજબી કામ કરો છો કે ?"

સુશીએ સ્વામી તરફ જોઇ પૂછ્યું:–"કેમ, તમે મ્હને બિલાડી શા માટે કહી ?"

રમણી બોલ્યો:–"તેઓ આપના નામ ઉપર કવિતા રચવાનો પ્રયત્ન કરતા હતા. તેમણે કહ્યું હતું કે, સુશી સાથે પુસી (બિલાડી) નો પ્રાસ બરાબર મળે છે."

સુશીએ પ્રથમ સ્વામી તરફ અને પછી રમણી તરફ જોઇ કહ્યું:-"આપ વાતને બનાવો છો ! હું કાંઇ જાણતી ન હોઉં એમ આપને લાગે છે કે ?"

રમણીએ ખીસ્સામાંથી પીનની ડબ્બી બ્હાર કાઢી કહ્યું:–"બિડાલ મહાશયા ! આમાં જે સાધારણ મચ્છીનો કડકો છે એ સ્વીકારો."

ડબ્બી ઉઘાડી સુશી બોલી ઉઠીઃ-"આ શું! પેલી પીન!" કહી કાગળનો કડકો ફપાડી તેણે વાંચ્યો. સહજ લજ્જિત અને વિરક્ત થઈને તેણે કહ્યુંઃ-" ઘર માટે ખરીદ કરેલી હોવા છતાં મ્હને કેમ આપો છો ? "

રમણીએ કહ્યુંઃ-" ના, મિસિસ પોલ ! આ બીજી પીન મ્હેં ઘર માટે ખરીદ કરી નથી; આપને માટે જ ખરીદ કરી છે. આપને એ ઘણી ગમી હતી તેથી......"

પીન હાથમાં લઇ પોલ તેની પરીક્ષા કરતાં કરતાં બોલ્યોઃ- " વાહ-વાહ ! બહુ સુંદર છે ! સુશી, ત્હેં મિસ્ટર બોઝને ધન્યવાદ ન આપ્યો કે ? "

સુશીએ રમણી તરફ જોઇ સ્ખલિત કંઠે કહ્યુંઃ-" ધન્યવાદ. "

સુશીના ડાબા ખભાની સહજ નીચે ઇંગ્રેજી દુકાનની બનાવટી સોનાની એક પીન સાડીના પાલવ સાથે આબદ્ધ હતી. પોલે એ પીન કાઢી નાખી તે સ્થળે આ નવીન પીન સંલગ્ન કરતાં કરતાં કહ્યુંઃ-" સુશીને દરેક માણસ જે જોઇએ તે આપે છે; મ્હને કોઇ કાંઇ આપતું નથી ! ઠીક, સારું સારું ! "

હસવામાં અને વાતચિતમાં ભોજનક્રિયાની સમાપ્તિ થઇ.

ભોજન કરી રહ્યા પછી પોતાના ઓરડામાં જઇ રમણી સ્ત્રીને પત્ર લખવા બેઠો. આગલે દિવસે સુશી સાથે ફરવા જવાની અને રાતની પંખા સંબંધીની હકીકત ટૂંકમાં લખી નાખી આજે સ્હવારે બકુરાણી સંબંધી સુશી સાથે જે વાતચિત થઇ હતી તેનું તેણે વિસ્તારથી વર્ણન કર્યું. દુકાને જઇ અલંકાર ખરીદ કરવામાં સુશીએ વેઠેલું કષ્ટ તથા કર્ત્તવ્ય તરીકે તેને આપેલી પીનની ભેટનો ઉલ્લેખ કરી, ભોજન વખતની બિલાડીની વાત, ઉપહારદાન અને પોલે સુશીને પીન પહેરાવતી વખતે ઉચ્ચારેલાં વાક્ય વગેરે હકીકત પણ રમણીએ પત્રમાં લખી. પત્ર લખી રહ્યા પછી પોતાના માથા ઉપરથી ઘણો ભાર હલકો થઇ ગયો હોય એમ તેને લાગ્યું.

વસ્ત્રો બદલી, ઓરડામાં અંધકારી કરી, પંખાની નીચે રમણી સુઇ ગયો. સુઇ રહીને તેણે વિચાર્યું:–" જે થવાનું હતું તે થઇ ગયું છે. હવે સુશી એકલીને સાથે લઇ તેનું માથું દુઃખતું હશે તો પણ હું ફરવા જઇશ નહિ."

આખી રાતનો ઉજાગરો હોવાથી રમણી જલ્દી ઊંઘી ગયો.

---

## પ્રકરણ ૧૨ મું

---

### પ્રણયાલાપ

રમણી જ્યારે જાગ્રત થયો ત્યારે પાંચ વાગ્યા હતા. ઝડપથી ઉઠી હાથ મ્હોં ધોઇ પોષાક પહેરી તે બ્હાર નીકળ્યો. તેણે બ્હાર ઓટલા ઉપર ચ્હાના ટેબલને તૈયાર જોયું. સુશી એકલી બેસીને એક પુસ્તક વાંચતી હતી. રમણીએ તેની પાસે જઇને કહ્યું:– "મિસ્ટર પોલ બ્હાર ગયા છે કે ?"

" હા, ઘણા વખતથી બ્હાર ગયા છે. આપની ચ્હા લાવવા કહું ?"

" હું ખબર આપું છું." કહી રમણીએ ઓટલાને છેડે જઇ ખાનસામાને ચ્હા લઇ આવવાનો હુકમ કર્યો. પછી પાછા યથાસ્થળે આવી તેણે કહ્યું:–" કાલે આપણે ત્રણે જણાંએ ફરવા જવાની વાત નક્કી થયેલી છે તે યાદ છે કે ?"

સુશીએ કહ્યું:–" હા, યાદ છે."

" ક્યાં જવાનો આપે નિશ્ચય કર્યો છે ?"

" એ સંબંધી મ્હારી એમની સાથે કાંઇ વાત થઇ નથી."

" રાત્રે ડિનર લેતી વખતે ત્રણે જણાં મળી ક્યાં ક્યાં જવું એ નક્કી કરીશું."

" આજે રાત્રે તેઓ આવવાના નથી."

" કારણુ ? "

" કોટમાં તેમના એક મિત્રે તેમને ડિનરનું નિમંત્રણુ કર્યું છે. પોતાનું કામકાજ પરવારી અહીં આવવા જેટલો વખત રહે તેમ નહિ હોવાથી તેઓ બારોબાર ત્યાં જવાના છે. કપડાં બદલવાને માટે પોતાની બૉક્ષ પણુ તેઓ સાથે લઇ ગયા છે. જમી પરવારીને રાત્રે તેઓ ત્યાં જ સૂઇ રહેશે. "

" રાત્રે અહીં ન આવતાં ત્યાં સૂઇ રહેવાનું કાંઇ કારણુ ? "

" મ્હેં પણુ એ કારણુ પૂછ્યું હતું, ત્યારે તેમણે કહ્યું, એક વકીલ જીંદગીનો વીમો ઉતરાવનાર છે. કાલે સ્હવારે ડૉક્ટર સાહેબ એ વકીલના સ્વાસ્થ્યની પરીક્ષા કરનાર છે. સાત વાગ્યે વકીલને સાથે લઇ ડૉક્ટર પાસે જવાનું છે. ત્યાંનું કામકાજ પરવારી નવ દશ વાગ્યે અત્રે આવવાનું કહ્યું છે. "

રમણીએ સ્વગત વિચાર્યું:–" બન્ને મિત્ર ઘણા વખત પછી મળશે. મદિરાદેવીની પૂજા કરી પાછા ફરવા જેવી સ્થિતિ પોલ સાહેબની રહે એવો સંભવ નહિ હોવાથી તેમણે પોતાની સ્રી પાસે આવું અસત્ય કારણુ દર્શાવ્યું છે ! એક રીતે એ સારું જ થયું છે. છાકટા થઈ આવીને એ વીર પુરુષ કદાચ આ બીચારીને માર મારત–આજે એ વિષયનો ભય રહ્યો નથી. "

ખાનસામો ચ્હા લઈ આવ્યો. સુશીએ રમણીને ચ્હા રેડી આપી. રમણીએ પૂછ્યું:–" આપ નહિ પીઓ કે ? "

સુશીએ ક્ષીણુ કંઠે કહ્યું:–" ના. મ્હેં પીધી છે. "

" પીધી છે તેથી શું થયું ? મ્હારી સાથે બીજો એક પ્યાલો પીવામાં શી હરકત છે ? "

મૃદુ હાસ્ય કરી સુશીએ પોતાને માટે પણુ એક બીજો પ્યાલો ચ્હા રેડી.

ચ્હા પીતાં પીતાં સુશીએ પૂછ્યું:–" આજે કોઇ સ્થળે ફરવા જનાર છો કે ? "

રમણીને પોતાની પ્રતિજ્ઞા યાદ આવી. જો તે કદાચ કહે કે, ' હા જનાર છું તો ?—' સુશી પોતે ઇચ્છા દર્શાવી અર્થાત્ ઉપયાચિકા થઇ સાથે આવવાનો પ્રસ્તાવ તો અવશ્ય નજ કરે; પરંતુ સભ્યતાની ખાતર રમણીએ એમ કહેવું જોઇએ કે, ' આપ પણ સાથે ચાલોને. ' આમ કહેતાં સુશી એ વાત પાછી ઠેલે એવો સંભવ નહોતો. વળી કાલે બકુરાણીને પત્ર લખતી વખતે એ વિષય માટે રમણીને ઘણું વિપન્ન થવું પડે. એકાદ ક્ષણમાં આ સઘળો વિચાર કરી રમણીએ કહ્યું:-" ના, આજે ફરવા જવાની ઇચ્છા નથી."

ચ્હા પી રહ્યા પછી રમણીએ કહ્યું:-" આવો, ડાક બંગલાના કમ્પાઉન્ડમાં થોડો વખત ફરીએ. "

સુશી ઉઠીને જોડા બદલી આવી. જ્યાં સૂધી સૂર્યાસ્ત નહોતો થયો ત્યાં સૂધી બન્ને જણાં વાતચિત કરતાં ફર્યાં. છેવટે સુશીએ કહ્યું:-" હવે પાછા ચાલો. "

તેઓ બંગલામાં પાછાં ફર્યાં એટલે રમણીના નોકર લક્ષ્મણે બે આરામ ખુરસીઓ બ્હાર ઓટલા ઉપર લાવી જોડાજોડ રાખી. "હું હમણાં આવું છું." કહી સુશી પોતાના ઓરડા તરફ ચાલી ગઇ.

રમણીએ પણ પોતાના ઓરડામાં જઇ વસ્ત્રો બદલી નાખવાની આવશ્યકતા અનુભવી. એક કલાક સૂધી ફરવાથી તેનું ગંજીફ્રાક પસીનાથી ભીંજાઇ ગયું હતું. સ્નાનગૃહમાં જઇ હાથ મ્હોં ઉપર સાબુ ચોળતાં ચોળતાં તેણે વિચાર્યું:-" જે ભયથી ફરવા ન ગયો તે ભય અહીં બેસી રહેવા છતાં પણ દૂર ન થયો. આ સુશીલાની સોબતનો ત્યાગ હું કેવી રીતે કરું ? ! મ્હારી મુશ્કેલીનો પાર રહ્યો નથી. અહીં મ્હારે હવે વિશેષ દિવસ સૂધી રહેવું જ ન જોઇએ. જો બને તો આવતી કાલે જ અહીંથી ચાલ્યો જાઉં ! એ બીચારી ઘણી દુઃખી છોકરી હોવાથી જ મનમાં માયા ઉપજે છે ! "

પોષાક બદલી રમણી બ્હાર નીકળ્યો એટલે સ્ત્રીના મધુર કંઠથી ગવાતા ગીતનો ધ્વનિ તેના સાંભળવામાં આવ્યો. ડાક બંગલા

ના એટલા ઉપર અંધકાર હતો. તે તરફ રમણી ધીમે ધીમે અગ્રેસર થયો. નજીક જતાં જ તેણે સુશીને આરામ ખુરસીમાં અર્ધશાયિત અવસ્થામાં પડી પડી એક ગીત ગાતી સાંભળી.

રમણી નજીક ગયો એટલે સુશીનું ગીત બંધ થઇ ગયું. રમણીએ કહ્યું:-" વાહ ! ઘણું સરસ ગાતાં હતાં ! ચુપ કેમ થઇ ગયાં ?"

સુશીઃ—ના ના, એમાં શું ગાવા જેવું હતું !

રમણીએ પાસેની આરામ ખુરસીમાં બેસી કહ્યું:-" સુર ઘણો સારો હતો. શું ગાતાં હતાં ? "

" એ અમારા દેવળનું એક ગાન હતું. ધર્મના ગાનમાં શું સાંભળવા જેવું હોય ! "

રમણીએ હસીને કહ્યું:-" ત્યારે એક અધર્મનું જ ગાન ગાઓ ! ઠીક, આપ ઈંગ્રેજી ગાન જાણો છો કે ? "

" કેમ, આપને ઈંગ્રેજી ગાન ગમે છે કે ? "

" હા, બહુ ગમે છે. જો કે મ્હેં ઇંગ્રેજી વિશેષ ગાન સાંભળ્યાં નથી; પરંતુ જે બે ચાર સાંભળ્યાં છે તે મ્હને બહુ ગમે છે. "

" આપે એ ગાન ક્યાં સાંભળ્યાં હતાં ? "

" થીએટરમાં. વિલાયત જઈ આવેલા મિત્રોને ઘેર સ્ત્રીઓને મુખે પણ બે ચાર સાંભળ્યાં છે. "

સુશીએ કહ્યું:-" ઠીક છે, હું પણ આપને એક બે ઈંગ્રેજી ગાન સંભળાવીશ; કિન્તુ આજે નહિ."

રમણીએ કહ્યું:-"કાલે આ વખતે તો હું બહુ દૂર ચાલ્યો ગયો હોઈશ ! "

સુશી જાણે ચમકી ઉઠી હોય એવા ભાવથી તે બોલી:-
" કેમ ? કાલે આપ આ સ્થળનો ત્યાગ કરી જાઓ છો કે શું ? "

" હા, મ્હેં એવો જ વિચાર કર્યો છે."

" કાલે જ ચાલ્યા જશો ? "

" હા. "

સુશી સ્તબ્ધ થઇ બેસી રહી.

રમણીએ ક્ષણ કાળ પછી કહ્યું:–" કલકત્તામાં આવતાંની સાથે આપે અમને મળવા આવવાનું કહ્યું છે, એ વાત આપના સ્મરણમાં છે કે?"

સુશીએ અંતરના ઊંડાણમાંથી એક નિશ્વાસ મૂકી કહ્યું:–"હા."

પુનઃ થોડો વખત બન્ને જણાં ચુપ રહ્યાં. છેવટે રમણીએ કહ્યું:–" શો વિચાર કરો છો?"

સુશીએ કહ્યું:–" હું ક્યારે કલકત્તા આવીશ તથા ક્યારે આપ સર્વને મળી શકીશ તેનો કાંઇ વિચાર હું કરી શકતી નથી. આ જીવનમાં કલકત્તા આવવાનું થશે કે કેમ એ પણ કોણ જાણે છે!"

" કેમ? મિસ્ટર પોલની મુખ્ય ઑફિસ તો કલકત્તામાં જ છે. મ્હારનું કામકાજ પરવારી તેઓ કલકત્તા નહિ આવે કે?"

" એમનું કાંઇ ઠેકાણું છે! કોઇ વખતે આ નોકરી છોડી દેવાની વાત કરે છે, કોઇ વખતે દેશમાં જઇ બીજી કોઇ નોકરી શોધી કાઢવાની વાત કરે છે તો વળી કોઇ વખતે મુંબાઇ જવાની વાત કરે છે. એમનું કાંઇ ચોક્કસ નથી." અલ્પ કાળ ચુપ રહ્યા પછી પાછું સુશીએ કહ્યું:–" ધારો કે, કદાચ મ્હારું કલકત્તામાં આવવું થશે તો પણ આપનું ઘર હું કેવી રીતે શોધી કાઢીશ?"

રમણીએ કહ્યું:–" આપ ત્યાં આવો એટલે મ્હને પત્ર લખજો. હું આપને મળી મ્હારે ઘેર લઇ જઇશ."

" કયા સ્થળે આપને પત્ર લખું? મિસ્ટર બોઝ, હાઇકોર્ટ વકીલ? આપનું સંપૂર્ણ નામ શું છે?"

રમણીએ પોતાનું સંપૂર્ણ નામ કહ્યું.

સુશીએ કહ્યું:–" રમણી! આપની સ્ત્રી આપને રમણી કહીને બોલાવે છે કે? અરે ના–ના, હિન્દુ સ્ત્રીથી સ્વામીનું નામ લઇ શકાતું નથી એ હું જાણું છું. ઠીક, બકુરાણી આપને શું કહીને બોલાવે છે?"

રમણી બોલ્યોઃ–" 'અરે ઓ,' 'સાંભળો છો કે?' વગેરે કહીને તે મ્હને બોલાવે છે."

સુશી હસી પડી. તેણે કહ્યું:–" વાહ વાહ ? ઠીક, રમણી એટલે શું ? ! "

રમણી બોલ્યોઃ–" મ્હારૂં સંપૂર્ણ નામ રમણીમોહન છે ! "

સુશીએ કહ્યું:–" ઠીક, દીવો લાવવા કહો. "

રમણીએ કહ્યું:–" કેમ ? અંધકારમાં હરકત જેવું શું છે ? "

સુશી બોલીઃ–" ના–ના, આપ દીવો મંગાવો. "

રમણીએ ઉઠી લક્ષ્મણને બોલાવ્યો. લક્ષ્મણે એક ટેબલ બ્હાર લઇ આવી તેના ઉપર સળગતો લૅમ્પ મૂક્યો.

રમણીએ એક સિગારેટ સળગાવીને કહ્યું:–" હું કેટલી બધી સિગારેટો ઓછી પીવા લાગ્યો છું એ હવે આપ જોઇ શકો છો ! "

સુશી બોલીઃ–"Good boy !–હજી પણ ઓછી પીઓ. ઠીક, કાલે આપે અત્રેથી વિદાય થઇ જવાનો ચોક્કસ નિશ્ચય કર્યો છે કે ? "

રમણીએ સહજ વિચારમાં પડી જઇ પૂછ્યું:–" આવો પ્રશ્ન પૂછવાનું કાંઇ પ્રયોજન ? "

" અહીં જે જે સ્થળો જોવા લાયક છે. તે તો આપે જોયાં નહિ. નર્મદાનો સુપ્રસિદ્ધ ધોધ પણ આપે જોયો નહિ. "

રમણીએ કહ્યું:–"આપે પણ ક્યાં એમાંનું કોઇ સ્થળ જોયું છે ?"

સુશીએ કહ્યું:–" મ્હારી વાત છોડી દ્યો. "

" ચાલોને, કાલે સ્હવારે જઇને આપણે નર્મદાનો ધોધ જોઇ આવીએ. આપ આવશો કે ? "

" મિસ્ટર પોલ કાલે નવ દશ વાગ્યા સિવાય પાછા ફરનાર નથી. તેમને પૂછ્યા સિવાય—"

" ખરું છે. " ધોધ જોવા જવાનો પ્રસ્તાવ કરતાંની સાથે રમણીને એ વાત યાદ આવી હતી કે, તેણે જે પ્રતિજ્ઞા કરી હતી

તેની વિરુદ્ધ એ પ્રસ્તાવ તેણે કરી દીધો. હતો તેણે વિચાર્યું કે, આ વાત આટલેથી દબાઇ ગઇ એ સારું થયું છે. આ પ્રસંગ પાછો ઉપસ્થિત ન થાય એટલા માટે તેણે કહ્યું:-" ઠીક, બાલ્યાવસ્થામાં આપ ક્યાં હતાં ? કલકત્તામાં કે ? "

આ પ્રસંગે સુશીના બાલ્યજીવનની કથાનો આરંભ થયો. તેના પિતાનું નામ કુમુદનાથ દે હતું. તેઓ કલકત્તાના બૅપ્ટિસ્ટ મિશનના પ્રચારક હતા. સુશીની ઉમ્મર જ્યારે અગીઆર વર્ષની હતી ત્યારે તેમનું મૃત્યુ થયું હતું. સુશીને એકકે ભાઇ બ્હેન નહોતાં. તે એક વખતે ડાયોસીઝન બાળિકા વિદ્યાલયમાં અભ્યાસ કરતી હતી. તેની વિધવા માતા કન્યાને લીધે ઘણા દુઃખમાં પડી હતી. તેના કાકા સુરેન્દ્રનાથ દે એ વખતે હજારીબાગમાં બૅપ્ટિસ્ટ મિશનના પ્રચારક હતા. હજારીબાગની ક્રિશ્ચિયન્ કન્યાશાળામાં તેમણે સુશીની માતા માટે શિક્ષયિત્રીની નોકરી મેળવી આપી હતી. માતાની સાથે હજારીબાગમાં જઇને સુશી કાકાને ઘેર રહેતી હતી તથા કન્યાશાળામાં અભ્યાસ કરતી હતી. બે વર્ષથી તેના કાકાનું પણ મૃત્યુ થયું હતું. તેના કાકાની સ્ત્રી પ્રથમ કલકત્તા આવીને રહી હતી; પછી બર્મામાં આવેલા પેગુ નગરના જનાના મિશનની કર્ત્રી થઇ તે એ સ્થળે ગઇ હતી. એ વખતે સુશી જોડાગિરજામાં તેના પિતાના એક સ્નેહીને ઘેર રહી જનાના મિશનનું કામકાજ શીખવા લાગી. એવામાં મિ૦ પોલ સાથે તેની મુલાકાત થઇ અને થોડા દિવસ પછી બન્નેનું લગ્ન થઇ ગયું. લગ્ન થયા પછી લગભગ એક માસ સૂધી તેઓ કલકત્તામાં હતાં અને પછી બ્હાર નીકળી પડયાં હતાં. આજકાલ કરતાં લગભગ છ માસથી તેઓ જૂદા જૂદા ડાક બંગલામાં રહેતાં હતાં.

રમણીએ પૂછ્યું:–" પોલ સાહેબ ક્યા દેશના છે ? "

" મદ્રાસની પાસે ભેલુપટ્ટમ નામની જગ્યા હોઇ ત્યાંના તેઓ છે. એ ગામનાં સઘળાં રહેવાસીઓ પ્રાયઃ ક્રિશ્ચિયન્ છે. "

" ત્યાં તેમનાં કોણ કોણ સગાં છે ? "

" બાપ છે, ભાઇઓ છે. તેમની માતા નથી વિમાતા છે."

આ વખતે લક્ષ્મણે આવી કહ્યું:-" હજુર ! નવ વાગ્યા છે. ખાણું લાવવા કહું કે ?"

રમણીએ સુશી તરફ જોઇને કહ્યું:-" કેમ શો વિચાર છે ?"

" ખાણું ભલે લાવે."



## પ્રકરણ ૧૩ મું

### અકલ્પનીય ઘટના

જમતાં જમતાં સુશીએ કહ્યું:-" મ્હારા જીવનનો સઘળો ઇતિહાસ આપ સાંભળી ચુકયા છો. હવે આપ આપના જીવનની સઘળી કથા મ્હને કહી સંભળાવો."

રમણી બોલ્યો:-" મ્હારી બાલ્યાવસ્થાની હકીકતમાં સાંભળવા જેવું કાંઇ નથી. હું કલકત્તામાં જન્મ્યો છું, ત્યાં જ ભણ્યો છું. પછી લગ્ન કરી સંસારી થયો છું. હાઇકોર્ટમાં જઇ કામકાજ કરું છું. રજાઓના દિવસોમાં પ્રવાસ કરવા નીકળી પડું છું."

સુશીએ કહ્યું:-" બસ ? આપ આવી રીતે વાતને ઉડાવી દેતાં ક્યાંથી શીખ્યા ? વકીલાત કરીને કે ? એમ બનશે નહિ. આપે આપની સઘળી હકીકત વિસ્તારથી મ્હને કહેવી પડશે. ચાલો, બ્હાર બેસીને જ્યાં સુધી ઊંઘ ન આવે ત્યાં સુધી દેવું અદા કરો."

ભોજન થઇ ગયું. ખાનસામાએ પાણીના ગ્લાસ લઇ આવી બન્ને પાસે મૂકયા.

નૅપકીનથી બન્ને જણાં મુખ લુંછતાં હતાં એવામાં એક ગાડીએ ડાક બંગલામાં પ્રવેશ કર્યો. એ તરફ જોઇને રમણીએ કહ્યું:-" કોઇ આવ્યું કે શું ?"

સુશી પણ બ્હારની દિશા તરફ જોઇ રહી.

થોડી ક્ષણ પછી લક્ષ્મણે આવીને કહ્યું:-"એ ગાડીનો કોચ-મૅન મેમસાહેબના નામનો આ પત્ર લઇ આવ્યો છે. તે ત્રણ રૂપિયા ગાડીભાડું માગે છે." આમ કહી તેણે પત્ર સુશીની સ્હામે મૂક્યો.

સુશીએ પત્ર ખોલી તે વાંચવાનો આરંભ કર્યો. રમણી કુતૂહલપૂર્ણ દૃષ્ટિથી સુશીના મુખ તરફ જોઇ રહ્યો. તેણે સુશીના મુખને ઘણું વિવર્ણ તથા મ્લાન થઇ ગયેલું જોયું. અધીર ભાવથી રમણીએ પૂછ્યું:-" કેમ, શું છે ? "

સુશીએ એ પત્રને રમણીની સ્હામે ફેંકી ટેબલ ઉપર નમી પડી બન્ને હાથમાં મ્હોં ઢાંકી રડવા માંડયું.

રમણીએ એ પત્ર લઇ વાંચવા માંડયો. એ પત્ર ઇંગ્રેજીમાં લખેલો હોઇ તેનો અનુવાદ નીચે પ્રમાણે હતો :-

વેઇટીંગ રૂમ
જબલપુર સ્ટેશન

પ્રિય સુશી,

હમણાં જ હું મુંબાઇ ચાલ્યો જાઉં છું. મ્હારી આર્થિક સ્થિતિ ઘણી ખરાબ થઇ ગઇ છે. એ વાત તું પણ જાણે છે. મ્હેં જ્યારે ત્હારી સાથે લગ્ન કર્યું ત્યારે સ્થિતિની ઉન્નતિ થવાની મ્હને થોડી ઘણી આશા હતી; પરંતુ સ્થિતિની ઉન્નતિ થવાની વાત તો દૂર રહી; કિન્તુ જે નોકરી હું કરતો હતો તે નોકરી સુદ્ધાં ગઇ છે. કેટલાક દિવસ પૂર્વે કલકત્તાની ઑફિસ તરફથી મ્હને નોકરી ઉપરથી કમી કર્યાનો પત્ર મળ્યો હતો. એ વાત મ્હેં આજ સૂધી ત્હારાથી છુપાવી રાખી હતી. આવી સ્થિતિમાં હું કોઇ પણ રીતે ત્હારું ભરણપોષણ કરી શકું તેમ નથી. મ્હારી સાથે રહીને તું કેવળ દુઃખ ભોગવે એવી પણ મ્હારી ઇચ્છા નથી. હું તને મુક્તિ આપું છું. તું કલકત્તા જઇ હાઇકોર્ટમાં દરખાસ્ત આપી આપણા લગ્નબંધનને બેલાશક તોડી નાંખજે. નિષ્ઠુરતા અને પરિત્યાગની હકીકત તું સાબિત કરીશ એટલે આપણું લગ્ન રદ થઇ જશે. ત્હારા ઉપર મ્હેં જે નિષ્ઠુરતા

કરી છે તે ગયા, બાંકીપુર, જોનપુર, જબલપુર વગેરે સ્થળના ડાક બંગલાના ખાનસામાઓ જાણે છે. મિસ્ટર બોઝ હાઇકોર્ટના વકીલ હોઇ આ વિષયમાં તેઓ તને અવશ્ય સહાયતા કરશે.

મુંબાઈ જવા જેટલી ટિકીટના પૈસા જ મ્હારી પાસે હોવાથી હું ગાડીવાળાને ભાડું આપી શકયો નથી. એને ભાડાના ત્રણ રૂપિયા આપવાના છે. ત્હારી પાસે રૂપિયા હોય તો તું એને ભાડું આપી દેજે. એની મારફત જ હું તને આ પત્ર મોકલી આપું છું.

ત્હારો હતભાગ્ય

સી, પોલ.

પત્ર વાંચી ક્રોધથી રમણીનું સર્વાંગ કંપી ઉઠયું. તે વિચારવા લાગ્યો:—" કેવો ભયંકર નરપિશાચ ! વિવાહિતા સ્ત્રીને આવી રીતે રઝળતી રખડતી મૂકી પલાયન કરી ગયો ! "

રમણીએ બ્હાર જઇ ગાડીવાનને પૂછ્યું:—" સાહેબ કયી ગાડીમાં ગયા ? "

" સવા નવ વાગ્યાની ગાડીમાં, હજુર. "

" મેઇલ ટ્રેઇન હતી કે પેસેન્જર ? "

" પેસેન્જર ગાડી હતી હજુર. મુંબાઇની પેસેન્જર હતી. મ્હારું ભાડું હજુર ? "

રમણીએ ખીસ્સામાંથી ત્રણ રૂપિયા કાઢી ગાડીવાનના હાથમાં આપ્યા. ગાડીવાન સલામ કરી ચાલ્યો ગયો.

દ્વાર પાસે ડાક બંગલાનો ખાનસામો, તેનો મશાલચી વગેરે ઉભા રહી વચ્ચે વચ્ચે અંદર ડોકીઆં કરતા હતા. રમણીએ રોષાવેશથી કહ્યું:—" ચાલ્યા જાઓ, તમે લોક અહીં ઉભા રહીને શું કરો છો ? "

તેઓ સર્વ ઝડપથી ચાલ્યા ગયા. રમણી અંદર ગયો ત્યારે સુશી સજળ નયને ઉર્ધ્વમુખી થઇને બેઠી હતી. રમણીને જોઇ તેણે કહ્યું:—" પોલિસમાં ખબર આપો. "

રમણી બોલ્યોઃ–" પોલિસ શું કરશે ? "

સુશીએ રડતાં રડતાં રોષયુક્ત સ્વરે કહ્યુંઃ–" મ્હારી સાથે લગ્ન કરી આટલા દિવસ પછી મ્હને આવી નિરાધાર સ્થિતિમાં મૂકી એ નાશી ગયા છે; છતાં પોલિસ કાંઇ નહિ કરે ? હવે હું ક્યાં જાઉં ? હું શું કરું ? મ્હારી પાસે એકકે રૂપિયો નથી ! "

રમણીએ મૃદુસ્વરે કહ્યુંઃ–" આપનું કહેવું ખરું છે; પરંતુ આ વિષયમાં પોલિસ કાંઇ કરી શકે તેમ નથી. "

" ત્યારે હું શું કરું ? મ્હારી શી સ્થિતિ થશે, રમણીબાબુ ? "

રમણી ચુપકીદીથી નીચું જોઇ બેસી રહ્યો.

સુશીએ કહ્યુંઃ–" એમને કોઇ રીતે અટકાવી શકાય તેમ નથી કે ? તાર કરીને કિંવા બીજો કોઇ ઉપાય અજમાવીને તેમને રોકી નહિ શકાય કે ? "

રમણીએ માથું હલાવી કહ્યુંઃ–" ના. "

" તેઓ તો બૅામ્બે પેસેન્જરમાં ગયા છે. એવી કોઇ ટ્રેઇન નથી કે જેમાં જવાથી રસ્તામાં તેમને અટકાવી શકાય ? "

રમણીએ કહ્યુંઃ–" હું રેલ્વેનું ટાઇમ ટેબલ જોઉં છું; પરંતુ તેમને અટકાવી અથવા રોકી રાખવાથી શો લાભ થશે ? "

સુશી બોલી ઉઠીઃ–" એક વખત મુલાકાત થયા પછી તેઓ કેવી રીતે મ્હારો ત્યાગ કરી જાય છે એ હું જોઇશ ! "

" હું ટાઇમ ટેબલ લઈ આવું. " કહી રમણી ત્યાંથી ઉઠી ચાલ્યો ગયો. એક મિનિટમાં જ પાછા આવી બત્તી પાસે ટાઇમ ટેબલ રાખી તે તેણે તપાસીને કહ્યુંઃ–" એ તરફ જવાની એક પણ ટ્રેઇન હવે નથી. કલકત્તાથી જે મેઇલ ટ્રેઇન આવે છે તે તો સંધ્યાકાળે જ રવાના થઇ ગઇ છે. "

સુશીએ ગાઢ નિશ્વાસ મૂકી કહ્યુંઃ–" કદાચ ટ્રેઇન હોત તો પણ મ્હારી પાસે ટિકીટ લેવાના પૈસા નહિ હોવાથી હું કેવી રીતે તેમને પકડવા જઇ શકત ? "

રમણી ગંભીર ધ્યાનથી એ ટાઇમ ટેબલ ફરી જોવા લાગ્યો. પછી તેણે કહ્યું:-"જો તેઓ પકડાય તો તેથી કાંઇ લાભ થવાની આપને આશા છે કે ?"

"હા."

"ત્યારે પ્રયત્ન કરી જોઇએ. મ્હને એક યુક્તિ સૂઝી છે."

"શી યુક્તિ ?"

"એ પેસેન્જર ટ્રેઇન હોવાથી દરેક સ્ટેશને ઉભી રહેશે. હમણાં ૯ ઉપર ૫૬ મિનિટ થઇ છે. રાતના બે ને ૭ મિનિટે એ ટ્રેઇન સોહાગપુર સ્ટેશને જઇ પહોંચશે. સોહાગપુર અહીંથી ૧૨૨ માઇલ છે. આપણે જો હમણાં મૉટરમાં બેસી નીકળી પડીએ તો રાતના બે વાગ્યાની અંદર સોહાગપુર પહોંચી શકીએ એમ હું ધારું છું."

"રસ્તો સારો છે ?"

"હા. રેલ્વેની પાસે પાસે જ ઇટારસી સુધી પાકો રસ્તો છે."

સુશીએ પાછું બન્ને હાથથી મ્હોં ઢાંકી દીધું. અડધી મિનિટ પછી મ્હોં ઉંચું કરી ગદ્દગદ કંઠે તેણે કહ્યું:-"રમણીબાબુ ! મ્હારે માટે આપને પુષ્કળ કષ્ટ વેઠવું પડશે !"

"એમાં કષ્ટ વેઠવા જેવું કાંઈ નથી. ચાલો. અરે લક્ષ્મણ, સુંદરસિંહને બોલાવ. મિસિસ પોલ ! આપ જલ્દી તૈયાર થાઓ. હું પણ કેટલીક જરૂરી વસ્તુઓ લઇ લઉં."

સુશીએ વ્યાકુળ સ્વરે કહ્યું-"મ્હારે માટે આપ આટલું બધું કષ્ટ વેઠશો ! આ રાતનો સમય છે !"

રમણી ઉઠી ઉભો થયો હતો. સુશીના બાહુને સ્પર્શ કરી કોમળ સ્વરે તેણે કહ્યું:-ના, કષ્ટ જેવું કાંઇ નથી. ઉઠો-ઉઠો, હવે વિલંબ કરવાથી નુકસાન છે. ઓઢવા માટે સાથે એક ગરમ વસ્ત્ર લેજો. આપણે ઘણી ઝડપથી દોડવાનું છે. રેલ્વે ટ્રેઇન સાથે રેસ કરવાની છે. ઘણી હવાથી આપને ઠંડી લાગવાનો સંભવ છે. ઉઠો."

એક ગાઢ નિશ્વાસ મૂકી સુશી ઉઠી. રમણીના મુખ તરફ આંસુ-ભરી આંખોએ જોઇ તેણે કહ્યું:-" રમણીબાબુ ! આજે જો આપ અત્રે હાજર ન હોત તો મ્હારી કેવી દશા થાત ? મ્હારા સંકટનો વિચાર કરી ઇશ્વરે આપને અત્રે મોકલ્યા છે." આમ કહી રૂમા-લથી અશ્રુજળ લુંછી, ધીમે પગલે બ્હાર નીકળી સુશીએ પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો.

રમણી બ્હાર નીકળ્યો એટલે ઓટલા ઉપર તેણે સુંદરસિંહને જોયો. તેણે પૂછ્યું:-" સુંદરસિંહ ! ગાડીમાં કેટલું તેલ છે ? "

" કાલે ૮ ગૅલન નાખ્યું હતું. "

" ૧૬૦ માઇલ કે ? "

" ૧૪૦ માઇલ. ૨૦ માઇલ વપરાયું છે. "

" સિલ્લકમાં કેટલું છે ? "

" ત્રણ ટીન—છ ગૅલન."

"૧૪૦ માઇલ અને ૧૨૦ માઇલ એટલે ૨૬૦ માઇલ થયું; એટલું પુરતું છે. "

" ક્યાં જવાનું છે હજુર ? "

" સોહાગપુર. ઇટારસીને રસ્તે. ત્હેં ખાધું છે કે ? "

" હા હજુર. "

" ગાડી લાવ. જલ્દી લાવ. " કહીને રમણીએ પોતાના ઓ-રડામાં પ્રવેશ કર્યો.

લક્ષ્મણે પૂછ્યું:-" સાથે શું શું લઇ જવું છે હજુર ? "

" સુટ કેસ, ટિફિન બૉક્ષ અને રેલ્વે ટ્રેઇનમાં બિછાવવાનો ન્હાનો બીસ્ત્રો. "

લક્ષ્મણ ઉપરોક્ત વસ્તુઓ ઠીક કરવા લાગ્યો. રમણીએ એક હૅન્ડ બૅગ લઇ તેમાં સ્મેલિંગ સૉલ્ટ, બ્રૅન્ડીથી ભરેલું એક ફ્લૅસ્ક, સિગારેટનો ડબ્બો, ફાઉન્ટેન પેન, વિદ્યુતનો એક પૉકેટ લૅમ્પ, સાબુ, ટૉવેલ વગેરે સામગ્રી ભરી દીધી. પાસે જે નોટો અને રૂપિયા હતા

તે બુક પૉકેટમાં લઈ લીધા. પછી તેણે લક્ષ્મણને પૂછ્યું:-" મ્હારી રિવૉલ્વર અને કાર્ટુજ બૉક્ષ કયાં છે ?"

લક્ષ્મણે એ વસ્તુઓ એક ટ્રંકમાંથી બ્હાર કાઢી આપી. રમણીએ તપાસ કરી જોઇ તો રિવૉલ્વર કાર્ટુજથી ભરેલી હતી. રાતનો સમય હોવાથી સાથે અસ્ત્ર રાખવાની જરૂર ધારી તેણે રિવૉલ્વર અને એક ડઝન કાર્ટુજ બૅગમાં મૂક્યાં.

મૉટર ઓટલાનાં પગથીઆં પાસે આવી તેનો અવાજ સંભળાયો. લક્ષ્મણ એકે એકે સઘળી વસ્તુઓ બ્હાર લઇ ગયો.

રમણીએ બ્હાર નીકળી જોયું તો સુશી તૈયાર થઇ તેની રાહ જોતી ઉભી હતી. " આવો. " કહી તેનો હાથ પકડી તેને ગાડીમાં બેસાડી રમણી પોતે પણ તેની પાસે બેઠો.

લક્ષ્મણે પૂછ્યું:-" કયારે પાછા ફરશો હજુર ? "

" કાલે કોઇ પણ વખતે. સુંદરસિંહ ચલાવ. "

સુંદરસિંહે ગાડી ચાલૂ કરી દીધી. ડાક બંગલાના દરવાજામાંથી બ્હાર નીકળી મૉટર સડક ઉપર દોડવા લાગી.

---

## પ્રકરણ ૧૪ મું

### ટ્રેઈન અને મૉટરની રેસ

થોડી મિનિટમાં જ શહેરની સીમાનો ત્યાગ કરી રમણીની મૉટર ખુલ્લા રસ્તા ઉપર નક્ષત્ર વેગથી દોડવા લાગી. રસ્તાની એક બાજૂએ જી. આઇ. પી. રેલ્વે લાઇન હતી અને બીજી બાજૂએ વન જંગલ આવેલું હતું, આજે બારસ હતી. નિર્મળ આકાશમાં શરચ્ચંદ્ર હસતો હતો. હમણાં રસ્તે કોઇ પણ મનુષ્યનો અવર જવર નહોતો. ક્વચિત્ એકાદ બળદ ગાડી ભીષણ અવાજ કરતી જતી આવતી હતી તથા હેડલાઇટના તીવ્ર પ્રકાશથી ચકિત તેમજ ભયભીત થઇ રસ્તાની એક બાજૂએ આગળ સરકી જઇ માર્ગ આપતી હતી.

આવી રીતે મૉટર માઇલ પછી માઇલ પસાર કરવા લાગી. ચંદ્ર પણ ધીમે ધીમે ઉંચે ચઢતો હતો. જ્યોત્સ્નાજ્યોતિ વિશેષ પ્રભામયી થઇ ગઇ હતી. રસ્તો ક્વચિત્ રેલ્વે લાઇનની છેક પાસે થઇ જતો હતો તો ક્વચિત્ થોડે દૂર સરી જતો હતો.

ક્રમે સ્હામેથી એક સ્ટેશનનો પ્રકાશ દેખાવા લાગ્યો. રમણીએ કહ્યું:–" એ મીરગંજ છે. ત્યાં ઉતરીને માર્બલ રોક્સ જોવા જઇ શકાય છે. "–ધીમે ધીમે મૉટર પોતાની ગતિના વેગને પ્રશમિત કરી એ સ્ટેશન પાસેથી પસાર થઇ ગઇ. એક બે કૂતરાં ભસતાં ભસતાં થોડે સૂધી ગાડી પાછળ દોડી પાછાં વળી ગયાં. આવી રીતે પંદર વીસ મિનિટને અંતરે ગાડી એકેક સ્ટેશન પાછળ રાખી આગળ વધવા લાગી.

કલાકેક સૂધી આવી રીતે દોડયા પછી રમણીએ જોયું કે, સુશી વચ્ચે વચ્ચે ઝોકાં ખાતી હતી તથા તેનું માથું ધીમે ધીમે નમી જતું હતું; વળી પાછી તે જાગી ઉઠતી હતી. અત્યાર સૂધી બન્ને વચ્ચે વિશેષ કાંઇ વાતચિત થઇ નહોતી. ત્રીજું સ્ટેશન પસાર થઈ ગયા પછી સુશીએ પૂછ્યું:–" કેટલા વાગ્યા ? "

રમણીએ ઘડીઆળ જોઇ કહ્યું:–" ૧૧ ઉપર ૨૫ મિનિટ થઇ છે."

" આપણે કેટલે દૂર આવ્યાં છીએ ? "

" લગભગ ત્રીસ માઇલ. "

" સુશીએ ગાઢ નિઃશ્વાસ મૂકી કહ્યું:–" પા ભાગનો રસ્તો."

રમણીએ પૂછ્યું:–" આપને કષ્ટ થાય છે કે ? "

" ના. "

" ઊંઘ આવે છે, કેમ ? "

" ના. "

" જો ઊંઘ આવતી હોય તો કહો. હું સુંદરસિંહની પાસે જઈ બેસું છું; આપ પગ સંકોચીને આ સ્થળે સુઇ રહી શકશો. "

સુશીએ કહ્યું:–" ના–ના, મ્હને ઊંઘ આવતી નથી. મ્હને ક્યાંથી ઊંઘ આવે ! "

આ વખતે રમણી જાણે કે, એક કંપતા ગાઢ નિઃશ્વાસનો અવાજ સાંભળી શક્યો.

પોતાને ઊંઘ આવતી નથી એમ કહેવા છતાં દશ મિનિટમાં જ સુશી પાછી નિદ્રાવેશથી ઝોકાં ખાવા લાગી. રસ્તાની અસમતાને લીધે ગાડીનો સુશી તરફનો ભાગ એ સ્થળે ઉંચો થઇ ગયો હતો. આ વખતે તેનું મસ્તક રમણીના ખભા ઉપર નમી પડયું. રમણીએ તેને જગાડવાનો પ્રયત્ન કર્યો નહિ. મનમાં ને મનમાં તે બોલ્યોઃ– "એને ઊંઘ આવે છે તો ભલે ઊંઘે!"

આવી રીતે થોડો વખત પસાર થયો એવામાં ગાડીને સહજ ધક્કો લાગવાથી સુશી જાગી ઉઠી. એ વખતે મૉટર એક પુલ ઉપર ચઢી હતી. સુશીએ બન્ને તરફ જોઇને પૂછ્યુંઃ–" આ કયી નદી છે?"

રમણીએ કહ્યુંઃ–" નર્મદા."

મૃદુ તરંગો ઉછાળી નર્મદા વહી જતી હતી. ચંદ્રકિરણોથી તેનું સર્વાંગ ઝળકતું હતું. પુલ ઉપર થઇને મૉટર ધીમેથી ચાલવા લાગી. બન્ને જણાં મુગ્ધનેત્રથી નદીની આ નૈશ શોભાનું દર્શન કરવા લાગ્યાં. પુલ પસાર કર્યા પછી પાછો મૉટરે પોતાનો વેગ ઘણો વધારી દીધો.

આવી રીતે જાગતાં, ઝોકાં ખાતાં અને વળી પાછાં જાગતાં માઇલ પછી માઇલ અને સ્ટેશન પછી સ્ટેશન પસાર થવા લાગ્યાં. રમણી વચ્ચે વચ્ચે ઘડીઆળ જોતો હતો તથા વિજળીની બત્તીની મદદથી રેલ્વે ટાઇમ ટેબલ પણ જોતો હતો.

આવી રીતે બીજો પણ એક કલાક વીતિ ગયો. લગભગ અડધા માઇલને અંતરે આવેલા એક સ્ટેશન ઉપર લાલ, લીલા અનેક દીવા દેખાવા લાગ્યા. સુશીએ એ તરફ જોઇને પૂછ્યુંઃ–" આ કયું સ્ટેશન દેખાય છે?"

રમણીએ કહ્યુંઃ–" એ હું જાણતો નથી. બોહાની હોય એમ

લાગે છે. ઠીક મૅાટરને ત્યાં ઉભી રાખી હું તપાસ કરું છું. સુંદરસિંહ! આ સ્ટેશન આવે એટલે ગાડી ઉભી રાખજે. ”

ગાડી સ્ટેશનની નજીક જઇ પહોંચી એટલે સુશીએ પૂછ્યું:- “ હમણાં કેટલા વાગ્યા છે એ જુઓ જોઇએ. ”

રમણીએ ઘડીઆળ જોઈ કહ્યું:-“ સાડાબાર, સવા બે કલાકથી આપણે નીકળ્યાં છીએ. અડધ ઉપરાંત માર્ગ આપણે કાપ્યો હોય એમ લાગે છે. આપ બેસો, હું સ્ટેશને જઇ તપાસ કરી આવું છું. ”

સુશીએ રમણીનો હાથ પકડી કહ્યું:-“ ના, હું એકલી અહીં બેસી શકીશ નહિ. મ્હને ભય લાગે છે. ”

“ ત્યારે ચાલો આપણે બન્ને જણાં જઇએ. ” આમ કહી સુશીને સાથે લઈ રમણી પ્લૅટફૅાર્મ ઉપર ગયો. પાનસ ઉપર સ્ટેશનનું નામ લખેલું હતું-બોહાની. સ્ટેશન માસ્તર પાસે જતાં ખબર મળી કે, પંદર મિનિટ પૂર્વે બૅામ્બે પેસેન્જર ટ્રેઇન આ સ્ટેશનેથી ચાલી ગઇ છે તથા સોહાગપુર અહીંથી પચાસ માઇલ દૂર છે.

સ્ટેશનની બ્હાર આવી સુશીએ પૂછ્યું:-“ બે ને છ મિનિટ પૂર્વે આપણે સોહાગપુર સ્ટેશને પહોંચી શકીશું કે? ”

રમણીઃ-જુઓ, બે કલાકને પંદર મિનિટમાં આપણે ૭૨ માઇલ આવ્યાં છીએ. બાકીના પચાસ માઇલ આપણે બે વાગતાં પહેલાં જ જઇ શકીશું.

સુશીઃ-ત્યારે તો આપણે ફક્ત છ મિનિટ પહેલાં પહોંચીશું. ચાલો, હવે વિલંબ કરવામાં શ્રેય નથી.

પુનઃ બન્ને જણાં ગાડીમાં બેઠાં. રમણીએ કહ્યું:-“સુંદરસિંહ ! ઝડપથી હાંકજે. ”

“ બહુ સારું હજુર. ” કહી સુંદરસિંહે મૅાટર દોડાવી મૂકી.

અડધા કલાકમાં બીજાં બે સ્ટેશન પસાર થઇ ગયાં. રમણીએ ઘડીઆળ જોઇ કહ્યું:-“સુંદરસિંહ! હજી થોડી વિશેષ ઝડપથી દોડાવ.”

સુંદરસિંહે ગાડીનો વેગ વધાર્યો. સુશીએ હાથથી મુખ ઢાંકી દીધું હતું. રમણીએ તેને પૂછ્યું:–" પુષ્કળ ધૂળ ઉડે છે, કેમ ?"

" હા, મ્હારું માથું ફરતું હોય એમ લાગે છે. "

" હવે કલાકેક છે. હું સુંદરસિંહ પાસે જઇને બેસું; તમે ત્યાં સૂધી અહીં સૂઇ રહો. "

સુશીએ માથું હલાવી કહ્યું:–" ના–ના. "

બીજું એક સ્ટેશન પસાર થયું. રમણીએ પુનઃ ઘડીઆળ અને ટાઇમ ટેબલ જોયું. તે મનમાં ને મનમાં વખત અને માર્ગના દૂરત્વનો હિસાબ કરવા લાગ્યો.

રાતના દોઢ વાગ્યે થોડે દૂર રેલ્વે લાઇન ઉપર લાલરંગની ત્રણ બત્તી દેખાવા લાગી. રમણીએ સુશીને કહ્યું:–" જુઓ, આ એજ ટ્રેઇન છે ! બ્રેકવેનની ત્રણ બત્તી જોઇ શકાય છે !"

સુશી આકુળ આગ્રહથી એ ત્રણ બત્તી તરફ જોઇ રહી. જોતજોતાંમાં એ ત્રણ બત્તી વિશેષ નજીકમાં દેખાવા લાગી. યથાક્રમે મૉટરે એ દોડતી ટ્રેઇનને પકડી પાડી તથા તત્કાળ તે એ ટ્રેઇનની સાથે આગળ વધવા લાગી. ટ્રેઇન મ્હોટી હતી. પ્રત્યેક બારીઓમાંથી મનુષ્યોની અસ્પષ્ટ મૂર્ત્તિ જોવામાં આવતી હતી. ટ્રેઇનના દીપકનો પ્રકાશ મૉટરના રસ્તા ઉપર આવી પડયો હતો. મૉટર અને ટ્રેઇન સાથે દોડતાં હતાં. સુશીએ ટ્રેઇન તરફ જોઇને કહ્યું:–" તેઓ કયા ડબ્બામાં હશે એ કોણ જાણે છે ! "

મૉટર ક્રમે એન્જીન પાસે જઇ પહોંચી તથા એન્જીનનો ત્યાગ કરી આગળ નીકળી ગઇ. થોડા સમય પછી સ્હામેથી એક સ્ટેશનની બત્તીઓ નજરે પડી. સુશીએ પૂછ્યું:–" આ દેખાય છે તેજ સોહાગપુરને ? "

રમણીના ખોળામાં ખુલ્લું ટાઇમ ટેબલ હતું. વિજળીની બત્તીનું બટન દબાવી ટાઇમ ટેબલ તપાસી તે બોલ્યો:–" ના, આ પીપરીઆનું સ્ટેશન છે. એની પછીનું સ્ટેશન સોહાગપુર છે. "

" આપણે આ સ્ટેશને ઉતરીએ તો ? "

" આ સ્ટેશને ટ્રેઇન ફક્ત ત્રણ મિનિટ ઉભી રહે છે. ત્રણ મિનિટમાં આપણે એમને કેવી રીતે શોધી શકીશું ? સોહાગપુર મ્હોટું સ્ટેશન છે તથા આ ટ્રેઇન ત્યાં દશ મિનિટ ઉભી રહેશે. "

જોતજોતાંમાં મૉટર પીપરીઆ સ્ટેશન પસાર કરી ગઇ. હજી પેસેન્જર ટ્રેઇન આવી પહોંચી નહોતી. રમણીએ પાછળ દૃષ્ટિ કરી તો ઘણે દૂર એન્જીનની ત્રણ બત્તીઓ તેના જોવામાં આવી. તેણે કહ્યું:–" સુંદરસિંહ ! ગાડી પુરતી ઝડપથી જાય છે કે ? "

સુંદરસિંહે ડૅશબોર્ડ સાથેનું એક બટન દબાવી વિજળીની બત્તી સળગાવી. એ બત્તીની સહાયતાથી સ્પીડોમીટર જોઇ તેણે કહ્યું:– " હજુર ! હજી પણ પોણા છ માઇલની ઝડપ વધારી શકાય તેમ છે. "

" પુરેપુરી ઝડપથી ચલાવ. " કહીને રમણીએ ઘડીઆળ જોયું તો બે વાગવામાં ઓગણીસ મિનિટ બાકી હતી.

મૉટર પુરેપુરી ઝડપથી દોડવા લાગી. રમણીએ પાછળ જોયું તો હવે એન્જીનની બત્તીઓ દેખાઇ નહિ. મૉટર વચ્ચે વચ્ચે ભયંકર હાલતી હતી. મૉટરના હાલવાથી રમણી અને સુશી એકબીજાંના શરીર ઉપર આવી પડવા લાગ્યાં. રમણીએ કહ્યું:–"આ સ્થળે રસ્તો ઘણો ખરાબ છે. "

ક્રમે દૂરથી સોહાગપુરના ડિસ્ટન્ટ સિગનલની બત્તી દેખાવા લા-ગી. રમણીએ કહ્યું:–" આ જુઓ, પેસેન્જર માટે લાલ બત્તી દેખાડી છે. "

આ શબ્દોનો ઉચ્ચર થયા પછી અડધી મિનિટે એકાએક બંદુ-કના અવાજ જેવો એક મ્હોટો અવાજ સંભળાયો. રમણી બૂમ મારી બોલી ઉઠયો:–" સર્વનાશ થયો ! સુંદરસિંહ—"

સુશીએ પૂછયું:–" શું થયું ? "

" ટાયર ફાટી ગયું છે. " રમણીએ આ શબ્દો ઉચ્ચાર્યાં

એટલામાં તો ચાલતી મૉટર એક બાજૂએ ઢળી પડી.

અત્યાર સુધીમાં સુંદરસિંહે એન્જીનને સ્વીચ ઑફ કરી નાખી, ક્લાચના ઉપરથી પગ ઉઠાવી લઇ ધીમે ધીમે એમાર્જેન્સી બ્રેક દબાવવાનો આરંભ કર્યો હતો. એ ઘણો હોશિયાર મૉટરચાલક હતો. તે સારી રીતે જાણતો હતો કે, આવા વિપુલ વેગમાં જો ઝડપથી બ્રેક દબાવવામાં આવશે તો તત્કાળ મૉટર ઉંધી થઇ જશે અને સર્વનું અવશ્ય મૃત્યુ નિપજશે.

વેગ ધીમો થતો હતો; પરંતુ ગાડી ચાલતી હતી. સુશીએ આકુળતાથી રમણી તરફ જોઇ કહ્યું:–" હવે શું થશે રમણીબાબુ ? "

રમણીએ કહ્યું:–" ટાયર બદલાવવું પડશે. સઘળી મહેનત વૃથા થઇ હોય એમ જ લાગે છે."

ડિસ્ટન્ટ સિગનલની નજીક જઇ મૉટર ઉભી રહી. સુંદરસિંહ નીચે કૂદી પડયો. પછી રમણીએ નીચે ઉતરી સુશીને ઉતારી.

રમણીએ તૂટી ગયેલા ટાયર પાસે ઉભા રહી કહ્યું–" સુંદરસિંહ ! જલ્દી સ્ટેપ્ની ચઢાવ."

સુંદરસિંહે જૅક નામક યંત્રને ગાડીમાંથી ઉતારી ધુરાની નીચે બેસાડયું. જૅકનો હાથો ફેરવી ગાડીનો એ તરફનો ભાગ તેણે ઉંચો કરી નાખ્યો. ફાટી ગયેલું ટાયર એ વખતે જમીનથી ઉંચું થઇ ગયું. પછી સુંદરસિંહે પેચ ફેરવી ટાયરને બ્હાર કાઢી નાખ્યું.

આ વખતે સુશીએ કહ્યું:–" આ જુઓ, ટ્રેઇન આવે છે. "

રમણીએ જોયું તો ઘણે દૂર એન્જીનની ત્રણ બત્તીઓ તેના જોવામાં આવી. તેણે કહ્યું:–" સુંદરસિંહ ! જલ્દી સ્ટેપ્ની ચઢાવ."

" અડધી મિનિટ લાગશે હજુર. " આમ કહી સુંદરસિંહ ઝડપથી ગાડી પાસેનું સ્ટેપ્ની કાઢવા લાગ્યો. તે જ્યારે સ્ટેપ્ની કાઢી રહ્યો ત્યારે એન્જીનની ત્રણ બત્તીઓ સ્પષ્ટતાથી દેખાતી હતી.

સ્ટેપ્ની ટાયરને સુંદરસિંહે ધુરામાં બેસાડી દીધું. પછી સ્ટેપ્નીને ટાઇટ કરી જૅક કાઢી યથાસ્થળે રાખી તે બોલ્યો:–" બેસી જાઓ

હજુર." આમ કહી એન્જીનનો સ્વીચ લગાવી, આગળ જઇ સ્ટાર્ટિંગ હૅન્ડલ પકડી તેણે ફેરવ્યો. રમણી સુશીની સાથે ગાડીમાં બેઠો.

સુંદરસિંહે સ્ટાર્ટિંગ હૅન્ડલને ઘણો ફેરવ્યો; પણ ગાડી ચાલૂ થઇ નહિ. તેણે ભયભીત અને વિસ્મિત બની જઇ રમણી પાસે આવી કહ્યું:–" હજુર ! એન્જીનને કાંઇ અકસ્માત થયો છે. હું તપાસ કરું છું."

આ વખતે પેસેન્જર ટ્રેઇનનો ભીષણ ધ્વનિ રાત્રિની સકળ નિસ્તબ્ધતાનો ભંગ કરી સ્પષ્ટતાથી સંભળાવા લાગ્યો. સુશી એકાગ્રદષ્ટિથી એન્જીનની બત્તીઓ તરફ જોઇ રહી. તેણે રડવા જેવી થઇ જઇને કહ્યું:–" ગાડી તો આવી પહોંચી રમણીબાબુ."

રમણીએ પૂછ્યું:–" સુંદરસિંહ! શું થયું ?"

" હજુર, હું જોઉં છું." આમ કહી રસ્તામાં એકાએક મૉટર અટકી જતાં જે જે સ્થળની પરીક્ષા કરવી પડે તે સર્વ સ્થળની પરીક્ષા કરી જોઇને તેણે કહ્યું:–" હજુર! ઉપરથી તો બધું બરાબર દેખાય છે. મૅગ્નેટામાં કાંઈ નુકસાન થયું હોય એમ લાગે છે."

રમણીએ કપાળ ઉપરનો ધૂળમિશ્રિત પસીનો રુમાલથી લુંછી નાખી રેલ્વે લાઇન તરફ જોયું તો ટ્રેઇન આવી પહોંચી હતી. એક મિનિટમાં તો તેમની નજર આગળ થઇને ટ્રેઇન સોહાગપુર સ્ટેશન તરફ દોડી ગઇ.

રમણીએ એક ગાઢ નિશ્વાસ મૂકી કહ્યું:–" સમુદ્ર તરીને ખાબોચીઆમાં ડુબી મરવા જેવું થયું. જો બીજો દશ મિનિટનો વખત હોત તો આપણે પગે ચાલીને પણ સ્ટેશને પહોંચી શકત. હવે તો તેમ પણ બનશે નહિ. જો મૅગ્નેટા ખરાબ થયો હશે તો ઘણી મુશ્કેલી વેઠવી પડશે."

સુશી કાંઇ બોલી નહિ. તે લાકડાની પુતળી માફક એકવૅનની બત્તીઓ તરફ ટગર ટગર જોઇ રહી.

# પ્રકરણ ૧૫ મું

## આશ્રયની શોધ

રમણી પોતે ગાડીમાંથી ઉતરી પડી મૉટર તપાસવા લાગ્યો. પછી સુશીને ગાડીમાંથી ઉતરવાની તૈયારી કરતી જોઇ ઝડપથી તે તેની પાસે ગયો. હાથ પકડી તેને નીચે ઉતારતાં રમણીએ કોમળ કંઠે કહ્યું:–" અહીંથી સ્ટેશન વિશેષ દૂર નથી. લગભગ અડધો માઇલ હશે એમ હું ધારું છું. આ જુઓ, સ્ટેશન ઉપરની સઘળી બત્તીઓ જોવામાં આવે છે. આપ ધીમેથી ચાલી ત્યાં સૂધી આવી શકશો કે ? "

સુશીએ ગાડીમાંથી નીચે ઉતરી, કેટલીક ક્ષણ સૂધી ચુપ રહ્યા પછી ક્ષીણ સ્વરે કહ્યું:–" મ્હારું માથું ફરે છે. હું હવે ઉભી રહી શકતી નથી ! " આમ કહી એક હાથે ગાડીને પકડી તે તેને અઢે·લીને ઉભી રહી

રમણીએ કહ્યું:–" પણ અહીંથી સ્ટેશન સૂધી ગયા સિવાય ઉપાય નથી. એક વખત ઉંચે આકાશ તરફ જુઓ. વાદળાંઓ ભરાઇ આવ્યાં છે. વળી કાલે દિવસે મૉટર સુધારવાનું બની શકશે. ત્યાં સૂધી આપણે કોઇ સ્થળે આશ્રય તો લેવો પડશે ને ! "

સુશીએ ભગ્ન સ્વરે કહ્યું–" આશ્રય ? રમણીબાબુ, હવે મ્હને ક્યાં આશ્રય મળી શકે તેમ છે ?! "

સુશીએ જે ભાવથી આ શબ્દો ઉચ્ચાર્યા એ ભાવ રમણી તત્કાળ સમજી ગયો. તેણે કહ્યું:–" મ્હારા ધારવા પ્રમાણે સ્ટેશનની નજીક એક ડાક બંગલો આવેલો હશે. વળી ડાક બંગલો કદાચ નહિ હોય તો પછી સ્ટેશન ઉપરની વેઇટીંગ રૂમ છે જ. મ્હારા ખભા ઉપર હાથ મૂકી ધીમે ધીમે ચાલો. "

સુશીએ ગદ્દગદ કંઠે કહ્યું:–" રસ્તે કદાચ પડી જવાશે એવો

ભય લાગે છે. હું થોડો વખત મૉટરમાં બેસી જોઉં. થોડા વખતમાં ગભરામણ મટી જશે. ”

રમણીએ કહ્યું:–“ ભલે ગાડીમાં બેસો. હું આપને થોડું ઔષધ આપું છું. ”

સુશીને ગાડીમાં બેસાડી રમણીએ પણ તેની પાસે બેસી નેતરની ટિફીન બાસ્કેટ ઉઘાડી. પછી તેમાંથી તેણે સોડાની એક બૉટલ અને કાચનો એક ગ્લાસ બ્હાર કાઢયો. પછી હૅન્ડ બૅગમાંથી બ્રૅન્ડીનું ફ્લૅસ્ક બ્હાર કાઢી તેમાંથી એક આંઉસ જેટલી બ્રૅન્ડી તેણે ગ્લાસમાં રેડી. સોડા ફોડી બ્રૅન્ડીમાં થોડી સોડાનું મિશ્રણ કરી કહ્યું:–‘ પી જાઓ જોઇએ; હમણાં જ શરીરમાં બળ આવશે.”

સુશીએ ગ્લાસ હાથમાં લઇ, પી જઇ મ્હોં બગાડીને કહ્યું:–“આ શું છે ? બ્રૅન્ડી કે ? ”

“ ઔષધ છે. ” કહીને રમણીએ ફ્લૅસ્ક અને ગ્લાસ ટુવાલથી લુંછી નાખી બે આંઉસ જેટલી બ્રૅન્ડી પી લીધી. પછી ટિફીન બાસ્કેટ બંધ કરીને તેણે કહ્યું:–“ સુંદરસિંહ ! હવે અમે સ્ટેશને જઇએ છીએ. હમણાં રાતના સવાબે વાગ્યા છે. સ્હવાર થશે એટલે આ તરફ લોકનો અવરજવર અવશ્ય ચાલૂ થશે. એ વખતે કુલીઓની વ્યવસ્થા કરી મૉટર ઠેલીને સ્ટેશને લઇ આવજે. જો સ્ટેશનની નજીક ડાકબંગલો હશે તો ત્યાં અગર વેઇટીંગ રૂમમાં અમે રહીશું. ગાડી આવ્યા પછી તેને સુધરાવવાની વ્યવસ્થા કરીશું. ”

સુંદરસિંહે કહ્યું–“ જેવી આજ્ઞા, હજુર. ”

રમણીએ સુશીના મુખ તરફ જોઇ પૂછયું:–“ હવે થોડો આરામ લાગે છે કે ? ”

સુશીએ કહ્યું:–“ હા, ચાલો. ”

જમણા હાથમાં બૅગ લઇ ડાબા હાથમાં સુશીનો હાથ પકડી ધીમે પગલે રમણી સ્ટેશન તરફ જવા લાગ્યો. એ વખતે ચંદ્ર પશ્ચિમાકાશમાં નમી પડયો હતો. વચ્ચે વચ્ચે વાદળાંઓ આવી એ મ્લાન

ચંદ્રને ઢાંકી નાખતાં હતાં અને વળી પાછાં ખસી જતાં હતાં.

લગભગ અડધા માઇલ જેટલો રસ્તો કાપવામાં વીસ મિનિટ પસાર થઇ ગઇ. સ્ટેશનની નજીક કમ્પાઉન્ડમાં એક બંગલો હોઇ બંગલાના દ્વાર આગળ એક પાટીઆમાં કાંઇ લખેલું હતું. વિજળીની બત્તી સળગાવી જોયું તો એ સોહાગપુરનું પોલિસ સ્ટેશન હતું. રમણીએ કહ્યું:-" અહીં પોલિસનું થાણું છે એટલે ડાક બંગલો જરૂર હશે જ."

મેઘે એ વખતે ચંદ્રને મુક્તિ આપી હતી. પોલિસ સ્ટેશનની પાસે જ ડાક બંગલો હોઇ તેમાં પ્રવેશ કરી રમણી મ્હોટેથી બોલી ઉઠયો:-" ખાનસામા—ઓ ખાનસામા. " આમ છતાં તેને કાંઇ ઉત્તર મળ્યો નહિ.

રમણી ઓટલા ઉપરથી ઉતરી બબરચીખાના તરફ ગયો. બબચરીખાના પાસે જ ખાનસામાની ઓરડી આવેલી હતી. એ ઓરડી પાસે ઉભા રહી રમણીએ ફરીથી ખાનસામાને હાંકો મારી; પણ કાંઇ ઉત્તર મળ્યો નહિ.

રમણીએ ઓટલા ઉપર પાછા આવી સુશીને કહ્યું:-" અહીં તો એક પણ માણસ નથી. "

સુશી બોલી:-" ત્યારે હવે શું થશે ? "

" જોઉં છું. " કહી વિજળીની બત્તી સળગાવી રમણી બારણાંઓની પરીક્ષા કરવા લાગ્યો. કળવાળાં બારણાં હોઇ તે અંદરથી બંધ હતાં. એક બારણાની કળને ઉપર તથા નીચેથી મહાસુશિબતે રમણીએ ખોલી નાખી. બારણાંની કળ તો ઉઘડી પણ બારણાંનો મધ્ય ભાગ સાંકળથી બંધ હતો તથા એ ભાગ બારણાંના કાચમાંથી જોઇ શકાતો હતો. રમણીએ પત્થરનો એક કકડો લઇ આવી કાચના બારણાનો જરૂર જેટલો ભાગ તોડી નાખી, અંદર હાથ ઘાલી સાંકળ પણ ઉઘાડી નાખી. પછી તેણે સુશીને કહ્યું:-" આવો."

ઓરડાના મધ્યભાગમાં એક ટેબલ અને બે ખુરસીઓ હોઇ

બારી પાસે આયનાવાળું એક ડ્રેસીંગ ટેબલ હતું. એક બાજૂએ લોઢાનો એક ઈંગ્રેજી ખાટલો હતો. તેના ઉપર એક સામાન્ય ગાદલું પડયું હતું. શય્યાનું બીજું કોઇ સાધન ત્યાં નહોતું. દિવાલ ઉપર એક લૅમ્પ હતો; તેને તપાસી જોતાં તેમાં થોડું તેલ પણ જણાયું. લૅમ્પ સળગાવી તપાસ કરતાં એક પછી એક ત્રણ ઓરડા સાથે આવેલા જણાયા. વચ્ચેના ઓરડાનો ઉપયોગ ડિનર રૂમ તરીકે થતો હોય એમ લાગ્યું. આસપાસના બન્ને ઓરડાઓમાં લોઢાનો ખાટલો અને કેવળ એકેક ગાદલું હતું. બન્ને ઓરડામાં સ્નાન કરવાના સ્થળે બે ત્રણ ધૂળ લાગેલાં માટલાં હતાં.

પલંગ પાસે ઉભા રહી રમણીએ કહ્યું:-“ આવા ખાલી ગાદલા ઉપર આપનાથી સૂઇ રહી શકાશે કે ? ” આમ કહી તેણે એ ગાદલા ઉપર જોરથી પોતાની લાકડી પછાડી. તત્કાળ ગાદલા-માંથી પુષ્કળ ધૂળ ઉડી.

સુશીએ કહ્યું:-“ ગાદલાની ધૂળ શા માટે બતાવો છો ? આપણાં કપડાંમાં ભરાઇ ગયેલી ધૂળ જુઓને ! શરીર, હાથ વગેરે સાફ કર્યા સિવાય નિદ્રા આવશે ખરી કે ? પાણીનું એક ટીપું સુદ્ધાં જણાતું નથી. ”

રમણી બોલ્યો:-“ પણ આખી રાતની આટલી દોડધામ કર્યા પછી જો થોડી નિદ્રા નહિ લ્યો તો કાલે આપનું શરીર બગડશે ! આડે દિવસે નિદ્રા નથી આવતી તો પણ આપનું માથું દુઃખી આવે છે; છતાં આપનું કહેવું કાંઇ ખોટું નથી. સ્વચ્છ થયા સિવાય નિદ્રા આવવાનો સંભવ નથી. સાબુ અને ટૉવેલ મ્હારી બૅગમાં તૈયાર છે. અભાવ કેવળ પાણીનો છે. ઠીક, આપ દશ પંદર મિનિટ સૂખી અત્રે એકલાં રહી શકશો કે ? ”

“ કારણ ? ”

“ હું સ્ટેશને જઇને બે કુલીને બોલાવી લાવું. એ લોક આવી પાણી લઇ આવશે. ”

" હું એકલી રહી શકીશ—આપ જલ્દી આવશોને ?"

એક આરામ ખુરસીમાં સુશીને બેસાડી રમણીએ કહ્યું:– "દીવો બળે છે તથા પાસે જ પોલિસ સ્ટેશન છે. રાત્રિ પણ લગભગ વીતિ જવા આવી છે. આપે કોઇ પણ પ્રકારનો ભય રાખવાનું કારણ નથી. આપ ચુપકીદીથી બેસી રહો. હું જલ્દી પાછો આવી પહોંચીશ."

આમ કહી રમણી બ્હાર નીકળી પડયો. આકાશમાં એ વખતે ઘણાં વાદળાંઓ એકત્રિત થયાં હતાં.

સ્ટેશન ઉપરથી કુલી મળ્યા તથા આહારનું સંધાન પણ મળ્યું. રિફ્રેશમેન્ટમાં જઇ બે જણ માટે ચ્હા, રોટી, માખણ વગેરે ડાક બંગલામાં મોકલવાની આજ્ઞા કરી કુલીસહ રમણી પાછો ફર્યો.

બન્ને જણાં સ્વચ્છ થઇ ચ્હા પીવા બેઠાં. એ વખતે સાડાત્રણ વાગ્યા હતા. બન્ને ઓરડાનાં ગાદલાં બ્હાર કાઢી કુલીઓ પટાપટ અવાજથી તેમાંની ધૂળ બ્હાર કાઢતા હતા.

બન્ને ચ્હા પી રહ્યાં ત્યારે રાતના પોણાચાર થયા હતા. રમણીએ કહ્યું:–" હવે વાતચિત કરવી નથી. આપ જઇને સુઇ જાઓ. ઉશિકું નથી તેમજ ચાદર પણ નથી. ગાદલું સાફ થયું એ આપણું સદ્દભાગ્ય છે. ઊંઘ આવે એવો પ્રયત્ન કરી જુઓ."

સુશીએ ઉભી થઇ કહ્યું:–" આપ નહિ સુઇ જાઓ કે ?" બ્હાર ' ઘુમ ઘુમ ' કરતી મેઘગર્જના થઇ. બારીમાંથી દેખાયું કે, ઉપરા ઉપરી વિજળી ચમકતી હતી.

રમણીએ કહ્યું:–" હું પણ થોડો વખત આળોટીશ."

સુશીએ હાથ લંબાવી કહ્યું:–" ગુડ નાઇટ."

રમણીએ હસ્ત ધારણ કરી કહ્યું:–" ગુડ નાઇટ—ગુડ મૉર્નિંગ પણ કહી શકાય તેમ છે." આમ કહી તે હસ્યો.

સુશી તેના નિર્દિષ્ટ ઓરડા તરફ બે પગલાં અગ્રેસર થઇ અને વળી પાછી ઉભી રહી. તેણે પોતાનું મુખ નમાવી કહ્યું:– " રમણીબાબુ !"

રમણીએ તેની પાસે જઇ પૂછ્યું:-" શું છે ? "

સુશીએ વ્યાકુળ ભાવથી રમણીના મુખ તરફ જોઇને કહ્યું:- કાલે સ્હવારે ઉઠીને હું આપનાં દર્શન કરી શકીશ કે ? "

" શા માટે નહિ કરી શકો ? "

" આપ મ્હને એકલી મૂકીને ચાલ્યા તો નહિ જાઓ ? "

રમણીએ ક્ષણ કાળ ચુપ રહી ભારે અવાજથી કહ્યું:-" તમને અહીં એકલાં મૂકીને હું ચાલ્યો જાઉં ! ના—સુશીલા ! હું નહિ ચાલ્યો જાઉં. તમે મ્હારા ઉપર વિશ્વાસ રાખો. "

ધીમે ધીમે સુશીએ તેનો કંપતો જમણો હાથ લાંબો કર્યો. રમણીએ એ હાથને પોતાના હાથમાં દબાવી કહ્યું:-" જાઓ, નિશ્ચિંત જીવે સુઇ રહો. જો થોડો વખત ઊંઘી નહિ જાઓ તો તમારું શરીર ઘણું બગડશે. વળી ઊંઘશો નહિ તો કાલે મ્હારા તરફથી ઘણો ઠપકો સાંભળવો પડશે, સમજ્યાં ? "

સુશી કેટલીક ક્ષણ સુધી રમણીના મુખ તરફ જોઇ રહી. છેવટે તેણે કહ્યું:-" હું ઘણી દુઃખી છું. સમસ્ત વિશ્વસંસારમાં મ્હારું બીજું કોઇ નથી. કહો કે, મ્હને તમે દુઃખના દરિયામાં ડુબાવી નહિ દો ! "

બન્નેના હાથ હજી સુધી આબદ્ધ હતા. રમણીએ એકાએક સુશીને પોતાના તરફ ખેંચી- બીજી જ ક્ષણે તેણે તેનો હાથ છોડી દઇ કહ્યું:-" ના સુશીલા ! હું તમને દુઃખના દરિયામાં ડુબાવી નહિ દઉં. "

બ્હાર ' ટપ ટપ ' કરતી વૃષ્ટિ થવા લાગી ! ખુલ્લી બારીમાંથી ઠંડો પવન આવવા લાગ્યો. રમણી બોલ્યો:-" ગરમી બહુ લાગતી હતી. વૃષ્ટિનો આરંભ થવાથી ઠંડીને લીધે થોડી ઊંઘ આવશે. જાઓ, હવે સુઇ રહો. "

સુશી રમણીના મુખ તરફ વિહ્વળ નેત્રથી દૃષ્ટિપાત કરી ક્લાન્ત ચરણે પોતાના શયનગૃહમાં ગઇ.

રમણી પણ પોતાના શયનગૃહમાં ગયો. કેટલાંક વસ્ત્ર ઉતારી નાખી તેણે એક સિગારેટ સળગાવી. સિગારેટ પીતાં પીતાં શય્યામાં સૂઇ રહી ખુલ્લી બારીમાંથી આકાશની ઘનઘટા અને વૃષ્ટિપતનનું દર્શન કરતો કરતો તે ગંભીર ચિંતામાં નિમગ્ન થયો.

---

## પ્રકરણ ૧૬ મું

---

## ખાનસામાની કાર્યતત્પરતા

પ્રભાત થયું હતું. ટપ ટપ વૃષ્ટિ પડતી હતી. માથા ઉપર છત્રી ઓઢી સાવધાનતાથી પગલાં ભરતો ડાક બંગલાનો ખાનસામો નિઝામુદ્દીન બંગલાના પ્રવેશદ્વાર નજીક ઉપસ્થિત થયો. ગઇ રાત્રે જતી વખતે તે એ પ્રવેશદ્વાર બંધ કરી ગયો હતો—ત્યારે દ્વાર ઉઘાડયું કોણે ? તેનું હૃદય એક વખત કંપી ઉઠયું. ત્યાં ઉભા રહીને બંગલા તરફ જોયું. એક તરફના ઓરડાનાં બારણાં અને બારીઓ તે ખુલ્લાં જોઇ શકયો. ખાનસામાએ વિચાર્યું:–" રાતની ગાડીમાં જરૂર કોઇ સાહેબ આવ્યા હશે તથા તેમણે કાચ ફોડી બારણાં ઉઘાડી પ્રવેશ કર્યો હશે." રાતના વખતે તેની ગેરહાજરીમાં સાહેબ આવવાનો બનાવ બે વખત બન્યો હતો. પહેલી વખતે એક ગોરો સાહેબ આવ્યો હતો. બીજે દિવસે સ્હવારે નિઝામ આવ્યો એટલે નિદ્રામાંથી જાગ્રત થઇ. તેના ગાલ ઉપર બે થપ્પડ લગાવી દઇ, 'ડૅમ, સુઅર' વગેરે વિશેષણોથી સાહેબે તેને વધાવી લીધો હતો. બીજી વખત એક કાળો સાહેબ આવ્યો હતો. તેણે નિઝામને જો કે માર્યો નહોતો પરંતુ રીપોર્ટ કરેલો હોવાથી નિઝામુદ્દીનનો એક રૂપિયો દંડ થયો હતો !

મનમાં ને મનમાં અલ્લાને યાદ કરતાં નિઝામે અંદર પ્રવેશ કર્યો. સાવધાનતાથી ખુલ્લી બારી પાસે જઇ ડોકીઉં કરી તેણે અંદર જોવાનો પ્રયત્ન કર્યો; પરંતુ બારી ઉંચી હોવાથી આખો પલંગ તેના જોવામાં આવ્યો નહિ. તે કેવળ સૂઇ રહેલી વ્યક્તિના ડાબા પગનો

થોડો ભાગ જોઇ શક્યો. એ પગ પણ મોજા તથા પાટલુનથી ઢંકાયલો હતો. એ સાહેબ ગોરો હશે કે કાળો તે નિજામ સમજી શક્યો નહિ. સ્હામેની દિવાલ ઉપર એક ટૉવેલ તથા ટેબલ ઉપર હૅન્ડબૅગ તે જોઇ શક્યો.

છાપરા ઉપર 'ટપ ટપ' અવાજ કરતાં વૃષ્ટિનાં બિંદુઓ પડતાં હતાં. નિજામ શંકિત ચિત્તે વિચારવા લાગ્યોઃ–" ગોરા સાહેબ હશે કે કાળા ? કાળા હોય તો સારું. સાહેબના નોકર પાસેથી સઘળું જાણી શકાય; પણ નોકર છે ક્યાં ? પાછળના ઓટલા ઉપર તો નહિ સૂઇ રહ્યો હોય ? ત્યાં પણ હોય; કદાચ કારણ વૃષ્ટિ પડે છે ત્યારે આ તરફના ઓટલા ઉપર ઝાપટ આવે છે. વળી રાત્રે ઘણી વૃષ્ટિ થઇ હતી." આમ વિચારી નોકરની શોધ કરવા નિજામ પાછળ આવેલા ઓટલા ઉપર ગયો. ત્યાં પણ કોઇ નહોતું. નિજામ બીજા બે ઓરડા તરફ અગ્રેસર થયો.

બીજા ઓરડા તરફ જઈ નિજામે જોયું કે, બંધ બારણાં વચ્ચેની પાટીઆંની સઘળી જાળી ખુલ્લી હતી. નિજામે વિચાર્યું:– "જોગ મળ્યા ! આ ઓરડામાં પણ સાહેબ છે કે ? પાટીઆંની જાળી કોણે ઉઘાડી રાખી ? પ્રથમથી જ ઉઘાડી હશે કે શું ? હું જોઉં તો ખરો." આમ વિચારી તેણે છત્રી બંધ કરી એક બાજૂએ મૂકી દઇ, જાળી પાસે જઇ, જાળીને સહજ વિશેષ ઉંચી કરી અંદર જોયું એટલે અંદરથી અવાજ આવ્યો કે, "કોણ છે ?"

સત્યાનાશ! આ તો સ્ત્રીનો અવાજ છે ! મેમ સાહેબનો અવાજ છે ! ફરીથી તીક્ષ્ણ સ્વરે અવાજ આવ્યોઃ–" કોણ છે ?"

નિજામે એક વખત નાશી છુટવાનો વિચાર કર્યો; પણ તેમ કરવાથી મેમસાહેબ 'ચોર ચોર' કહીને બૂમો પાડે એવા ભયથી નાશી છુટવાનો વિચાર તેણે માંડી વાળ્યો. સાહસ એકઠું કરી નમ્ર સ્વરે તેણે કહ્યું:–" હું ડાક બંગલાનો ખાનસામો છું હજુર. ન્હા કેટલા વાગ્યે જોઇએ એ હુકમ લેવા માટે—"

અંદરથી અવાજ આવ્યો:–" હમણાં ચાલ્યો જા."

" બહુ સારૂં હજુર." કહી ખાનસામો છત્રી લઇ ઝડપથી ઓટલા ઉપરથી નીચે ઉતરી પડ્યો. કપાળ ઉપરનો પસીનો લુંછી નાખી મનમાં ને મનમાં તે કહેવા લાગ્યો:–" અલ્લાએ જ મ્હારો બચાવ કર્યો છે. જો બારણું ઉઘાડી હું મેમસાહેબના ઓરડામાં ગયો હોત તો સાહેબ મ્હને જીવતો છોડત કે? તેઓ ગોળીથી મ્હને વીંધી નાખત."

નિઝામ પોતાના બબરચીખાના તરફ ગયો. ત્યાં જતાં તેણે મશાલચી અબ્દુલને કમ્પાઉન્ડના તાર ઓરંગી અંદર આવતો જોયો. અબ્દુલે પાસે આવી કહ્યું–" સલામ ભાઇસાહેબ." બબરચી-ખાનાનું તાળુ ઉઘાડી બન્નેએ અંદર પ્રવેશ કર્યો એટલે નિઝામે કહ્યું:–" અરે અબ્દુલ ! આજે તો ભયંકર સંકટ ઉપસ્થિત થયું છે! રાત્રે એક સાહેબ અને મેમસાહેબ આવ્યાં છે. હું હાજર નહોતો તેથી કાચ ભાંગી બારણું ઉઘાડી અંદર ગયાં છે."

અબ્દુલે અર્થસૂચક હાસ્ય કરીને કહ્યું:–" રાત્રે તમે ક્યાં હતા? હયદરને ઘેર કે ?"

" હા, ખાણું પીણું પરવારતાં બહુ રાત થઈ ગઈ તેથી ત્યાં જ સૂઇ રહ્યો. રાતની ગાડીમાં સાહેબ આવશે એ કોણ જાણતું હતું !"

અબ્દુલે કહ્યું–" મ્હેં તમને ઘણી વખત ના પાડી છે; છતાં તમે સાંભળતા નથી. હયદરને ઘેર જો એક દિવસ પણ નથી જતા તો તમને ચાલતું નથી." કહી અબ્દુલ મ્હોં દબાવી હસવા લાગ્યો.

લગભગ એક વર્ષથી નિઝામની સ્રી જન્નતનશીન થઇ હતી. તે પોતાની પાછળ બે ન્હાના પુત્ર મૂકી ગઇ હતી. બન્ને છોકરાઓને નિઝામે તેમના મામાને ઘેર મોકલી દીધા હતા. સ્ટેશનનો સિગનલમૅન હયદરખાન શહેરને બીજે છેડે રહેતો હતો. તેને એક ખૂબસૂરત બ્હેન હતી. થોડા દિવસથી તેની સાથે નિઝામના લગ્ન સંબંધી વાતચિત ચાલતી હતી.

નિજામે કહ્યું:–" અબ્દુલ ! તું એક કામ કર. જો પેલા ઓરડામાં સાહેબ સૂઇ રહ્યા છે. તું જઈ ઓટલા ઉપર બેસી ધીમેથી પંખો ખેંચવા માંડ ! સારી ઉંઘ આવશે એટલે સાહેબનો ગુસ્સો ઉતરી જશે."

" કોલસા ન સળગાવું કે ? સાહેબ ઉઠશે અને વખતસર તેમને ચ્હા નહિ મળે તો વળી વિશેષ—"

" કોલસા હું સળગાવું છું. તું જા, ત્યાં બેસીને પંખો ખેંચ. સાવધાનતાથી ઓટલા ઉપર જજે. અવાજ થવો ન જોઇએ."

અબ્દુલ ચાલ્યો ગયો. નિજામ કોલસા સળગાવવા લાગ્યો. કોલસામાં ઘાસલેટવાળી લૂગડાની ચીંથરી મૂકી તેને ચેતાવી પછી પંખાથી વાયુ નાખવા લાગ્યો. દેવતા સળગાવી હુક્કો ભરી હુક્કો પીતાં પીતાં તે વિચારવા લાગ્યો:–" એ ગોરા સાહેબ છે કે કાળા તેની ખબર નથી ! મ્હને તો લાગે છે કે, ગોરા સાહેબ જ હશે. મેમસાહેબનો અવાજ વિલાયતી મડમના જેવો હતો. એમ છતાં સાહેબ અને મેમસાહેબ જૂદા જૂદા ઓરડામાં કેમ સૂઇ રહ્યાં હશે ? એમ કરવાનું શું કારણ હશે ? એ કદાચ બીજા કોઇ સાહેબનાં મેમ તો નહિ હોય ?! એક મેમના ધણી સાથે બીજી મેમ હરી ફરી શકે છે. સાહેબ લોકમાં એ સંબંધી કાંઇ નિષેધ જેવું નથી ! હવે તો સાહેબ ઉઠીને ખફા ન થાય એટલે જાણે કે જગ જીત્યા !"

આ વખતે ' સલામ ખાનસામાજી. ' કહી ડાક બંગલાનો ઝાડુવાળો બબરચીખાના પાસે આવ્યો. તે મોડો આવેલો હોવાથી નિજામે તેનો તિરસ્કાર કરી કહ્યું:–" પેલી તરફના ઓરડામાં એક મેમસાહેબ સૂઇ રહ્યાં છે. જા, તું જઇને પંખો ખેંચ."

" જેવો હુકમ. " કહી ઝાડુવાળો ચાલ્યો ગયો.

કોલસા સળગ્યા. નિજામુદ્દીને પોતાનો પાયજામો જોયો તો તે મલિન થઇ ગયો હતો. કેટલેક ઠેકાણે કાદવ પણ લાગ્યો હતો. તેણે વિચાર્યું:–" જો કદાચ ગોરા સાહેબ હશે તો આવાં મલિન કપડાં

જોઇ ઘણુા ક્રોધે ભરાશે. કપડાં બદલી નાખી સ્વચ્છ થઇને જ સાહેબની નજરે પડવામાં સાર છે."

બબરચીખાનાની પાસે જ નિઝામની ઓરડી હતી. તાળુ ઉઘાડી તેણે પોતાની ઓરડીમાં પ્રવેશ કર્યો. બીબીના અભાવથી એક વર્ષથી નિઝામને તેની ઓરડી ખાવા ધાતી હતી. તેણે વિચાર્યું:– "મ્હારા ઘરનું પાછું ક્યારે ઠેકાણું પડશે એ કોણ જાણે છે !"

એક ગાઢ નિશ્વાસ મૂકી નિઝામે લાકડાની એક પેટી ઉઘાડી તેમાંથી ધોયેલાં વસ્ત્ર બ્હાર કાઢ્યાં. બે પાયજામા હોઇ બન્નેમાં ઘણે સ્થળે ન્હાનાં મ્હોટાં છિદ્ર હતાં. લાચારીથી નિઝામે એક પછી એક બન્ને પાયજામા પહેરી લીધા. એકનાં છિદ્ર બીજાથી ઢંકાઇ ગયાં. ચાપકાન પહેરી, માથે ફેંટો બાંધી તૈયાર થઇ નિઝામ બ્હાર નીકળ્યો.

હવે વૃષ્ટિ બંધ થઇ હતી. બબરચીખાનામાં જઇ ચુલ્હા ઉપર કિટલી ચઢાવી હુક્કો પી રહ્યા પછી નિઝામ ડાક બંગલાના ઓટલા ઉપર ગયો. તેણે ચુપકીદીથી અબ્દુલને પૂછ્યું:–" કેમ ! સાહેબનો કાંઇ અવાજ સંભળાયો હતો કે ? "

" ના. "

" સાહેબ જાગે એટલે તરત મ્હને ખબર આપજે. " આમ કહી નિઝામ બબરચીખાના તરફ જવાની તૈયારી કરતો હતો એવામાં બારણાં ઉઘડવાનો અવાજ થયો.

નિઝામનું મ્હોં લેવાઇ ગયું. બન્ને બારણાં ઉઘડયાં. રમણીમોહનની મૂર્ત્તિ નિઝામની નજરે પડતાં જ મેઘોદયથી મયૂરનું મન જેવું ખુશી થાય તેવો તે ખુશી થયો. તેણે કમરમાંથી વાંકા વળી રમણીને સલામ કરી.

રમણીએ હિંદુસ્તાનીમાં તેને પૂછ્યું:–" તું કોણ છે ? "

નિઝામે હિંદુસ્તાનીમાં ઉત્તર આપ્યો:–" હજુરનો તાબેદાર છું. હું આ ડાક બંગલાનો ખાનસામો છું હજુર. "

" રાત્રે તું અહીં રહેતો કેમ નથી ? અમને ઘણી તકલીફ ઉઠાવવી પડી છે. કાચ ભાંગી બારણું ઉઘાડીને અમારે અંદર પ્રવેશ કરવો પડયો છે. "

નિજામે પોતાના બન્ને હાથ જોડી ગદ્દગદ કંઠે કહ્યું:–" ખુદાવંદ ! આ ગુલામના ગુન્હાની માફી આપો. "

રમણી નિજામના હાવભાવ જોઇ મનમાં ને મનમાં હસ્યો. તેણે કહ્યું:–" ચ્હાનું કેમ છે ? "

" હજુર ! પાણી ગરમ થઇ ગયું છે. નાસ્તા માટે શું શું જોઇએ ? "

હમણાં કાંઈ જોઇતું નથી. ફક્ત એક કપ ચ્હા લઈ આવ. પેલા ઓરડામાં મેમસાહેબ છે. મેમસાહેબ બ્હાર આવશે એટલે તને નાસ્તાનો હુકમ આપવામાં આવશે. "

" બહુ સારું હજુર ! હમણાં જ હજુર માટે એક કપ ચ્હા લાવું છું. " આમ કહી નિજામ ઝડપથી બબરચીખાના તરફ ગયો.

રમણીએ સ્નાનગૃહમાં પ્રવેશ કરી, હાથ મ્હોં ધોઇ બ્હાર આવીને જોયું તો ખાનસામાએ ઓટલા ઉપર ચ્હાનું ટેબલ સજ્જ કર્યું હતું.

---

## પ્રકરણ ૧૭ મું

### કઠિન રોગ

અડધા કલાક પછી સુશીએ બારણાં ઉઘાડી જોયું તો એક માણસ તેના ઓરડાનો (શયનગૃહનો) પંખો ખેંચતો તેની નજરે પડયો. એ માણસે ઉઠી ઉભા થઇ સલામ કરી એટલે સુશીએ કહ્યું:–" તું ડાક બંગલાનો માણસ છે કે ? "

" હા હજુર. "

" ન્હાવાનું પાણી આપવા કહે." આમ કહી સુશીએ પાછાં બારણાં બંધ કરી દીધાં.

સુશી સ્નાન કરી જ્યારે બ્હાર નીકળી ત્યારે આઠ વાગ્યા હતા. ઓટલાના બીજા છેડા ઉપર જે સ્થળે ચ્હાનું ટેબલ ગોઠવેલું હતું એ સ્થળે ખાનસામો ઉભો હતો. રમણીનો ઓરડો ખાલી જોઇ સુશીએ તેને પૂછ્યું:–" સાહેબ ક્યાં છે ? "

" સ્ટેશને ગયા છે, હજુર. "

" કેટલો વખત થયો ? "

" અડધો કલાક થયો હશે. સાહેબ કહી ગયા છે કે, 'મેમ-સાહેબ જાગે એટલે ચ્હા નાસ્તો આપજો.' હજુર માટે ચ્હા અને નાસ્તો લાવું કે ? "

" હા, લઇ આવ. "

" રોટી, મસ્કો વગેરે ? "

" તે પણ લઇ આવ. "

" જેવી આજ્ઞા. "

સુશી બેઠી બેઠી વિચારવા લાગી:–" રમણીમોહન હમણાં સ્ટેશને કેમ ગયા હશે ? ટ્રેઇનનો વખત જોવા તો નહિ ગયા હોય ? કદાચ કોઇ સ્થળે તાર કરવા ગયા હોય તો તે પણ સંભવિત છે." અલ્પ કાળ પછી પાછું તેણે વિચાર્યું:–" તેઓ કદાચ મ્હને કાંઇ કહ્યા કર્યા સિવાય ચાલ્યા જાય તો ? ના–ના, એ અસંભવ છે. તેઓ કોઇ પણ પ્રકારે છળ ચાતુરી કરે એ સર્વથા અશક્ય છે."

ખાનસામો ચ્હા અને નાસ્તો લઇ આવ્યો. ચ્હા પીતાં પીતાં સુશીએ ખાનસામાનો પરિચય પ્રાપ્ત કરવા માંડ્યો. નિજામુદીન ઘણા દિવસથી આ ડાક બંગલામાં હતો. પહેલાં તેનો કાકો ડાક બંગલામાં ખાનસામો હોઇ નિજામ કાકાની પાસે રહેતો હતો. દશ વર્ષથી તેના કાકાનું મૃત્યુ થયું હતું. એ વખતે તેણે અરજી કરી એટલે સાહેબોએ અરજી મંજુર કરી તેને ખાનસામાની જગ્યાએ રાખ્યો હતો.

સુશીએ પૂછ્યું:–" બબરચીખાના પાસે ત્હારી ઓરડી છે કે ? "

" જી હા હજુર. "

" ત્હારા સંસારમાં કોણ કોણ છે ? "

" કોઇ નથી. "

" ત્હારી શાદી નથી થઇ કે ? "

આ પ્રશ્નના ઉત્તરમાં ખાનસામાએ કરૂણ સ્વરે કહ્યું:–" હજુર! શાદી તો થઇ હતી; પરંતુ લગભગ એક વર્ષથી બીબીને ખુદાએ પોતાની પાસે બોલાવી લીધી છે." આમ કહી ફેંટાનો છેડો નિજામે આંખ ઉપર દબાવ્યો.

આ સમયે રમણી ડાક બંગલા તરફ આવતો નજરે પડયો. ખાનસામાની કરૂણ જીવનકથાએ હવે સુશીના મનને રોકી રાખ્યું નહિ. એકાગ્રદષ્ટિથી તે રસ્તા તરફ જોઇ રહી. ખાનસામાએ ખાલી ખાદ્ય અને પેયપાત્રો વગેરે ઉંચકી લઇ પૂછ્યું:–" હવે મ્હને રજા છે ? "

" ભલે જા. "

બે મિનિટમાં જ રમણી ઓટલા ઉપર આવ્યો. તેણે ટોપી ઉતારી હાથમાં રાખીને કહ્યું:–" તમે ઉઠયાં છો કે ! ગુડ મૉર્નિંગ. "

સુશીએ કહ્યું:–" ઉઠી સ્નાનથી પરવારી મ્હેં નાસ્તો પણ કરી લીધો છે. "

રમણીએ એક ખુરસીને ટેબલ પાસે ખેંચી તેના ઉપર બેસીને કહ્યું:–" સ્નાન પણ કરી લીધું કે ? બરાબર ઊંઘ આવી હતી કે ? માથું દુઃખે છે કે ? "

સુશીએ ઉત્તરમાં કહ્યું:–" ના, માથું દુઃખતું નથી. ઊંઘ તો આપના કરતાં પણ વિશેષ આવી હતી. હું જયારે ઉઠી ત્યારે આઠ વાગ્યા હતા. મ્હેં સાંભળ્યું કે આપ સાત વાગતાં પહેલા ઉઠયા હતા. ક્યાં ગયા હતા ? "

"સ્ટેશને મૅાટર આવેલી નહિ હોવાથી ફિકર થયા કરતી હતી–સુંદરસિંહને મૅાટર ખેંચી લાવનાર માણસો નહિ મળ્યા હોય

તેથી જ તે ત્યાં ખોટી થતો હશે એમ ધારી સ્ટેશને જઇ સાત આઠ કુલીઓને એ સ્થળે મોકલ્યા છે."

ખાનસામાએ ચ્હા લાવી ટેબલ ઉપર મૂકી. સુશીએ કહ્યું:-"આપે તો ક્યારનોય નાસ્તો કરી લીધો હશે. હમણાં એક પ્યાલો ચ્હા પીશો કે?"

રમણીએ કહ્યું:-"ભલે રેડો. મ્હેં નાસ્તો કર્યો નથી. કેવળ એક કપ ચ્હા પી હું બ્હાર નીકળી પડ્યો હતો."

સુશીઃ-નાસ્તો નથી કર્યો! મ્હેં તો એમ ધાર્યું હતું કે, નાસ્તો કરીને આપ બ્હાર ગયા છો. અરે ખાનસામા! સાહેબને માટે જલ્દી નાસ્તો લાવ."

"લાવું છું હજુર." ખાનસામાએ કહ્યું.

સુશીએ ચ્હા રેડી આપી એટલે રમણી તે પીવા લાગ્યો. સુશીએ કહ્યું:-"આટલો બધો વખત થઇ જવા છતાં આપે કાંઇ ખાધું નહિ! આપને ઘણું દુઃખ થયું! હું સ્નાન કરી બ્હાર નીકળી એટલે ખાનસામાએ કહ્યું કે, આપ મ્હારો નાસ્તો મોકલવાનું કહી ગયા છે. મ્હેં ધાર્યું કે, આપ નાસ્તો કરીને જ ગયા હશો; જો આપે નાસ્તો નથી કર્યો એમ જાણ્યું હોત તો આપની પહેલાં હું નાસ્તો કરત નહિ."

રમણીએ હસીને કહ્યું:-"એથી બગડી શું ગયું?"

સુશીઃ-વાહ! આપે કાંઇ ખાધું નહિ તથા આપને ભૂખ્યા રાખી મ્હેં ખાઇ લીધું!

અલ્પ કાળમાં જ ખાનસામો રમણી માટે નાસ્તો લઈ આવ્યો. નાસ્તો કરી રહ્યા પછી રમણી ખાનસામાને મધ્યાન્હકાળના ભોજન સંબંધીની સૂચના આપવા લાગ્યો. ખાનસામાએ કહ્યું:-"હજુર! રાત્રે પણ ખાણું જોઇશે કે? જો જોઇએ તેમ હોય તો બન્ને વખતની વસ્તુઓ અત્યારે જ બજારમાંથી મંગાવવી પડશે. સ્હાંજે બજારમાં સારી તાજી વસ્તુઓ મળી શકતી નથી."

રમણીએ સુશી તરફ જોઇ પૂછ્યુંઃ–" કેમ, શો વિચાર છે ? "

રમણીએ જોયું કે, સુશીનાં બન્ને નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવવાની તૈયારી હતી. તેણે ખાનસામાને કહ્યુંઃ–" ઠીક, હમણાં જઇ પછી ખબર આપવામાં આવશે. "

ખાનસામો ચાલ્યો ગયો એટલે રમણીએ કહ્યુંઃ–" મૅાટરની સ્થિતિ ઉપર સઘળો આધાર છે. જો સાધારણ બગડી હશે તો હું અને સુંદરસિંહ મળી સુધારી શકીશું. વળી મૅાટર અમારાથી સુધરી શકશે તો ખાઇ પરવારી આપણે જબલપુર તરફ રવાના થઈ શકીશું. તેમ ન કરીએ તો બપોરે એક વાગ્યાની ટ્રેઇનમાં પણ જઇ શકીએ. થોડા વખતમાં જ મૅાટર લઇ સુંદરસિંહ આવી પહોંચશે. જો મૅાટર વિશેષ બગડી હશે તો મુશ્કેલી વેઠવી પડશે ! "

" તો શું થશે રમણીબાબુ ? "

" જો વિશેષ બગડી હશે તો સુંદરસિંહને જબલપુર મોકલી ત્યાંથી મૅાટર મિસ્ત્રી તેડાવી ગાડી સુધરાવવી પડશે અને આપણને એક બે દિવસ અત્રે રોકાવું પડશે. "

"આવી સ્થિતિમાં એક જ વસ્ત્રથી ? "

"આજની રાત સુધી તો આવી સ્થિતિને માન આપ્યા સિવાય બીજો ઉપાય નથી. સુંદરસિંહ જબલપુર જશે એટલે પ્રથમ ડાક બંગલામાં જઇ આપણા સરસામાન સાથે રાતની નવ વાગ્યાની ગાડીમાં લક્ષ્મણને આ તરફ મોકલી દેશે. "

સુશી મ્હોં ફેરવી કેટલીક ક્ષણ સુધી ચુપ રહી. પછી તેણે કહ્યુંઃ–" પેલી જ ગાડીમાં ! સમજી. "

રમણી ચુપકીદીથી સિગારેટ પીવા લાગ્યો. થોડા સમય સુધી બન્ને ચુપ રહ્યાં. છેવટે સુશીએ પૂછ્યુંઃ–" શો વિચાર કરો છો ? "

રમણીઃ–હું આપની વાતનો જ વિચાર કરતો હતો.

સુશીએ ક્ષીણસ્વરે કહ્યું–" મ્હારો ભાર કેવી રીતે ઉતારવો એ સંબંધીનો વિચાર કરતા હતા કે ? "

રમણીએ સહજ હસીને કહ્યું:–"આપ દીવાનાં છો ! ના–ના, હું એવો વિચાર કરતો નહોતો. હું એમ વિચારતો હતો કે, જો મૉટર સહેલાઇથી ન સુધરી શકે તો આજે આપણે જઇ શકીશું કે કેમ? કાલે આખી રાત કષ્ટ વેઠેલું હોવાથી જો બરાબર વિશ્રામ લેવામાં ન આવે તો આપની–"

સુશી બોલી:–" મૉટરની એટલી બધી ઝડપની મુસાફરીથી મ્હારું શરીર દુઃખી આવ્યું છે."

રમણી:–બરાબર છે. જુઓ મ્હારી ધારણા કાંઈ ખોટી નથી!

" આપના શરીરને પણ દુઃખ થતું હશે ?"

" ના."

" જેટલી સહેલાઇથી સ્રીઓને દુઃખ થાય એટલી સહેલાઇથી પુરુષોને થાય ખરું કે ?"

રમણીએ સુશીના મુખ તરફ એક ક્ષણ સુધી જોઇ રહી, પછી હસીને કહ્યું:–" ના, પુરુષો કઠિન હોય છે !"

" આપ પણ કઠિન છો કે ?"

" કોણ જાણે." કહી રમણી ઉઠી ઉભો થયો. રસ્તા તરફ જોઈ તેણે કહ્યું:–" જુઓ, મૉટર આવે છે."

સુશીએ ઉઠીને જોયું તો આગળ એક બળદ ગાડી આવતી હતી. એ બળદ ગાડી જ મૉટરને ખેંચી લાવતી હતી. મૉટરને બળદ ગાડીની પાછળ મજબૂત દોરડાથી બાંધી દીધી હતી.

ડાક બંગલાના કમ્પાઉન્ડના દરવાજા પાસે દોરડું છોડી નાખી બળદ ગાડી ચાલી ગઇ. કુલીઓ એક બીજાની મદદથી મૉટરને ઠેલી કમ્પાઉન્ડમાં લાવ્યા.

" સુંદરસિંહ ! આટલો બધો વખત કેમ લાગ્યો ?" આવો પ્રશ્ન કરી રમણી ઓટલા ઉપરથી નીચે ઉતર્યો.

સુંદરસિંહે કહ્યું:–" હજુર ! માણસો મળી આવ્યા નહિ તેથી વખત લાગ્યો છે. આ બળદ ગાડી રસ્તેથી જતી હતી. તેના ગાડીવાનને

પકડયો. પહેલાં તો તે કોઈ પણ રીતે આપણું કામ કરવા કબુલ થયો નહિ. છેવટે તેને એક રૂપિયો ભાડાનો અગાઉથી આપી મૅાટર ખેંચાવી આવતો હતો. અમે અડધે રસ્તે આવ્યા એટલે આપે મોકલેલા આ કુલીઓ મળ્યા."

કુલીઓએ કહ્યું:–" ઘણી મહેનત પડી છે હજુર."

સુંદરસિંહ બોલ્યોઃ–" તમને શાની મહેનત પડી છે ? બે ત્રણ ઠેકાણે વાંકની જગ્યાએ મૅાટર જરા ઠેલી હતી; બીજું તમે શું કર્યું છે ? "

કુલીઓએ કહ્યું:–" અમે એટલે છેટે આવ્યા ગયા તે."

રમણીએ તેમને બક્ષિસ આપી વિદાય કર્યા. પછી તેણે કહ્યું:–" સુંદરસિંહ ! હુડ ખોલી નાખ. શું થયું છે તે આપણે બરાબર જોઈએ."

સુંદરસિંહે કહ્યું:–" સ્હવાર થયું એટલે મ્હેં ગાડીને બરાબર તપાસી છે. મૅગ્નેટો ખરાબ થઇ ગયો છે; બીજું કાંઇ થયું નથી હજુર." આમ કહી સુંદરસિંહે હુડ ખોલી નાખ્યો.

રમણીએ સર્વ સ્થળની બરાબર તપાસ કર્યા પછી કહ્યું:– "મૅાટર મિસ્ત્રી સિવાય સુધરી શકે તેમ નથી. સુંદરસિંહ! જબલપુરમાં કોઈ સારો મિસ્ત્રી છે કે ? "

" હા હજુર, છે. ફૅાર્ટમાં પીટર સાહેબ નામનો એક દેશી ક્રિશ્ચિયન્ હોઈ તે સારો કારીગર છે એમ મ્હેં સાંભળ્યું છે." સુંદરસિંહે ઉત્તરમાં કહ્યું.

" ત્યારે તું બજારમાં જઈ ખાઇ પરવારી લે. એક વાગ્યાની ટ્રેઈનમાં તું જબલપુર જજે અને એ પીટર સાહેબને અહીં લઈ આવજે. મૅાટર હમણાં ડાક બંગલાના ગાડીખાનામાં જ રહેવા દે."

મૅાટરમાંથી સઘળો સરસામાન તથા લૅમ્પ, ગાદી વગેરે કાઢી લઇ ડાક બંગલાના માણસોની મદદથી સુંદરસિંહ મૅાટરને ગાડીખાના તરફ ઠેલી ગયો.

રમણીએ સુશી પાસે પુનઃ ઉપસ્થિત થઇને કહ્યું:–" આપે સાંભળ્યું કે ? મૉટરને કઠિન રોગ થયો છે ! "

" હા, એ વાત સાંભળી છે. "

" હવે બે દિવસ સુધી આપણે અત્રે રોકાવું પડશે ! "

ખાનસામાને બોલાવી રમણીએ રાતના ખાણા માટે પણ હુકમ આપી દીધો. સુંદરસિંહ આવ્યો એટલે તેને જરૂર જેટલા રૂપિયા અને યથોચિત ઉપદેશ આપી રવાના કરી દીધો. સુંદરસિંહ સલામ કરી ચાલ્યો ગયો.

હવે આકાશમાં મેઘમાળા નહોતી. સૂર્યના ઉજ્વળ પ્રકાશનો વિસ્તાર પૃથિવી ઉપર પથરાયો હતો. રમણીએ ઘડીઆળ જોયું તો સાડા નવ વાગ્યા હતા.

સુશીએ કહ્યું:–" હવે આપ સ્નાન કેમ નથી કરી નાખતા ? "

" સ્નાન કરતાં પહેલાં એક વખત બજારમાં જઇ આવવાની જરૂર છે. જો થોડાં કપડાં લત્તાં મળે તો ખરીદ કરી આવું. ડિનર-રૂમમાં સેલ્ફ ઉપર કેટલાંક જુનાં નૉવેલો છે અને સ્ટ્રૅન્ડ મેગેઝિનનાં બે બંધાવેલાં પુસ્તકો છે. હું આવું ત્યાં સુધી તમે બેઠાં બેઠાં જે ફાવે તે વાંચો. હું બનતી ત્વરાથી પાછો આવીશ. "

અબ્દુલ મશાલચીને હાંક મારી તેને સાથે લઇ રમણી બજારમાં ગયો. કલાકેક પછી તે કપડાંનાં બંડલ સાથે પાછો ફર્યો ત્યારે સુશી ઓટલા ઉપર પ્રથમની માફક જ બેસી રહી હતી.

સુશીએ બંડલ તરફ જોઇને પૂછ્યું:–" શું શું મળી આવ્યું ? "

રમણીએ બંડલ ખોલતાં ખોલતાં કહ્યું:–" બિછાના માટે કોઇ વસ્તુ મળી નથી. ધોયલી ચાદર ન મળી તથા ઉશિકાં પણ ન મળ્યાં. આ ધોયલું સુતરાઉ ચેક લાવ્યો છું તેનાથી આજે ચાદરોનું કામ ચલાવવું પડશે. આપને માટે દક્ષિણી સાડીનો એક જોટો લઇ આવ્યો છું—જુઓ, આપને ગમશે ને ? બંગાળી સાડી હતી; પણ તે જોઇએ એવી સારી નહોતી. "

સુશીએ બન્ને સાડી હાથમાં લઇ કહ્યું:–" સાડીઓ ઘણી સારી છે ! વસ્ત્ર બદલવાથી જંપ વળશે. લગભગ ચોવીસ કલાકથી એકનું એક વસ્ત્ર પહેરી રાખ્યું છે ! એ દેશી શેતરંજીઓ પણ લાવ્યા હો એમ લાગે છે! શેતરંજીઓનું શું કરશો ? "

રમણીએ હસીને કહ્યું:–" એને વીંટીને બિછાના નીચે રાખી ઉશિકાનું કામ ચલાવીશું. "

સુશી બોલીઃ–" આપ તો બીજા રૅાબિન્સન્ ક્રુઝો છો! જાઓ, હવે વિલંબ નહિ કરતાં સ્નાન કરી આવો. "

રમણી ઉઠી સ્નાન કરવા ગયો.

---

## પ્રકરણ ૧૮ મું

---

### અસલ નામ

નમતા પહોરે રમણીની નિદ્રાનો જ્યારે ભંગ થયો ત્યારે પાંચ વાગ્યા હતા. ત્વરાથી ઉઠી, હાથ મ્હોં ધોઇ બ્હાર નીકળીને તેણે જોયું તો ખાનસામાએ ડિનરરૂમમાં ચ્હાનું ટેબલ સજ્જ કર્યું હતું. સુશી આજે ખરીદ કરેલી નવી સાડી પહેરી, હાથમાં એક ચોપડી લઇ બ્હાર ઓટલા ઉપર ઉભી હતી. રમણીએ તેની પાસે જઇ કહ્યું:–" વાહ ! દક્ષિણી સાડી આપને ઘણી શોભે છે ! "

" એ સાડીનો ગુણ છે કે આપનાં નેત્રોનો ગુણ, તે કહી શકાય એમ નથી. " આમ કહી સુશી મૃદુ હાસ્ય કરવા લાગી.

" કોનો ગુણ છે એ હું સારી રીતે જાણું છું. હવે ચ્હા પીવા ચાલો. ખાનસામાએ ચ્હાનું ટેબલ તૈયાર કર્યું છે. "

ચ્હા પીતાં પીતાં રમણીએ પૂછ્યું:–" ઊંઘવાથી આપનું શરીર-કષ્ટ દૂર થયું છે કે ? "

" હા. હવે નજીવા કષ્ટનો અનુભવ થાય છે. "

" થોડા વખત ફરવા આવશો ? "

" ભલે, ચાલો."

ચ્હા પી રહ્યા પછી બન્ને જણાં બ્હાર નીકળી સ્ટેશને ગયાં. હમણાં કોઇ ટ્રેઇનનો વખત નહિ હોવાથી પ્લૅટફૉર્મ ખાલી હતું. પ્લૅટફૉર્મના એક છેડાથી બીજા છેડા સુધી બન્ને જણાં ફરવા લાગ્યાં. ફરતાં ફરતાં મ્હોટા અક્ષરથી સ્ટેશનનું નામ લખેલા બોર્ડ તરફ જોઇ ત્યાં ઉભી રહીને સુશીએ કહ્યું:-" સોહાગપુર. રમણીબાબુ! સોહાગપુર નામ શામાટે પડયું હશે ? "

" અહીંના સ્વામીઓ સ્ત્રી ઉપર વિશેષ સોહાગ (પ્રેમ) કરતા હશે તેથી જ આ નામ પડયું હોય એમ લાગે છે ! "

" એમજ લાગે છે ! કલકત્તાના સ્વામીઓ પણ સ્ત્રી ઉપર વિશેષ પ્રેમ રાખે છે કે ? "

" કોઈ કોઇ રાખતા હશે અને કોઇ નહિ પણ રાખતા હોય. "

" ત્યારે આપને માટે આપ શું કહો છો ? " આમ કહી સુશી મૃદુહાસ્ય કરવા લાગી.

" આ પ્રશ્નના ઉત્તરમાં હું શું કહું ? આપ જ્યારે મ્હારે ઘેર આવો ત્યારે બકુરાણીને પૂછી જોજો. "

" કેમ, જે પ્રેમ કરે તેને કાંઇ ખબર ન હોય કે ? "

" પુષ્પમાં સુગંધ હોય છે તેની પુષ્પને ખબર છે કે ? જેને સુગંધ આવે છે તે જ જાણી શકે છે. "

" ઠીક, બકુરાણી આપને પુષ્કળ ચ્હાય છે કે ? "

રમણીએ હસીને કહ્યું:-" જુઓ, આપે વકીલ નહિ તો છેવટે વકીલનાં સ્ત્રી થવું જોઇતું હતું. એક પછી એક પ્રશ્ન કરી આપ મ્હને એવી જગ્યાએ લઇ આવ્યાં છો કે હવે મ્હારાથી 'હા' કહી શકાય તેમ નથી તેમજ 'ના' પણ કહી શકાય તેમ નથી."

" ઠીક, વકીલની સ્ત્રી ખૂબ ઉલટ તપાસ કરતાં શીખે છે કે ? બકુરાણી આપની ઉલટ તપાસ કરે છે કે ? "

" ઘણી કરે છે. "

" ઠીક છે, હું કલકત્તા આવીશ એટલે આ વાત તેમને કહી દઈશ. " આમ કહી પાછાં બન્ને જણાં એ પાટીઆ પાસેથી ખસી ફરવા લાગ્યાં.

રાત્રે ભોજન થઇ ગયા પછી ખાનસામો ટેબલ સાફ કરતો હતો. રમણીએ કહ્યું:-" પાંચ મિનિટ માટે મ્હને ક્ષમા આપજો; હું હમણાં જ પાછો આવું છું."

પોતાના ઓરડામાં જઇ ઈંગ્રેજી પોષાક ઉતારી ધોતીઉં પહેરી રમણી પાછો ફર્યો ત્યારે સુશીને તેણે દીવા પાસે બેસી પુસ્તક વાંચતી જોઇ. રમણી તરફ જોઇ તે બોલી ઉઠી:-" આપ જ છો કે ! મ્હેં તો ધાર્યું હતું કે, કોઇ બીજું હશે ! " આમ કહી તે ઉઠી ઉભી થઇ.

રમણીએ કહ્યું:-" એકનો એક પોષાક પહેરી રાખી હું ઘણો કંટાળી ગયો હતો. મ્હારા એ વેશથી આપને કાંઇ આપત્તિ નથી ને ? "

સુશીએ કહ્યું:-" ના, લેશ પણ આપત્તિ નથી. આપ ધોતીઉં પહેરીને પણ ઘણા સુંદર દેખાઓ છો. "

" એ આંખોનો ગુણ હશે ? " કહી રમણી સુશીના મુખ તરફ કૌતુકપૂર્ણ નજરે જોઇ રહ્યો.

" કોણ જાણે ! ચાલો, બ્હાર જઇને બેસીએ. " આમ કહી સુશી ઉઠી બ્હાર નીકળી બોલી:-" બાઇસિકલ ઉપર કોણ આવે છે ? "

એટલામાં તો બાઇસિકલ ઓટલાનાં પગથીઆં પાસે આવી પહોંચી. પછી એક વ્યક્તિએ ઓટલા ઉપર આવી સલામ કરી કહ્યું:-" તાર છે. "

રમણીએ ટેલિગ્રામ લઇ વાંચી જોયો. પછી તે તેણે સુશીના હાથમાં આપ્યો. એમાં લખ્યું હતું કે:—

પીટર કામમાં છે. ત્રણ દિવસ પછી આવી શકશે. હુકમની રાહ જોઉં છું. લક્ષ્મણ રવાના થાય છે.

સુંદરસિંહ.

સુશીએ કહ્યું:–" ત્રણ દિવસ પછી આવશે ? હવે શું થશે ? "

રમણીએ કહ્યું:–" ચાલો, બ્હાર બેસી આપણે વિચાર કરીએ. અરે ખાનસામા! એ આરામ ખુરસી બ્હાર લાવ. "

ખાનસામાએ ખુરસીઓ બ્હાર લાવી કહ્યું:–" હજુર ! રાત્રે રજા આપો તો એક જરૂરી કામ છે."

રમણીએ કહ્યું:–" ભલે જજે. "

ખાનસામો ચાલ્યો ગયો. રમણી બોલ્યો:–" શું કરીશું ? કારને ટ્રેઇનમાં સાથે લઇ જબલપુર જઇશું ? અહીં ત્રણ દિવસ બેસી રહેવાથી શું થશે ? "

સુશીએ કહ્યું:–" ત્યાં જઇને પણ બેસી રહેવાનું છે. "

" હા ખરું છે; પણ અહીં કરતાં એ સ્થળ સારું નથી ? "

સુશીએ કહ્યું:–" જબલપુરનો ડાક બંગલો ! ના રમણીબાબુ ! હવે હું એ સ્થળે આવી શકીશ નહિ. ત્યાં આવું એટલે ખાનસામો નોકર ચાકર વગેરે એમજ ધારે કે, એનો પતિ ' એને છોડી નાશી ગયો છે. "

રમણીએ અલ્પ કાળ સૂધી સ્વગત કાંઇ વિચાર કર્યો. પછી તેણે કહ્યું:–" ઠીક, જબલપુર આવવાની આપની ઇચ્છા નથી તો પછી આપણે અહીં જ રહીશું. "

ભવિષ્ય સંબંધી શી વ્યવસ્થા થઇ શકે તેમ છે એ વિષયનો રમણી વિચાર કરવા લાગ્યો. સુશી પણ ચુપ થઇ બેસી રહી હતી. લગભગ પંદર મિનિટ સૂધી વિચારગ્રસ્ત રહ્યા પછી રમણીએ સુશી તરફ જોયું તો તે બન્ને હાથથી મુખ ઢાંકી નીચું જોઇ બેસી રહેલી નજરે પડી. ઘણા મૃદુ રુદનનો ધ્વનિ પણ રમણીએ સાંભળ્યો. આ વખતે પ્રકાશ અને અંધકારની સંધિ થયેલી હતી.

રમણીએ વ્યસ્તભાવથી પુછ્યું:–" શું કરો છો ? "

સુશીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ.

" રડો છો કે ? " આમ કહી સુશીના બન્ને હાથ તેના મુખ

ઉપરથી ખસેડી નાખી તે બોલ્યો:-"સુશીલા! આવી રીતે રડો નહિ. શા માટે રડો છો? જે વ્યક્તિ તમારો ત્યાગ કરી ગઇ છે તેને માટે રડવું ઉચિત છે? એ વિશ્વાસઘાતક ચાલ્યો ગયો તેથી તમને દુઃખ જેવું શું છે?"

સુશી:-શું હું એટલા માટે રડતી હોઉં એમ આપને લાગે છે?

"ત્યારે!"

સુશી કાંઇ બોલી નહિ. રમણીએ કહ્યું:-"શા માટે રડો છો તે કહો? સુશીલા! તમે મ્હને તમારા અંતરની વાત નહિ કહો કે?"

રમણી તરફથી ઘણો આગ્રહ થયો એટલે સુશીએ કહ્યું:-"એ દિવસ માટે તમારા જીવનમાર્ગમાં આવી મ્હેં તમને કેવા સંકટમાં નાખ્યા છે! મ્હારે માટે તમારે કેટલું બધું કષ્ટ વેઠવું પડશે એ કોણ જાણે છે! એ બધો વિચાર કરવાથી જ મ્હને રડવું આવ્યું હતું."

રમણી બોલ્યો:-"સુશીલા! એવા વિચારને તમે તમારા મનમાં શા માટે સ્થાન આપો છો? તમારા સંકટ સમયે હું હાજર હતો તથા તમારું યથાશક્તિ ભલું કરી ચુક્યો છું એજ મ્હારો પરોપકાર છે. હવે એવો વિચાર કરી તમે દુઃખી થશો નહિ. સુશીલા! એટલું તમે ચોક્કસ યાદ રાખજો કે, હું જીવતો હોઇશ ત્યાં સુધી તમારે કોઇ પણ પ્રકારનું દુઃખ ભોગવવું પડશે નહિ."

સુશીને ચુપ રહેલી જોઇ થોડા સમય પછી રમણીએ કહ્યું:-"શો વિચાર કરો છો?"

સુશી:-આજે આખા દિવસમાં તમે મ્હને સુશીલા કહી કેમ બોલાવી નહોતી?

આ પ્રશ્ન સાંભળી રમણી ચમકી ઉઠયો. બીજો કાંઇ ઉત્તર સુઝી નહિ આવવાથી તેણે કહ્યું:-"તમારું અસલ નામ તો સુશીલા નહિ પણ સુસાના છે."

" ના–ના, હવે મ્હારું ખરું નામ સુશીલા જ છે. તમે મ્હને જે નામ આપ્યું છે તે જ મ્હારું ખરું નામ."

ખુરસીની બાજૂએ સુશીલાનો હાથ પડયો હતો. રમણીએ એ હાથને પકડી કહ્યું:–" ઠીક ત્યારે હવેથી એમ."

## પ્રકરણ ૧૯ મું

### આશ્ચર્યજનક વર્ત્તમાન

બીજે દિવસે સ્હવારે ઉઠી બારણાં ઉઘાડીને રમણીએ જોયું તો ઓટલા ઉપર એક બાજૂએ સરસામાનના એક મ્હોટા ઢગલા પાસે તેનો નોકર લક્ષ્મણ શેતરંજી પાથરી સૂઇ રહેલો તેની નજરે પડયો. રમણીએ ધીમે ધીમે તેની પાસે જઇ હાંક મારી:–" લક્ષ્મણ ઓ લક્ષ્મણ ! "

લક્ષ્મણની નિદ્રાનો ભંગ થયો તથા બન્ને હાથથી આંખો ચોળી તે ઉઠી બેઠો થયો. પછી ઉભા થઇને તેણે રમણીને સલામ કરી. રમણીએ પૂછયું:–" તું કયારે આવ્યો ? "

" રાતની બે વાગ્યાની ગાડીમાં હજુર."

" બધો સરસામાન લઇ આવ્યો છે કે ? મ્હારો અને મેમ-સાહેબનો બધો સામાન લઇ આવ્યો છે ? "

" જી હા હજુર."

" ડાક બંગલાનો હિસાબ ચુકવી આપ્યો છે ? "

" હા હજુર. " આમ કહી લક્ષ્મણે પોતાના ખીસ્સામાંથી ખરચની નોંધનો કાગળ અને રૂપિયા બ્હાર કાઢતાં કહ્યું:–" સુંદ-રસિંહે ડાક બંગલાનો હિસાબ ચુકવી દઇ આ હિસાબ અને રૂપિયા મોકલાવ્યા છે. "

રમણીએ હિસાબનો કાગળ તપાસી જોયો. તેનો પોતાનો સાડાત્રણ દિવસનો તથા પોલદંપતીનો આઠ દિવસનો મળી સઘળો

હિસાબ ત્યાંના ખાનસામાને ચુકવી આપવામાં આવ્યો હતો. રમણીએ સુંદરસિંહને પ્રથમથી જ એવો આદેશ કરેલો હતો; કેમ કે પોલદંપતીનો હિસાબ મળ્યા સિવાય તે સુશીનો સરસામાન કબ્જામાંથી છોડે એવો બિલ્કુલ સંભવ નહોતો.

હાથ મ્હોં ધોઇ આવીને રમણીએ કેવળ એક પ્યાલો ચ્હા મંગાવી. સુશી સ્નાન કરતી હતી. સુશીના આવ્યા પછી ખાનસામા પાસે નાસ્તો મંગાવવાનો રમણીએ વિચાર કર્યો. રમણી ચ્હા પીતો હતો. લક્ષ્મણ સરસામાન લઇ જઈ ઓરડામાં ગોઠવતો હતો. ખાનસામો ત્યાંથી ખસી ગયો એટલે હાથમાંના ઝાડુ સાથે લક્ષ્મણે બ્હાર આવી આસપાસ દષ્ટિ ફેરવીને કહ્યું:–" હજુર ! એક ઘણી અજાયબી ભરેલી ખબર છે. "

લક્ષ્મણના હાવભાવ જોઇ રમણીએ કુતૂહલ પામી કહ્યું:– " શી ખબર છે ? "

લક્ષ્મણે ઘણા મૃદુ સ્વરે કહ્યું:–" હજુર ! પેલા પોલ સાહેબ કોઇ પણ સ્થળે ગયા નથી—તેઓ જબલપુરમાં જ છે. "

રમણીએ આશ્ચર્ય પામી કહ્યું:–" તું આ શું કહે છે ? આ વાત તને કોણે કહી ? "

" મ્હેં મારી નજરે તેમને જોયા છે હજુર. "

" કયાં જોયા ? કયારે જોયા ? "

ઉત્તરમાં લક્ષ્મણ કહેવા લાગ્યો:–" કાલે સંધ્યાકાળે સુંદરસિંહે મ્હને કહ્યું કે, રાતની નવની ગાડીમાં સઘળો સરસામાન લઇ હજુરે મ્હને અત્રે તેડાવ્યો છે. એ વખતે મ્હેં ખાધું નહોતું. ખાવાનું ખરીદ કરી લાવવા હું બજારમાં ગયો. ખાવાનું ખરીદી હું પાછો ફર્યો એ વખતે લગભગ આઠ વાગ્યા હતા. રસ્તે પોલ સાહેબને દારૂની એક દુકાનમાંથી લથડીઆં ખાતા બ્હાર નીકળતા મ્હેં જોયા. બ્હાર નીકળી ગાયન ગાતા ગાતા તેઓ ફૉર્ટને રસ્તે જવા લાગ્યા. તેમને જોઇ હું ઘણા આશ્ચર્યમાં પડી ગયો. તેઓ આગલી રાત્રે

એઓએ પેસેન્જરમાં બેસી જતા રહ્યા છે એ વાત મ્હેં સાંભળી હતી ! અંતરમાં સંદેહ ઉપજવાથી હું તેમની પાછળ પાછળ જવા લાગ્યો. થોડે દૂર ફાનસનો એક થાંભલો આવેલો હતો. મ્હેં ઝડપથી એ થાંભલા પાસે જઈ ફાનસના પ્રકાશમાં જોયું તો ખરેખર તેઓ પોલ સાહેબ જ હતા. ”

રમણીએ પૂછ્યું:–“ તેઓ તને જોઇ શક્યા હતા કે ? ”

“ ના હજુર, મ્હારી ઉપર એમની નજર પડી નહોતી. દારૂના નશામાં ગાન ગાતા ગાતા ધુનમાં ને ધુનમાં તેઓ ચાલ્યા જતા હતા. થોડે અંતરે ગાડીઓનો એક અડ્ડો હતો. સાહેબે એક કોચમૅનને ફૅાર્ટમાં આવવા કહ્યું. સાહેબને પીધેલો જોઇ કોચમૅને પૂછ્યું, ‘ ભાડાના પૈસા છે કે ? ’ સાહેબે પોતાના કોટને હલાવી બતાવ્યો. રૂપિયા પૈસા ખખડી ઉઠયા. ‘ આવો બેસો હજુર. ’ કહી કોચમૅન સાહેબને ગાડીમાં બેસાડી ફૅાર્ટ તરફ લઇ ગયો. પછી હું પાછો ડાક બંગલામાં આવ્યો.”

રમણીએ ચુપકીદીથી થોડો વખત વિચાર કરી કહ્યું:–“ એ પોલ સાહેબ જ હતા એવી તને ચોક્કસ ખાત્રી છે ? ”

“ હા, ચોક્કસ ખાત્રી છે. ”

“ ઠીક છે, હમણાં આ વાત તું કોઇને કહીશ નહિ. ”

રહા પી રહ્યા પછી રમણી એકલો બેઠો બેઠો વિચાર કરવા લાગ્યોઃ–“ શું બન્યું હશે ? એ પેસેન્જરમાં ગયો નથી; છતાં તેણે એવો પત્ર કેમ લખી મોકલ્યો ? જે નરાધમ સ્રીનો અસહાય સ્થિતિમાં ત્યાગ કરી શકે છે, તે ‘ પેસેન્જરમાં બેસી મુંબાઇ જાઉં છું. ’ એવી ખોટી હકીકત લખે એમાં નવાઇ જેવું શું છે ? વળી પેલા ગાડીવાને કાંઇ એમ નહોતું કહ્યું કે, તેણે તેને ગાડીમાં બેસતાં જોયો હતો. વેઇટિંગ રૂમમાં બેસી એ બદમાશે પત્ર લખી આપ્યો હશે તથા પત્ર લઇ ગાડીવાળો ચાલ્યો આવ્યો હશે. એણે અમને સજ્જડ બનાવ્યાં છે ! ”

આવી ચિંતા કરવામાં રમણીએ ઉપરા ઉપરી બે સિગારેટનો ધુમાડો કરી નાખ્યો. પછી તે પોતાના મન સાથે કહેવા લાગ્યો:–"સુશીએ એક વખત એને મળવાની ઇચ્છા દર્શાવી હતી. સુશીને હું જબલપુર લઈ જાઉં કે ? તેથી કાંઇ લાભ થશે કે ? જો કાંઇ લાભ ન થાય અને એ બીચારીને કેવળ તિરસ્કાર જ વેઠવો પડે તો ?! "

આ સમયે સ્નાનાદિથી નિવૃત્ત થઇ બારણું ઉઘાડી સુશી બ્હાર આવી. હસતા મુખે તે નજીક આવી એટલે રમણીએ તેની સાથે કરકંપન કર્યું.

રમણી જે બે દક્ષિણી સાડી ખરીદી લાવ્યો હતો તેમાંની બીજી સાડી હમણાં સુશીએ પહેરી હતી. એ સાડી ઉપર રમણી તરફથી ભેટમાં મળેલી પીન તેણે યથાસ્થાને લગાવી હતી. તેના ભીંજાયલા કેશગુચ્છ પીઠ ઉપર છૂટા પડયા હતા.

સુશીએ કહ્યું:–" આપ હમણાં જ ઉઠયા કે ? હું ક્યારનીય ઉઠી છું; સ્નાન સુદ્ધાં થઇ ગયું છે."

રમણીએ કહ્યું:–" તમે સ્નાન કરી ચુકયાં છો તો હું ચ્હા પી ચુકયો છું. હું ચ્હા પીતો હતો ત્યારે અબ્દુલ સ્નાનગૃહમાં તમારા સ્નાન માટે ઘડા ભરીને પાણી લાવતો હતો. ઠીક, હું એક વાત તમને પૂછું છું. સ્હવારમાં સ્નાન કરવા માટે જ્યારે તમને પાણીની જરૂર પડે છે ત્યારે ચાકરને તમે શું કહો છો ?"

સુશીએ કહ્યું:–" પાછલા ઓટલા ઉપર પડતી બારીની જાળી ખુલ્લી કરી ત્યાં ઉભી રહું છું. ખાનસામો કે અબ્દુલ નજરે પડે છે એટલે તેને ' એઇ–એઈ ' કહીને બોલાવું છું."

રમણી બોલ્યો:–" એક આયા સિવાય તમને ઘણું દુઃખ ભોગવવું પડે છે. જુઓ, જબલપુરમાં પણ એ વાત મ્હને યાદ આવતી હતી. તમારે માટે એક આયા મળી શકશે કે કેમ તેની હું તપાસ કરું છું. અરે લક્ષ્મણ ! ક્યાં ગયો ? "

સુશીએ પૂછ્યું:–" લક્ષ્મણ આવ્યો છે કે ? સાથે મ્હારો સરસામાન લઇ આવ્યો છે કે ? "

" હા. "

બન્ને જણાં રમણીના ઓરડા નજીક ઉપસ્થિત થયાં. સુશી ઓરડામાં પ્રવેશ કરી એક ખુણામાં ગોઠવેલો પોતાનો સરસામાન તપાસવા લાગી. રમણીએ ઓટલાને છેડે જઈ લક્ષ્મણને બોલાવી, બન્ને જણાં માટે નાસ્તો લાવવાની આજ્ઞા કરી.

ખાનસામો નાસ્તો લઇ આવ્યો એટલે રમણીએ તેને આયાની વાત પૂછી. ખાનસામાએ કહ્યું:–" હજુર ! એક ઘણી સારી આયાને હું ઓળખું છું. કલકત્તાના મ્હોટા મ્હોટા સાહેબોને ઘેર એણે નોકરી કરી છે. જો આજ્ઞા હોય તો અડધા કલાકમાં જ હું એને હજુરની સેવામાં હાજર કરું ? "

રમણીએ આજ્ઞા આપી નાસ્તો કરવા માંડયો.

બન્ને જણાં ચુપ હતાં. હવે શું કરવું તેનો વિચાર રમણી કરતો હતો:–" સુશીને કાંઇ કહ્યા સિવાય કે તેને સાથે લીધા સિવાય હું એકલો જ એક વખત જબલપુર જઇ પોલને મળું કે ? વળી ધારો કે, પોલ કદાચ સુશીનો પુનઃ સ્વીકાર કરે તો તેથી સુશી સુખી થઇ શકશે કે ? મ્હારી માન્યતા પ્રમાણે તો એ જાનવરના પંઝામાંથી એ છુટી છે એ સારું જ થયું છે. એ હિંદુ ઘરની કન્યા નથી કે તેને અન્નને કિંવા આશ્રયને માટે કોઇને ભારરૂપ થઇ રહેવું પડે. એ ભણેલી ગણેલી છે. ખ્રિસ્તી મીશનરીઓની મદદથી જનાના મિશનમાં અથવા તો બીજા કોઇ સ્થળે બાળિકા વિદ્યાલયમાં શિક્ષયિત્રીની જગ્યા સ્વીકારી અનાયાસે તે પોતાની આજીવિકા ચલાવી શકે તેમ છે. એવા દુરાચારી પતિનો સંસાર માંડવા કરતાં આ માર્ગ જ તેને માટે હિતાવહ છે. એથી એ બીચારીને કદાચ સુખ નહિ મળે; પણ શાન્તિ તો જરૂર મળશે જ. વળી જ્યાં સુધી એને કામકાજ ન મળી આવે ત્યાં સુધી એણે શું કરવું અને ક્યાં

જવું એ એક વિચારવા જેવો પ્રશ્ન છે. મ્હારા એટલા મ્હોટા બંગ-લામાં તેને હું આશ્રય નહિ આપી શકું કે? ઠકુરાણીને મ્હારું એ કાર્ય ગમશે કે?

સુશીની ચિંતાનું જૂદું જ કારણ હતું. જબલપુરથી આવેલો સરસામાન બે દિવસ પછી નજરે પડયો એટલે ગયા છ માસની દુઃખદાયક સ્મૃતિ તાજી થઇ આવી તેના અંતરને બાળવા લાગી. હમણાં તે ભવિષ્યની વાતનો વિચાર કરતી નહોતી. વિવાહની પૂર્વે તેની કેવી સ્થિતિ હતી, એ વખતે જીવનનો માર્ગ તેને માટે કેવો સહજ, સરળ અને સુંવાળો હતો તેનો જ હમણાં એ વિચાર કરતી હતી. તેને એમ લાગતું હતું કે, તેના ઘણા સૌભાગ્યને લીધે જ ઇશ્વરે રમણીમોહન જેવો ઉન્નતહૃદયનો સચ્ચરિત્ર બંધુ તેને મેળવી આપ્યો હતો—નહિ તો આવી નિરાધાર સ્થિતિમાં તેની કેવી દુર્દશા થાત?

બન્ને પોતપોતાની ચિંતામાં લીન હોવાથી એકબીજાંની માન-સિક સ્થિતિ તરફ કોઇનું લક્ષ્ય ગયું નહિ. નાસ્તો કરી રહ્યા પછી રમણીએ કહ્યું:–"હજી તાપનું જોર વધ્યું નથી. ચાલો, થોડો વખત ફરીશું?"

"જેવી ઇચ્છા, ચાલો." કહી સુશી ઉઠી. લક્ષ્મણે અત્યાર સુધીમાં સુશીનો સરસામાન તેના ઓરડામાં યથાસ્થિત ગોઠવી દીધો હતો. "હું આવું છું." કહી સુશીએ પોતાના ઓરડામાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૨૦ મું

---

## નેકલેસની ચોરી

પાંચ મિનિટ પછી સુશીએ બારણાંમાંથી કહ્યું:–" રમણી-બાબુ! એક વખત આ તરફ આવો જોઇએ."

તેનો કંઠસ્વર સાંભળી રમણી ચમકી ઉઠયો. તે ઝડપથી સુશીના ઓરડામાં ગયો. એ વખતે સુશી તેના બિછાનાની ધાર ઉપર બેસી

રડતી હતી. ટેબલ ઉપર એક ખુલ્લી બૉક્ષ પડી હતી. ઉત્તેજિત કંઠે રમણીએ પૂછ્યુંઃ–"શું થયું છે?"

સુશીએ કહ્યુંઃ–"બાબુ! આ બૉક્ષમાં મ્હારો નેકલેસ હતો તે ચોરાયો છે."

"કોણે ચોરી કરી છે?"

સુશીએ તીવ્ર સ્વરે કહ્યુંઃ–"એ હતભાગી સિવાય બીજું કોણ ચોરી કરે? ચોરી કરીને એ નરાધમ નાશી ગયો છે. એ મ્હારી માતાનો નેકલેસ હતો. માતાએ મરતી વખતે મ્હને આપ્યો હતો. એ નેકલસ ચોરી લઇને દુષ્ટાત્મા પલાયન કરી ગયો છે."

"તમે ચોક્કસ કહી શકો છો કે ચોરી એણેજ કરી છે? તમે જ કદાચ ભૂલથી બીજા કોઇ સ્થળે મૂક્યો હશે અને કોઇએ ઉપાડી લીધો હશે! પોલે આ કામ ક્યારે કર્યું?"

સુશીએ ઉત્તેજિત સ્વરે કહ્યુંઃ–"અવશ્ય એ બદમાશે જ ચોરી કરી છે. આપને યાદ હશે કે પરમ દિવસે આપણે જબલપુરમાં હતાં. આપ ત્હાંજે મ્હારી પાસે આવ્યા ત્યારે હું એકલી બેઠેલી હોઇ પાંચ વાગ્યા હતા. સાડાચાર વાગ્યે હું અને એ ચ્હા પીતાં બેઠાં હતાં. ચ્હા પી રહ્યા પછી એણે મ્હને કહ્યુંઃ–"ત્હારા ડ્રેસીંગ કેસની કુંચી આપ જોઇએ. રુમાલમાં અત્તર નાખવું છે, તેને કુંચી આપી હું ચ્હા પીવા લાગી. એ વખતે ઓરડામાં જઇ એણે નેકલેસ ચોરી લીધો છે એમ હું ખાત્રીપૂર્વક કહી શકું છું રમણીબાબુ."

"બરાબર, હવે પોલિસ કેસ થયો."

સુશીએ કંઠ ઉંચો કરી સજળનયને આગ્રહસહિત કહ્યુંઃ– "ત્યારે પોલિસમાં ખબર આપીશું એટલે તેને પકડી લઇ આવશે કે? તેને જેલની સજા થશે કે રમણીબાબુ?"

"જો એ પકડાય અને ગુન્હો સાબિત થાય તો તેને જેલની સજા અવશ્ય થાય."

સુશીએ પોતે જાણે વિનંતિ કરતી હોય એવા સ્વરે કહ્યું:–ત્યારે પોલિસમાં ખબર આપો રમણીબાબુ."

રમણીએ કહ્યું:–"ઠીક છે. હમણાં તમે બૉક્ષ બંધ કરો. શું કરવું તેનો આપણે વિચાર કરીએ છીએ."

સુશી:—એમાં વિચાર કરવા જેવું શું છે રમણીબાબુ? આપ હમણાં જ પોલિસમાં ખબર આપો. ભલે એ જેલમાં જાય. જે શયતાને આવી રીતે મ્હારા સર્વસ્વનો નાશ કર્યો છે, મ્હારા સમસ્ત જીવનને આવી રીતે બરબાદ કર્યું છે તેને હું જેલમાં મોકલું એ કાંઇ મ્હોટી વાત છે કે?"

રમણીએ કહ્યું:–" એ ગંભીર શિક્ષાને પાત્ર છે એમ હું કબૂલ કરું છું; પરંતુ બીજી કેટલીક વાતનો પ્રથમથી વિચાર કરી જોવાની જરૂર છે. હજી તમે સઘળી હકીકત જાણતાં નથી. ચાલો, ઓટલે જઇને બેસીએ. પ્રથમ સઘળી હકીકત સાંભળો; પછી બન્ને જણાં વિચાર કરી યોગ્ય લાગશે તે માર્ગ સ્વીકારીશું."

સુશીએ ઉઠી રુમાલથી આંખો લુંછી બૉક્ષ બંધ કરી. રમણી બારણાં પાસે ઉભો રહી તેની રાહ જોતો હતો. પાસે આવી સુશીએ કહ્યું:–" ચાલો."

રમણીએ તેના મુખ તરફ જોઇ સહજ હસીને કહ્યું:–" બન્ને ગાલ ઉપર હજી પણ આંસુના દાગ લાગેલા છે. જાઓ, ધોઇ આવો." આમ કહી તેણે પોતાના ઓરડામાં જઇ ઘડીઆળ જોયું તો સવા આઠ વાગ્યા હતા. બ્હાર ઓટલા ઉપર આવી આરામ ખુરસીમાં બેસી સિગારેટ પીતાં પીતાં તે સુશીની રાહ જોવા લાગ્યો.

એક મિનિટ પછી સુશી આવી બીજી ખુરસી ઉપર બેઠી એટલે રમણીએ કહ્યું:–" જુઓ સુશીલા! આજે હમણાં જ મ્હારા સાંભળવામાં એવી વાત આવી છે કે, પોલ એ રાત્રે મુંબઇ ગયો નથી. ગઇ કાલના સંધ્યાકાળ સૂધી તે જબલપુરમાં જ હતો."

સુશી અત્યંત આશ્ચર્ય પામી બોલી ઉઠીઃ-" હેં ! આ શું કહો છો ? આ વાત કોણે કહી ? "

" લક્ષ્મણે. " આમ કહી રમણીએ લક્ષ્મણ પાસેથી સાંભળેલી સઘળી હકીકત સુશીને કહી સંભળાવી.

સુશી બોલીઃ-" જોયું કે ? એણે મ્હારો નેકલેસ વેચી નાખ્યો છે. આપ તો કહેતા હતા કે, 'તમે જ કદાચ ભૂલથી બીજા સ્થળે મૂક્યો હશે અને કોઇએ ઉપાડી લીધો હશે ! ' પણ મ્હેં એવી ભૂલ કરી નથી. વળી એ દુષ્ટના ખીસ્સામાં રૂપિયા ખખડે એ સ્વપ્નથી પણ અગોચર વાત છે—છ માસમાં કોઇ પણ દિવસે મ્હેં એની પાસે પૈસા જોયા નથી. એણે જરૂર મ્હારો નેકલેસ ચોરી લઇ તે વેચી નાખ્યો છે. "

રમણીઃ-હવે મ્હને પણ એમજ લાગે છે. પાછાં તમે રડવા લાગ્યાં; રડશો નહિ. આંખો સાફ કરી નાખો. ચાકરો તમને રડતાં જોશે તો શું ધારશે ? "

સુશીએ રુમાલથી આંખો લુંછતાં લુંછતાં કહ્યુંઃ-" મ્હારો નેકલેસ મેળવી શકાય એવો એક પણ ઉપાય નથી કે, રમણીબાબુ ? "

રમણીએ કહ્યુંઃ-" પોલિસની મદદથી કદાચ નેકલેસ તો મળી આવે; પરંતુ તેમ કરવા જતાં પોલને જેલમાં મોકલવો પડે. "

સુશી આગ્રહસહિત બોલી ઉઠીઃ-" હુ એવું જ ઇચ્છું છું. એને માટે જેલ ઉચિત નથી કે ?"

રમણીએ થોડા સમય સુધી ચુપ રહીને પછી કહ્યુંઃ-" ઉચિત હોય તો પણ એમ કરવું સારું છે કે ? વિચારી જુઓ કે, એ તમારો વિવાહિત સ્વામી છે. તમે જો સાક્ષી આપીને એને જેલમાં મોકલો તો......"

સુશી વચ્ચે જ સહજ વ્યંગસૂચક સ્વરે બોલી ઉઠીઃ-" એ ઘણું ખરાબ દેખાય એમજ આપ કહેવા માગો છોને ? રમણી-

બાબુ! હું કાંઇ હિંદુ રમણી નથી કે સ્વામી મ્હારે માટે દેવતા હોય અને તે સાત ખૂન કરે તો પણ માફ થાય!"

રમણીએ સહજ હસીને કહ્યું:–"ના, હું એમ કહેતો નથી. અસ્થિર મગજે એણે આ કામ કર્યું હશે અને કદાચ પોતાના અનુચિત કાર્યનો હવે તેને ઘણો પશ્ચાત્તાપ થતો હશે. પુનઃ તમારી પાસે આવી એ કદાચ ક્ષમા પણ માગે અને પહેલાં જેવો હતો તેવો થઇ રહે."

સુશી બોલી ઉઠી:–"માફ કરો રમણીબાબુ! જેવો હતો એવા થઇ રહેવાની હવે કાંઇ જરૂર નથી. એક વખત ભૂલી જે કામ કર્યું છે તે પાછું......"

રમણી રસ્તા તરફ જોઇને સિગારેટ પીવા લાગ્યો. થોડા સમય પછી તેણે કહ્યું:–"જુઓ, તેને જેલમાં મોકલવાથી તમને શો લાભ થશે? તેણે તમારું જે અનિષ્ટ કર્યું છે તે એને જેલમાં મોકલવાથી સુધરી શકે તેમ છે? નહિ જ. કેવળ લાભમાં એ થશે કે, વર્તમાનપત્રોમાં સવિસ્તર રીપોર્ટ પ્રસિદ્ધ થશે અને જનસમાજના ઉપહાસને પાત્ર થવું પડશે. એ કાંઇ જેવું તેવું કલંક કહેવાય કે?"

વર્તમાનપત્રનું નામ નીકળતાં જ સુશી ઘણી ઠંડી થઇ ગઇ. થોડા સમય સૂધી ચુપ બેસી રહ્યા પછી ક્ષીણ કંઠે તેણે કહ્યું:–"જો આપનો મત ન હોય તો તેમ કરવાની જરૂર નથી. ઠીક, હજી એ જબલપુરમાં હોય એમજ આપને લાગે છે?"

"કેમ, એક વખત એને મળવાનો વિચાર છે?"

સુશીએ ભકુટી ચઢાવી કહ્યું:–"આપ આ શું બોલો છો! તેને મળવા માટે મ્હારું હૃદય ફાટી જતું હશે કેમ?!"

રમણી રસ્તા તરફ જોઇ મનમાં હસતો હતો. સુશીએ કહ્યું:–"આપને કદાચ એમ લાગતું હશે કે, તેને મળવાનો વિચાર નથી ત્યારે પછી તે દિવસે રાત્રે ભાન ભૂલી ટ્રેઇનની પાછળ પાછળ આખી રાત દોડવાની શી જરૂર હતી?–પણ એ વખતે મ્હારું

ચિત્ત ઠેકાણે નહોતું. નહિ તો હું એવી મૂર્ખતા કરું ખરી કે રમણી-બાબુ ? ઠીક, એ વખતે આપે પણ કેમ મ્હને અટકાવી નહિ ?"

"મ્હારું ચિત્ત પણ ક્યાં ઠેકાણે હતું ? !"

"ખરેખર, એ દિવસે આપણે બન્ને જણાં પાગલ બની ગયાં હતાં." થોડો વખત ચુપ રહ્યા પછી સુશીએ પૂછ્યું:–"રમણી-બાબુ ! આપ શો વિચાર કરો છો ?"

રમણીએ કહ્યું:–"જો પોલ જબલપુરમાંથી ચાલ્યો ન ગયો હોય તો ત્યાં જઇ તેની પાસેથી તમારો નેકલેસ કેવી રીતે મેળવવો તેનો જ હું વિચાર કરું છું."

આ શબ્દો સાંભળી સુશીનું હૃદય કૃતજ્ઞતાથી ઉછળી આવ્યું. તેણે કહ્યું:–"રમણીબાબુ ! એ કામ આપનાથી બની શકશે કે ? આપને હું કેટલું બધું દુઃખ દઉં છું ? આપનું દેવું આ જન્મમાં હું અદા કરી શકું તેમ નથી." આમ કહી સુશીએ મસ્તક નમાવ્યું.

રમણી બોલ્યો:–"પ્રથમ કામ કરી જોવા દો. દેવાની વાત પછી કરજો."

ત્યાર પછી બન્ને વચ્ચે આ વિષયની વાતચિત થવા લાગી.

---

## પ્રકરણ ૨૧ મું

### આયાનો પ્રેમ

સાહેબ અને મેમસાહેબને નાસ્તો કરાવી બબરચીખાનામાં જઇ, એક બદનામાં પાણી લઇ નિજામુદ્દીન સાબુથી હાથ મ્હોં ધોવા બેઠો. અબ્દુલે આવા કવખતે નિજામને હાથ મ્હોં ધોવાનું કારણ પૂછ્યું એટલે તેણે કહ્યું:–"હમણાં જ મ્હારે બ્હાર જવાનું છે. મેમ-સાહેબ માટે એક આયા લઇ આવવાનો હુકમ મળ્યો છે."

અબ્દુલે સહજ હસીને પૂછ્યું:–"કયી આયા લઈ આવશો ? અમીનાબીબી કે ?"

નિજામે કહ્યું:–" જોઉં, તપાસ કરી ગમે તેને લઇ આવું છું."

હાથ મ્હોં ધોઇ સાફ કપડાં પહેરી અબ્દુલ પાસે ઉપસ્થિત થઇને નિજામે કહ્યું:–" અબ્દુલ ! ત્યાં સુધીમાં તું રસોઇનું કામ ચાલૂ કરી દે. બ્હારનો ચુલ્હો સળગાવી તેના ઉપર સાહેબ માટે સ્નાન કરવાનું પાણી મૂકી દે. વળી સાહેબ ક્યારે સ્નાન કરશે એ તું તેમના નોકર પાસે જઇ પૂછી આવજે. હું જાઉં છું; કલાકેકમાં પાછો આવીશ." આમ કહી નિજામ કમ્પાઉન્ડના તાર ઓળંગી ખાડા ટેકરા ઓળંગી પ્રિયતમાના ભવન તરફ ઝડપથી જવા લાગ્યો. સીધો પાકો રસ્તો લાંબો હોવાથી નિજામે ખાડા ટેકરાવાળો ટૂંકો રસ્તો જ પસંદ કર્યો.

પ્રિયતમાને ઘેર જતાં જ નિજામે જોયું કે, પ્રૌઢ ઉમ્મરનો, સ્થૂળ દેહવાળો, ઝીણી આંખોવાળો તેનો ભવિષ્યનો સાળો હયદર નાઇટ નોકરી કરીને પાછો ફર્યો હતો. સ્ટેશનનો પોષાક હજી તેણે રાતની નાખ્યો નહોતો. આંગણામાં એક ન્હાનો ખાટલો નાખી તે હુકકો પીતો હતો. તેની પાસે જઇ 'સલામ ભાઇસાહેબ' બોલી નિજામે એક વખત ચકિત દૃષ્ટિથી ચારે તરફ જોયું. હયદરની બીબી રસોડાના ઉમરા ઉપર બેસી મશાલો પીસતી હતી. જેને માટે હૃદય તૃષાતુર હતું તે અમીના નિજામની નજરે પડી નહિ.

હયદરે કહ્યું:–" અરે! હમણાં એકાએક તમે ક્યાંથી આવી ચઢયા? સાહેબ ચાલ્યા ગયા કે?"

"ના, સાહેબ છે. તેમનું એક કામ હોવાથી હું તમારી પાસે આવ્યો છું."

"મ્હારી પાસે કામ છે? શું કામ છે? બેસો–બેસો, હુકકો પીઓ અને જે કહેવાનું હોય તે કહો." આમ કહી હયદરે નિજામના હાથમાં હુકકો આપ્યો.

નિજામે હુકકો લઇ બે ત્રણ દમ મારીને કહ્યું:–" સાહેબની સાથે એક મેમસાહેબ છે એ વાત મ્હેં તમને કરેલી જ છે. એ

વિલાયતી મેમ નથી-બંગાળી છે. સાહેબ પણ બંગાળી છે. સાહેબે મેમસાહેબ માટે એક આયા લઇ આવવાની મ્હને આજ્ઞા કરી છે. મ્હેં વિચાર્યું કે, જો કદાચ અમીનાબીબીને તમે–" આટલું કહી નિજામે આશા નિરાશાથી ઉછળતા હૃદયે હયદર તરફ જોયું.

હયદરે કાંઇ વિચાર કર્યા પછી કહ્યું:–"પહેલાં પણ અમીનાએ આયાનું કામ કરેલું છે. એનો ખસમ જ્યારે જીવતો હતો ત્યારે કલકત્તામાં તે જે સાહેબના ખાનસામાનું કામ કરતો હતો તે સાહેબની મેમની આયાનું કામ અમીના કરતી હતી."

નિજામ બોલ્યોઃ—"એ હું જાણું છું તેથી જ—"

હયદરઃ—અમીના એ કામ કરી શકશે. સર્ટિફિકેટ પણ છે. સાહેબનું નામ મ્હને યાદ હતું પણ ભૂલી ગયો છું. ઠીક, તમે બેસો. હું અમીનાને પૂછી જોઉં છું. અમીના–ઓ અમીના–ક્યાં ગઇ બ્હેન ?"

હયદરની બીબીએ કહ્યું;–"શાક લઈ આવવા તેને બજારમાં મોકલી છે; હમણાં આવશે."

હયદરે કહ્યું:–"પેલા સાહેબનું નામ તને યાદ નથી કે ? હૅાથી હૅાથી જેવું કાંઇ નામ હતું, કેમ ?"

હયદરની બીબીએ નથ હલાવી કહ્યું:–"હાથી હતું કે ઘોડો એ હું જાણુતી નથી."

હયદરે પોતાની અર્દ્ધપકવ દાઢી હલાવી બીબીને ઉદ્દેશીને કહ્યું:– "તું જાણુતી નથી ! આ જહાનમાં તું ઘણી મૂર્ખ ઓરત છે."

બીબીએ મસાલો પીસવાનું કામ ક્ષણ કાળ માટે બંધ રાખી છણકો કરી કહ્યું:–"હું મૂર્ખ છું અને તમે હોશિયાર છો કે ? તમને એ નામ કેમ યાદ નથી ? મૂર્ખ હું છું કે તમે ?"

જમણો હાથ ઉંચો કરી, આંખો ફુરકાવી હયદરે કહ્યું:–"શું ! તું શું બોલી ! જબાન સંભાળીને વાત કરજે બીબીજાન !"

દાંપત્યકલહનો આરંભ થતો જોઇ નિજામ બોલી ઉઠ્યોઃ– "બસ બસ, હયદરભાઇ ! ગુસ્સો ન કરો. બીબીસાહેબાએ તો

હસતાં હસતાં એમ કહ્યું છે! અમીના આવશે એટલે નામ કહેશે. આ લ્યો હુક્કો પીઓ. "

હયદર હાથમાં હુક્કો લઇ જોરથી તમાકુ ખેંચવા લાગ્યો. નિજામ બ્હાર રસ્તા તરફ સતૃષ્ણ નયને જોઇ રહ્યો.

સ્ત્રી તરફથી થયેલા અપમાનનો ક્ષોભ ધૂમ્રપાનથી કાંઇક શાન્ત થતાં હયદરે પૂછ્યું:-" એ સાહેબ હજી કેટલા દિવસ રહેવાના છે?"

" બે ચાર દિવસ. "

"બસ? ત્યારે તેઓ શું આપશે?"

" હજી એ સંબંધી કાંઇ વાત થઇ નથી. આઠ આનાનો રોજ તો જાણે છે જ. કદાચ વધારે પણ આપે. એ ઘણા મ્હોટા માણસ છે. મૉટર સુદ્ધાં રાખે છે."

તમાકુ બળી ગઇ હતી. હુક્કાને નીચે મૂકી દઇ હયદરે કહ્યું:- "તમે બાર આના આપવા કહેજો. બેચાર દિવસની નોકરી માટે આઠ આનાના રોજથી કોણ કામ કરે? ઠીક, અમીના ખાશે ક્યાં?"

" ડાક બંગલામાં."

" રાત્રે પણ ત્યાં રહેવું પડશે કે?"

" એ સંબંધી સાહેબે હજી કાંઇ કહ્યું નથી. બીજી એક ચલમ તમાકુ મૂકું કે?"

"મૂકો."

નિજામ નવી તમાકુ મૂકી હયદરની બીબી પાસેથી દેવતા લઇ ચલમ ભરી બ્હાર ખાટલા ઉપર આવી ચલમમાં ફુંક મારતો હતો એવામાં હાથમાં શાક લઇ અમીના આવી પહોંચી. નિજામની નજર સાથે નજર મળતાં લજ્જિત બની જઇ સહજ શબ્દહીન હાસ્ય કરી તેણે બીજી તરફ જોયું. ભાભી પાસે જઇ શાકની ઝોળી તેણે નીચે મૂકી.

અમીનાની ઉમ્મર છવ્વીસ સત્તાવીસ વર્ષ કરતાં વધારે નહોતી. તેના શરીરનો રંગ સ્વચ્છ હતો. બન્ને વિશાળ લોચનોમાં સુરમો

આંજેલો હતો. હયદરે કહ્યું:–" અરે અમીના! કલકત્તામાં તું જે સાહેબને ત્યાં આયા હતી એ સાહેબનું નામ શું છે ?"

" ગૉર્ડન સાહેબ." અમીનાએ કહ્યું.

" તું હૅાથી કહેતી હતીને ?"

અમીનાએ ક્ષણ કાળ માટે ભ્રકુટી ચઢાવી કહ્યું:–" ગવર્નર સાહેબની ઑફિસ સ્હામે હૅટીસન હૅટીબાયની મ્હોટી દુકાન હોઇ ગૅાર્ડન સાહેબ એ દુકાનના મ્હોટા સાહેબ છે. તેમને ત્યાં હું કામ કરતી હતી. ભાઇજાન ! એ વાત કેમ પૂછો છો?"

આ વખતે નિજામનો પ્રસ્તાવ ભગિનીને સંભળાવી હયદરે કહ્યું:–" તું જઇશ કે ?" નિજામ ભિક્ષાપૂર્ણ દૃષ્ટિથી અમીના તરફ જોઇ રહ્યો. તેનો ભાવ એવું સૂચન કરતો હતો કે, ' તને મ્હારા કસમ છે. આ વાતનો તું અસ્વીકાર કરીશ નહિ ! '

અમીનાએ નીચું જોઇ કહ્યું:–" ભાઇજાન ! તમે જેમ કહેશો તેમ હું કરીશ."

નિજામનું મુખ ઉત્ફુલ્લ બની ગયું.

હયદરે કહ્યું:–" હું તો કહું છું કે જા."

પોતાની લાકડાની પેટીમાં અમીનાએ પોતાનો આયાનો પોષાક મૂકી રાખ્યો હતો. અડધા કલાકમાં એ પોષાક પહેરી નિજામની પાછળ પાછળ અમીના બ્હાર નીકળી પડી.

રસ્તો એકાન્ત થયો એટલે નિજામ અમીનાની છેક પાસે પાસે ચાલીને આરામથી વાતચિત કરવા લાગ્યો. એક ઠેકાણે એકાએક ઉભા રહીને નિજામે કહ્યું:"– અમીના ! હું તને એક વાત કહું. તું ક્રોધ તો નહિ કરે ?"

અમીનાએ ઉભી રહી ભ્રુયુગલ સંકોચીને પૂછ્યું:–" શી વાત ?"

નિજામે દંતવિકશિત કરી કહ્યું:–" આયાનો પોષાક તને બેહસ્તની હુરી જેવો સુંદર દેખાય છે !"

" બેતમીજ, આજ વાત કે ! " કહી અમીનાએ હસી નિઝામુદ્દીનના બાહુ ઉપર ધીમેથી હાથ ઠોકી પુનઃ ચાલવા માંડયું.

ડાક બંગલો નજીક આવ્યો એટલે અમીનાએ પૂછ્યું:–" મેમ-સાહેબને બાળબચ્ચાં થયાં છે કે ? "

નિઝામે કહ્યું:–" શાદી થયા સિવાય બાળબચ્ચાં કેવી રીતે થાય ?"

અમીનાએ મુખના હાસ્યને હાથથી દબાવી કહ્યું:–" શાદી નથી થઇ ? "

" ના. જેવી રીતે મ્હારો અને ત્હારો હમણાં સંબંધ છે તેવો જ સાહેબ અને મેમસાહેબનો સંબંધ છે. ઘણા દિવસથી સાહેબ અને મેમસાહેબ વચ્ચે પ્રેમ હતો. મેમસાહેબ મ્હોટાં થયાં એટલે સાહેબે તેમના પિતા પાસે વિવાહની વાત કરી હતી. પ્રથમ તો મેમસાહેબના પિતા રાજી થયા નહોતા તેમણે ઘણી આપત્તિ દર્શાવી હતી. છેવટે મેમસાહેબે તેમની માતા પાસે ઘણી રડારોળ કરી ત્યારે જ તેમના પિતા રાજી થયા. હમણાં સાહેબ અને મેમ-સાહેબ દેશભ્રમણ કરવા નીકળ્યાં છે. લગભગ એક મહીના પછી તેઓ પાછાં કલકત્તા જશે એટલે તેમની બન્નેની શાદી થઇ જશે."

અમીના બોલી:–" જા જા, તું આ બધી ખોટીવાત કરે છે. આ બધી હકીકત ત્હારા જાણવામાં કેવી રીતે આવી ? "

નિઝામઃ–ત્હારી પાસે ખોટી વાત શા માટે કહેવી જોઇએ ? સાહેબનો લક્ષ્મણ નામનો નોકર આજે સ્હવારે આવેલો હોઇ તેની પાસેથી મ્હેં આ હકીકત સાંભળી છે. તને ખાત્રી ન હોય તો તું તેને પૂછી જોજે. લક્ષ્મણ ડાક બંગલામાં જ છે. "

આજે સ્હવારે નિઝામે આવી લક્ષ્મણને જોઇ સાહેબ અને મેમસાહેબનું જીવનચરિત્ર જાણવા માટે ઘણી આકુળતા દર્શાવી હતી. લક્ષ્મણ બુદ્ધિશાળી હતો. સાહેબનો મેમસાહેબ સાથે કાંઇ સંબંધ નથી એવું જાણી અજ્ઞાની માણસો એનો ઉંધો અર્થ ન

કરે એ હેતુથી તેણે ઉપર પ્રમાણે કપોળકલ્પિત વાત કહી નિજામની આકુળતા દૂર કરી હતી.

બન્ને જણાં જયારે ડાક બંગલામાં જઇ પહોંચ્યાં ત્યારે સાડા નવ વાગ્યા હતા. સાહેબ અને મેમસાહેબ પ્રથમની માફક ઓટલા ઉપર આરામ ખુરસીઓમાં બેસી રહ્યાં હતાં. નિજામે અમીનાને તેમની પાસે હાજર કરી. હમ્મેશાંના બાર આના આપવાના કહી રમણીએ અમીનાને રાખી લીધી. રાતદિવસ તેને મેમસાહેબ પાસે રહેવાનો હુકમ થયો. અમીના મેમસાહેબનો ઓરડો ઠીકઠાક કરવા ચાલી ગઇ અને નિજામ સાહેબના સ્નાનની વ્યવસ્થા કરવા ચાલ્યો ગયો.

રમણી આજે એક વાગ્યાની ટ્રેઇનમાં જબલપુર જશે તથા ત્યાં એક બે દિવસ રોકાઇ નેકલેસ મેળવવાનો પ્રયત્ન કરશે એવો અત્યાર પહેલાં નિશ્ચય થઇ ગયો હતો. સુશી અત્રે જ રહેવાની હતી. લક્ષ્મણ પણ અત્રે રહેવાનો હતો. રમણીએ કહ્યું:–" આયા મળી આવી એ ઘણું સારું થયું. એને તમારા ઓરડામાં જ એક ખુણામાં સૂઇ રહેવા કહેજો. લક્ષ્મણ બ્હાર ઓટલે તમારા ઓરડાનાં દ્વારની સ્હામે જ સૂઇ રહેશે. હવે તમને ભય નહિ લાગેને ?"

સુશીએ કહ્યું:–" ના, ભય નહિ લાગે. આપ બે દિવસ કરતાં વધુ રોકાશો નહિ. બે દિવસમાં કદાચ નેકલેસ ન મળે તો પણ પાછા ચાલ્યા આવજો."

રમણીએ કહ્યું:–" નહિ રોકાઉં. જો નેકલેસ મળી આવશે તો કાલે જ પાછો આવીશ; પરમ દિવસ સુધી પણ નહિ રોકાઉં."

જમ્યા પછી બન્ને જણાં સ્ટેશન ઉપર ગયાં. રમણીને એક વાગ્યાની ગાડીમાં બેસાડી સુશી ડાકબંગલામાં પાછી આવી. પોતા-ઓરડામાં પ્રવેશ કરી તદ્દન નિર્જીવની માફક આરામ ખુરસીમાં આડી થઇ નેત્રો મીંચી તે પડી રહી. ક્રમે બન્ને નેત્રોની પાંપણો ભેદી અશ્રુબિંદુઓ બ્હાર નીકળ્યાં.

થોડો વખત આવી રીતે પસાર થયા પછી સુશીને પોતાના પગોને કોઇ સ્પર્શ કરતું હોય એવો ભાસ થયો. તેણે આંખો ઉઘાડી જોયું તો આયા ચંપલ લઇ આવી હતી.

આયાએ પૂછયું:-" મેમસાહેબ ! બૂટ કાઢી નાખી ચંપલ પહેરાવું કે ? "

" પહેરાવ. " આમ કહી સુશીએ પાછી આંખો મીંચી દીધી.

આયાએ બૂટ કાઢી ચંપલ પહેરાવી ધીમેથી કહ્યું:- " મેમસાહેબ ! "

સુશીએ પુનઃ પોતાની આંખો ઉઘાડી.

આયાએ વિનતિસૂચક સ્વરે કહ્યું:-" મેમસાહેબ ! રડશો નહિ. કોના સ્વામીને બ્હારગામ જવું પડતું નથી ? "

સુશીએ આ વખતે બરાબર આંખો ઉઘાડી આયા તરફ જોઇને કહ્યું:-" કોણ મ્હારા સ્વામી છે ? "

આયાઃ-ગુન્હાની માફી આપજો. હજી તેઓ આપના સ્વામી થયા નથી એ ખરું છે; પણ બે દિવસ પછી સ્વામી થશે ! બધું સરખું છે. વળી મુલ્લાં આવી કલ્મા ન પઢાવે ત્યાં સૂધી સ્વામી ન ગણાય કે ? ખુદાતાલા જેમના અંતરમાં પરસ્પર પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરે છે તેઓ સ્વામી સ્રી જ છે.

## પ્રકરણ ૨૨ મું

### પોલ નિશ્ચિંત થયો

જબલપુરમાં અરદાલી બજારમાં પંજાબીઓનું એક મુસાફિરખાનું અથવા સરાઇ આવેલી હોઇ રમણીની મૉટરનો ચાલક સુંદરસિંહ એ સરાઇની એક ઓરડીમાં ચુલ ઉપર તવો રાખી પોતાના ભોજન માટે પરેઠા ( ભાખરી ) બનાવતો હતો. તેણે સ્નાન કરી લીધું હતું. ભીંજાયલા લાંબાવાળ અસ્તવ્યસ્ત દેખાતા હતા. સ્હામે

રાજમાર્ગ જોવામાં આવતો હતો. માણસો જતાં આવતાં હતાં. ગાડીઘોડાની દોડધામ ચાલૂ હતી, સુંદરસિંહ પરેઠા બનાવતો હતો અને વચ્ચે વચ્ચે રાજમાર્ગ તરફ જોતો હતો.

જોતજોતાંમાં એક પછી એક ઘણા પરેઠા તૈયાર થઇ ગયા. એ પરેઠા વણવા માટે તેને વેલણ કે આડણીની જરૂર નહોતી. આટાનાં ગુલ્લાં હાથમાં લઇ બન્ને હાથના અપૂર્વ કૌશલથી ચક્રાકારમાં તે તેને વિસ્તૃત કરતો હતો. પછી તેને તવા ઉપર નાખી એ બાજૂની પીઠ બરાબર શુષ્ક થતાં તે તેની ચારે તરફ થોડું ઘી નાખતો હતો અને તએથાથી ઉલટાવી સુલટાવી એનો બદામી રંગ થતાં નીચે ઉતારી નાખતો હતો.

પરેઠા તૈયાર કર્યા પછી સુંદરસિંહે કોરું શાક બનાવ્યું. પછી લોટા જોયો તો તેમાં પાણી નહોતું. સ્હામે રસ્તા ઉપર એક નળ હતો. સુંદરસિંહ ત્યાં જઇ હાથ ધોવા લાગ્યો એવામાં કોઇ તેની પાછળથી બોલી ઉઠયું:-"હાલ્લો સુંદરસિંહ !"

સુંદરસિંહે મસ્તક ઉંચું કરી જોયું તો પોલ તેની નજરે પડયો. પોલના હાથમાં તેની પેલી બૅગ અને મુખમાં સિગારેટ હતી. તે ઉભો ઉભો મૃદુહાસ્ય કરતો હતો.

પ્રથમ તો વિસ્મયને લીધે સુંદરસિંહ સ્તંભિત બની ગયો.

ગઇ રાત્રે લક્ષ્મણ બજારમાંથી પાછો ફર્યો ત્યારે સુંદરસિંહ સાથે તેનો મેળાપ થયો નહોતો. પોલ સંબંધીની ખબર સુંદરસિંહના જાણવામાં આવી નહોતી. તે બોલી ઉઠયો:-"સાહેબ ! તમે મુંબાઇ નથી ગયા ?"

પોલ હસવા લાગ્યો. સુંદરસિંહને એક પછી એક અનેક પ્રશ્ન પૂછી તેણે રમણી સંબંધી સઘળી ખબર મેળવી લીધી. બે દિવસ પછી મૉટરમિસ્ત્રી પીટર સાહેબને લઇ સુંદરસિંહ સોહાગપુર જવાનો છે એ વાત પણ તેણે જાણી લીધી. મૉટર સુધર્યા પછી રમણી જબલપુર આવશે, કલકત્તા જશે કે શું કરશે એ સંબંધી સુંદરસિંહ કાંઇ કહી શકયો નહિ.

સઘળી ખબર મેળવી પોલ ચાલ્યો ગયો. તે દિવસે નાશી જઇ જે સ્થળે તેણે આશ્રય લીધો હતો તે સ્થળે તેને કષ્ટનો અનુભવ થતો હતો. રમણીએ સુશીની સાથે મૉટરમાં બેસી ટ્રેઇનની પૂઠ લીધી હતી, એ વાત બીજે દિવસે જ તેણે સાંભળી હતી તથા એ વાત સાંભળીને તે પુષ્કળ હસ્યો હતો. પોતાના નવીન રહેઠાણનો ત્યાગ કરી પાછા ડાક બંગલામાં આવવાનું સાહસ તે કરી શકયો નહોતો. સુશી અને રમણી કયારે પાછાં આવી ચઢે એ ચોક્કસ નહોતું. હવે ઓછામાં ઓછા ત્રણ દિવસ સુધી તેઓ આવનાર નથી એમ જાણી પોલ નિશ્ચિંત થયો. પોતાનો સરસામાન લઇ નમતા પહોરે તે ડાક બંગલામાં ગયો.

ખાનસામાએ તેની પાસે આવી પૂછયું:–" સાહેબ ! કેટલા દિવસ રહેવું છે ? "

" એક દિવસ. કાલે જ મ્હારું અહીંનું કામ પૂર્ણ થશે એટલે સંધ્યાકાળની ટ્રેઇનમાં હું ચાલ્યો જઇશ. "

ખાનસામાએ કહ્યું:–" તે વખતે આપની ઉપર આઠ દિવસના રૂપિયા ચઢયા હતા—"

પોલ બોલી ઉઠયો:–" બોઝ સાહેબને હું રૂપિયા આપી ગયો હતો ! તને રૂપિયા નથી મળ્યા ? "

ખાનસામો બોલ્યો:–" બોઝ સાહેબે આપના હિસાબના રૂપિયા મ્હને આપ્યા છે; પણ મ્હેં એમ સાંભળ્યું છે કે, એ રૂપિયા એમણે પોતાની પાસેથી આપ્યા હતા. "

પોલ:—બોઝ સાહેબ આપે કે હું આપું બધું એક જ છે. બોઝ સાહેબ મ્હારા જીગરજાન દોસ્ત છે.

ખાનસામાએ ગંભીરભાવથી કહ્યું:–" એ ગમે તેમ હોય; પરંતુ આ વખતે એક દિવસનો ચાર્જ આપે અગાઉથી આપવો પડશે. "

પોલે ક્રોધાવેશમાં પોતાના પાકીટમાંથી દશ રૂપિયાની એક નોટ બ્હાર કાઢી નીચે જમીન ઉપર ફેંકી. ખાનસામાએ નોટ ઉચકી

લઇ કહ્યું:-" નોટ વટાવી બાકીના ચાર રૂપિયા આપને પાછા આપી જાઉં કે ?"

" જા-જા, બાકીના પૈસામાંથી વ્હિસ્કીની એક બૉટલ અને છ સોડા મંગાવી આપ."

ખાનાસામાએ પૂછ્યું:-" ચ્હા લાવું કે હજુર ?"

પોલ બોલ્યો:-" ડૅમ યૉર ચ્હા. વ્હીસ્કી મંગાવ-જલ્દી જાઓ."

પાંચ વાગ્યા હતા. પોલે પોતાના ઓરડામાં બેસી હમણાં જ વ્હિસ્કીની બૉટલ ખોલી હતી એવામાં એક ઘોડાગાડીએ ડાક બંગલામાં પ્રવેશ કર્યો. પોલે ઉઠી, બારણાંનો પર્દો ખેંચી ગ્લાસમાં વ્હિસ્કી અને સોડા નાખી મનના આનંદથી તેનું સેવન કરવા માંડયું.

ગાડીમાંથી રમણી નીચે ઉતર્યો એટલે ખાનસામાએ દોડી આવી તેને સલામ કરી. ઓરડામાં પ્રવેશ કરી રમણીએ પૂછ્યું:-" સુંદરસિંહ ક્યાં છે ?"

ખાનસામાએ કહ્યું:-" તે બજારમાં મુસાફિરખાનામાં છે હજુર-"

" કોઇને મોકલી તેને જલ્દી બોલાવી મંગાવ. એક ક્ષણનો પણ વિલંબ ન થવો જોઇએ."

" જેવો હુકમ હજુર. હમણાં જ માણસ દોડાવું છું. ચ્હા લાવું કે ?"

" લાવ."

ખાનાસામો બ્હાર ગયો એટલે રમણી કોટ કાઢી હુક ઉપર ટાંગી આરામ ખુરસીમાં આડો પડી વિચાર કરવા લાગ્યો. શો ઉપાય અજમાવવાથી નેકલેસ મેળવી શકાશે એ જ તેના વિચારનો વિષય હતો. પોલે અવશ્ય તે કોઈ સોનીને વેચ્યો હશે. સોનીને રૂપિયા આપવામાં આવતાં નેકલેસ પાછો મળી આવે તેમ હતું; પરંતુ એ સોનીને કેવી રીતે શોધી કાઢવો ? જો દરેક દુકાને જઇને એ વાત પૂછવામાં આવે તો ભયને લીધે કોઇ કબૂલ કરે નહિ. પોલિસની મદદથી લાભ થાય એવો સંભવ નહોતો; પણ ઉલટું

નુકસાન થવાનો સંભવ સ્પષ્ટ હતો. પોલિસ પોલને પકડી તત્કાળ એક કેસ ઉભો કરે! ત્યારે હવે શો ઉપાય અજમાવવો તેની રમણી ચિંતા કરવા લાગ્યો. જો પોલ અત્યાર સુધીમાં જતો ન રહ્યો હોય તો તેને શોધી કાઢી અભય આપી તેની પાસેથી સોનીનો પત્તો મેળવી શકાય તેમ છે એમ રમણીએ વિચાર્યું. ગાડીમાં પણ આખે રસ્તે રમણીએ આ વિષયનો વિચાર કર્યો હતો; પરંતુ આ સિવાય બીજો કોઇ ઉપાય તેને સૂઝયો નહોતો.

થોડા સમય પછી ખાનસામો ટ્રે ભરી ચ્હા, ટોસ્ટ, માખણ વગેરે લઇ આવ્યો. રમણીએ પૂછ્યુઃ–"સુંદરસિંહને બોલાવી લાવવા માણુસ મોકલ્યો છે કે?"

"જી હા .હજુર."

એક કપ ચ્હા રેડી લઇ તેમાંથી ઘુંટડો પીધા પછી રમણીએ પૂછ્યું:–"પેલા પોલ સાહેબ ક્યાં છે એ તું કહી શકે તેમ છે કે? મ્હેં એમ સાંભળ્યું છે કે, તેઓ અત્રે જ છે; મુંબાઇ ગયા નથી."

ખાનસામો બોલ્યોઃ–"જી હજુર! આપનું કહેવું ખરું છે. તેઓ મુંબાઇ ગયા નથી; અત્રે જ છે."

"તેઓ કયે સ્થળે છે?"

"અત્રે જ."

"અત્રે કયે સ્થળે?"

"તેઓ આ ડાક બંગલામાં જ છે હજુર."

રમણીએ ચમકી ઉઠી કહ્યુંઃ–"આ ડાક બંગલામાં? ક્યારે તેઓ અહીં આવ્યા છે?"

"આપનાથી એક કલાક અગાઉ તેઓ અત્રે આવ્યા છે."

"તેઓ છે ક્યાં? ડાક બંગલામાં છે કે બ્હાર ગયા છે?"

ખાનાસામાએ કહ્યું:–"તેઓ તેમના જુના ઓરડામાં જ છે. દારુની એક બાટલી મંગાવી તેઓ તેનો સદુપયોગ કરે છે! તેમણે કહ્યું છે કે, કાલે સંધ્યાકાળની ગાડીમાં તેઓ મુંબાઇ જનાર છે."

રમણીએ ભ્રુકુટી સંકુચિત કરી કહ્યું:-"ખાનસામા! જો ધ્યાનથી સાંભળ. એ પોલ સાહેબનું મ્હને જરૂરી કામ છે. એ બ્હાર જતા ન રહે એની તું સંભાળ રાખજે. હું ચ્હા પી લઉં ત્યાં સૂધી તું ઓટલા ઉપર ઉભો રહે. એમને બ્હાર જતા જુએ તો તત્કાળ મ્હને ખબર આપજે."

"જેવો હુકમ હજુર." કહી ખાનાસામો બ્હાર જઇ પોલના ઓરડા તરફ જોતો ઓટલા ઉપર બેસી રહ્યો.

ચ્હા પી રહ્યા પછી ઓટલા ઉપર આવી રમણીએ કહ્યું:-"એમને પૂછી આવ જોઇએ કે તેઓ આજે બ્હાર જવાના છે કે? મ્હારા સંબંધી કાંઈ કહીશ નહિ."

ખાનસામાએ પોલના ઓરડામાં પ્રવેશ કર્યો. ત્યાંથી આવીને તેણે રમણીને કહ્યું:-"ના હજુર! તેઓ બ્હાર જવાના નથી."

"હમણાં તેઓ શું કરે છે?"

"બેઠા બેઠા એક ચોપડી વાંચે છે અને દારુ પીએ છે. લગભગ અડધી બૉટલ ખાલી થઇ છે."

"ઠીક, હવે તું ત્હારે કામે જા."

ખાનસામો ચ્હાની ટ્રે લઇ બહાર ચાલ્યો ગયો. રમણીએ જોયું કે, ડાક બંગલાના નોકર સાથે સુંદરસિંહ અંદર આવતો હતો.

---

## પ્રકરણ ૨૩ મું

---

### પ્રેમનું પ્રમાણ

સંધ્યાકાળ થયો. મશાલચીએ દરેક ઓરડામાં બત્તી સળગાવી. સુંદરસિંહ પોતાના ઓરડા નજીક બેસવાનું કહી રમણી ઓટલા ઉપર જઇ ધીમે ધીમે પોલના ઓરડા તરફ જવા લાગ્યો. ઓરડાનો પર્દો સહજ ખુલ્લો હતો. આરામ ખુરસીમાં પડયો પડયો પોલ પુસ્તક વાંચતો હતો. તેના મુખમાં પાઇપ હતી. પાસે ટેબલ ઉપર લૅમ્પ

સળગતો હતો. વ્હિસ્કીનો અડધો ગ્લાસ અને બૉટલ ત્યાં પડેલાં હતાં.

રમણીએ એ ઓરડામાં પ્રવેશ કરી કહ્યું:-"હાલ્લો પોલ ! તમે અહીં છો કે ?"

પોલ રમણી તરફ જોઈ ચમકી ઉઠયો. તેણે કહ્યું:-" હાલ્લો- મિસ્ટર બોઝ!" આમ કહી તેણે ખુરસી ઉપરથી ઉઠી ઉભા થવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તેનું શરીર લથડતું હતું. તેના મુખમાંની પાઇપ નીચે શેતરંજી ઉપર પડી જવાથી શેતરંજી સળગવા લાગી. પોલ કંપતો કંપતો પાછો ખુરસીમાં બેસી ગયો.

રમણીએ ઝડપથી નજીક આવી પહેરેલા બૂટ દબાવી સળગતી શેતરંજી બુઝાવી નાખી. પછી પોલની પાઇપ ઉંચકી લઇ તે તેના હાથમાં આપતાં કહ્યું:-" તમે મુંબાઇ નથી ગયા કે ?"

પોલે અત્યંત કરૂણભાવથી રમણી તરફ જોઈ કહ્યું:-" ના મિસ્ટર બોઝ! હું મુંબાઇ જઇ શકયો નથી."

એક ખુરસી ખેંચી લઇ રમણી તેના ઉપર બેઠો. પોલે કહ્યું:- " આપ તો સોહાગપુર હતા ને ?"

રમણીએ કહ્યું:-" હા, હું ફક્ત અડધા કલાકથી અત્રે આવ્યો છું."

" એ-એ-એકલા આવ્યા છો કે ?"

" હા."

" સુ-સુ." પોલની જડિત જીહ્વા સુશીનું સંપૂર્ણ નામ ઉચ્ચારી શકી નહિ.

રમણીએ કહ્યું:-" મિસિસ પોલ સોહાગપુરમાં જ છે."

" ત્યારે આપ એકાએક અત્રે કેમ આવ્યા છો ?"

રમણી:-હું એક ઘણા જરૂરી કામે અત્રે આવ્યો છું. એ બધી વાત હું તમને પછી કહું છું. હવે કહો જોઇએ કે, મુંબાઇ જવાની ખોટી વાત તમે તમારી સ્ત્રીને કેમ લખી હતી ?"

પોલે ટેબલ ઉપરથી વ્હિસ્કીનો ગ્લાસ ઉંચકી લઇ બે ત્રણ ઘુંટડા પીધા. પછી ખીસ્સામાંથી રુમાલ બ્હાર કાઢી કંપતા હાથે મ્હોં લુંછી તેણે કહ્યું:–" તે દિવસે ગાડીવાનને પત્ર લખી આપ્યા પછી ટ્રેઇનને વિલંબ હોવાથી હું એક વખત કેલનર તરફ ગયો હતો એવામાં ટ્રેઇન ઉપડી ગઇ."

રમણીએ કહ્યું:–" પછી આ બે દિવસમાં તમને ટ્રેઇન ન મળી કે ?"

પોલે કહ્યું:–" બીજે દિવસે હુ ચાલ્યો જાત; પરંતુ પાસે પુરતા પૈસા નહિ હોવાથી––"

રમણીએ સહજ કઠિન સ્વરે કહ્યું:–" પૈસા નહોતા ? આ બે દિવસ તો ખીસ્સામાં પુષ્કળ પૈસા લઈ તેને ખખડાવતા તમે શહેરના રસ્તે રસ્તે ફર્યા છો."

આ વાત સાંભળી પોલ ચકિત દૃષ્ટિથી રમણીના મુખ તરફ જોઇ રહ્યો. છેવટે તેને કહ્યું:–" ના મિસ્ટર બ્રાઝ ! હું પૈસા ક્યાંથી લાવું ?" આમ કહી પોતાના ખીસ્સામાંથી એક દશ રૂપિયાની નોટ અને થોડું પરચુરણ બ્હાર કાઢી તેણે ટેબલ ઉપર મૂકીને કહ્યુ:–" આ જે કાંઇ આપ જુઓ છો એજ મ્હારી સિલક છે."

રમણીએ કહ્યું:–" નેકલેસના વેચાણના બધા રૂપિયા બે દિવસમાં જ ઉડાવી દીધા કે ?"

પોલે ભયસહિત કહ્યું:–" કયી વસ્તુના વેચાણના !"

" નેકલેસ–નેકલેસ. તમે તમારી સ્ત્રીનો નેકલેસ ચોરી લઇ વેચી નાખ્યો છે એ હું નથી જાણતો કે ?"

પોલ ફીક્કા મ્હોંએ થોડા સમય સુધી રમણીના મુખ તરફ જોઇ રહ્યો. પછી તેણે કહ્યું:–" મ્હેં ક્યારે મ્હારી સ્ત્રીનો નેકલેસ ચોર્યો છે ? આપ તો ભલા માણુસ લાગો છો! હા–હા–હા !"

" જે દિવસે નાશી ગયા તે દિવસે જ તમે એ નેકલેસ ચોરી લીધો છે."

ઓટલા ઉપર બેસી ચ્હા પીતાં પીતાં તમે સુશીને કહ્યું, "ત્હારા ડ્રેસિંગ કેસની કુંચી આપ; હું રુમાલમાં અત્તર નાખી લઉં." આમ કહી કુંચી લઇ ઓરડામાં જઇ, ડ્રેસિંગ કેસ ઉઘાડી નેકલેસ લઇ તમે તમારા ખીસ્સામાં મૂકયો હતો તે યાદ નથી કે ? "

પોલે ગ્લાસ લઇ બે ઘુંટડા મદિરાપાન કરી કહ્યું:–" મિસ્ટર બોઝ ! આપ મ્હારી જડતી લેવા આવ્યા છો કે ? I tell you it's of no use. મ્હેં નેકલેસ લીધો નથી. તે ઉપરાંત મ્હારે કહેવું જોઇએ કે, સુશી પાસે નેકલેસ હતો જ નહિ. એની પાસે નેકલેસ ક્યાંથી હોય ? મ્હારી સ્થિતિ આપ જુઓ છો ! હું એક જોડ ઇઅ-રીંઝ સુદ્ધાં તેને અપાવી શકયો નથી તે નેકલેસ ક્યાંથી અપાવું ! " આમ કહી પોલ ખીસ્સામાંથી તમાકુ કાઢી પાઇપ તૈયાર કરવા લાગ્યો.

રમણીએ કહ્યું:–" એકાએક મ્હારે શા માટે અત્રે આવવું પડયું છે એ હવે હું તમને કહું છું. સુશીના ખાસ આગ્રહને લીધે હું પોલિસને આ ચોરીની ખબર આપવા અત્રે આવ્યો છું. સ્ત્રીનો પરિત્યાગ કરી પલાયન કરી જતાં પહેલાં કુંચી માગી લઇ જે દિવસે તમે ડ્રેસિંગ કેસ ઉઘાડી હતી. તે દિવસે સંધ્યાકાળે તમારી પાસે ગાડીભાડું આપવા જેટલા પૈસા નહોતા; તમારા હાથનો લખેલો પત્ર એ વાતની સાક્ષી છે. પછી બીજા દિવસથી ખીસ્સામાં રૂપિયા ખખડાવતા તમે ફર્યા છો. આજે પણ બે કલાક પૂર્વે ખાનસામાને તમે દશ રૂપિયાની નોટ આપી છે અને તેમાંથી દારુની એક બૉટલ મંગાવી છે. એ સઘળી હકીકત સાબિત કરાવી તમને હું પોલિસને સ્વાધીન કરી દઇશ. ઉભા રહો, થાણામાંથી હું ફોજદારને બોલાવી મંગાવું છું. અરે સુંદરસિંહ ! "

" હજુર." સુંદરસિંહ દોડી આવ્યો.

" મ્હારા ઓરડામાંથી કાગળ કલમ લઇ આવ. "

સુંદરસિંહ તત્કાળ રમણીની બ્લૉટિંગ પૅડ અને કલમની બૉક્ષ લઇ આવ્યો.

રમણી પૅડ લઇ કાંઇ લખવા લાગ્યો. એ વખતે પોલનો નશો છૂટી ગયો હતો. આશ્ચર્યનો વિષય એ છે કે, સંકટ ઉપસ્થિત થાય છે એટલે દારૂડીઆઓનો નશો એકદમ ઉડી જાય છે. સઘળા દારૂડીઆઓ માટે જ આ નિયમ લાગુ પડે છે.

પોલે ઉઠી ઉભા થઇ સ્ખલિત વચને કહ્યું:-" મિસ્ટર બોઝ ! અડધા કલાક માટે મ્હને માફી આપો. મ્હારનું એક કામ હોઇ હું તે આટોપી આવું."

રમણીએ કહ્યું:-" પોલ ! તમે મ્હને એવો મૂર્ખ સમજો છો કે ? તમને હું હમણાં અહીંથી જવા દઇશ નહિ. પ્રથમ ફોજદારને આવવા દ્યો: પછી તેમની રજા લઇ તમે તમારે જ્યાં જવું હોય ત્યાં જજો."

પોલે નમી જઈ ટેબલ ઉપર હાથનો ટેકો રાખી કહ્યું:-" શું ! તમે મ્હને નહિ જવા દ્યો ! મ્હને બળાત્કારે અટકાવી રાખશો કે ?"

" અવશ્ય." કહી રમણી ઉઠી ઉભો થયો. પછી પોલના બન્ને ખભા ઉપર હાથ મૂકી તેણે તેને બેસાડી દીધો. પછી ક્રોધસૂચક સ્વરે તે બોલ્યો:-" જો ખુરસી ઉપરથી ઉઠવાનો પ્રયત્ન કરશો તો સુંદરસિંહને બોલાવી દોરડાથી તમારા હાથ પગ બંધાવવામાં આવશે."

પોલ ખુરસીમાં બેઠો. એક ગાઢ નિઃશ્વાસ મૂકી ગ્લાસમાં થોડો મદ્ય રેડી તે પી ગયો.

રમણી પત્ર લખી નાખી કવર ઉપર શિરનામું લખતો હતો એવામાં પોલ બોલી ઉઠયો:-" મિસ્ટર બોઝ! મ્હારી વાત સાંભળો. તમે ફોજદારને પત્ર લખશો તો છેવટે તમારે અને સુશીને પસ્તાવું પડશે."

રમણીએ પૂછયું:-" તેનું કાંઈ કારણ ?"

" તમે ધારો તો મ્હને જેલમાં મોકલી શકો તેમ છો; પરંતુ તેથી તમારું તેમજ સુશીનું ભયંકર અનિષ્ટ થશે."

" જે અનિષ્ટ કરવાનું હતું તે તમે કરી ચુક્યા છો. હજી બીજું શું અનિષ્ટ કરવાનો વિચાર છે ? "

પોલ બોલ્યો:–" સુશીનું નામ કલંકિત થઇ તમારા નામ સાથે જોડાઇ તે વર્ત્તમાનપત્રોમાં છપાય એવી જ તમારી ઇચ્છા છે કે ? હું મુંબાઇ જાઉં, મદ્રાસ જાઉં અગર ચુલ્હામાં જાઉં, તો પણ સુશી મ્હારી સ્ત્રી છે. તમે મ્હારી નવયુવતી સ્ત્રીને સાથે લઇ, આખી રાત તેને તમારી સાથે મૉટરમાં બેસાડી સોહાગપુર શા માટે લઇ ગયા ? એ ઠેકાણે તમે એકલા તેની સાથે ડાક બંગલામાં શા હેતુથી રહ્યા ? હું કાંઇ જાણુતો ન હોઉં એમ તમને લાગે છે કે ? તમારી બહાદુરી અને કીર્ત્તિની સઘળી કથા હું જાણી શક્યો છું. "

આ વાત સાંભળી પગથી માથા સુધી રમણી ક્રોધથી સળગી ઉઠયો. તેના ભાવનું દર્શન કરી પોલ કહેવા લાગ્યો:–" જો મ્હને તમે પોલિસમાં સોંપશો તો અદાલતમાં એ સઘળી હકીકત હું જાહિર કરીશ. તે સાથે એમ પણ કહીશ કે, સ્ત્રીનો પરિત્યાગ કરી જવાનું મ્હને બીજું કાંઈ કારણ નહોતું. કેવળ તમારો બન્નેનો વ્યવહાર જોઇ મ્હેં એવું પગલું ભર્યું હતું. ક્રોધનું દમન નહિ થઈ શકવાથી છેવટે કદાચ ખૂનખરાબી કરી બેસું એવા ભયથી હું પલાયન કરી ગયો હતો. તમે તમારો પાપી વિચાર પાર પાડવા માટે મ્હને જેલની સજા કરાવી નિષ્કંટક થવા માટે જ ખોટો કેસ ઉભો કર્યો છે. " આમ કહી પોલે પાછી થોડી વ્હિસ્કી ગ્લાસમાં રેડી અંદર સોડા ભેળવી ધીમે ધીમે પીવા માંડી.

પોલની વાત સાંભળી રમણી વિશેષ ક્રોધે ભરાયો. મહા મુશીબતે આત્મસંવરણ કરી તે બોલ્યો:–" પોલ ! ત્હારા જેવા રાસ્કલની તરફેણમાં તેમજ વિરુદ્ધમાં મ્હેં ઘણા કેસ ચલાવ્યા છે. તું જે હકીકત કહે છે તે કોર્ટમાં જાહિર કરવાથી શું પરિણામ આવે એ પણ હું સારી રીતે જાણું છું. હું તને પોલિસમાં જ સોંપીશ. જે સોનીને ત્હેં નેકલેસ વેચ્યો છે તેને પણ પોલીસ શોધી કાઢશે. અદા-

લતમાં હું ત્હારી વિરૂદ્ધ ઉભો રહી કેસ ચલાવીશ. ત્યાં તું ત્હારી ઇચ્છા હોય એવા જવાબ આપજે." આમ કહી કવર ઉપર ઠેકાણું લખી રમણીએ સુંદરસિંહને હાંક મારી.

તત્કાળ સુંદરસિંહ આવી પહોંચ્યો. રમણીએ કહ્યું:-" સુંદર-સિંહ! આ ચીઠ્ઠી લઇ વિના વિલંબે થાણામાં જા. બે કૉન્સ્ટેબલ અને ફોજદારને તથા ફોજદાર ન હોય તો જમાદારને ત્હારી સાથે અત્રે લઇ આવ. ડાક બંગલામાં એક ચોર પકડવામાં આવ્યો છે એમ કહેજે. ચીઠ્ઠીમાં મ્હેં સઘળી હકીકત લખી છે. હાથકડી પણ સાથે લઇ આવવા કહેજે. જા, જલ્દી કપડાં પહેરી આવ."

" જેવી આજ્ઞા હજુર." કહી સુંદરસિંહ ઓરડાની બ્હાર ચાલ્યો ગયો. પોલે પોતાની આરામ ખુરસીમાં આડા થઈ કહ્યું:-"હું એમ ધારતો હતો કે, આપ સુશીને ચ્હાઓ છો; પણ હવે મ્હને એમ લાગે છે એ મ્હારો ભ્રમ છે."

"જરૂર એ ત્હારો ભ્રમ જ છે. ત્હેં શા ઉપરથી એમ ધાર્યું હતું?"

પોલ બોલ્યો:-" જો આપ સુશીને ચ્હાતા હોત તો આવી રીતે નિષ્ઠુરતાથી તેનું નામ કલંકિત કરવા આપ તૈયાર ન થાત. આપ સુશીને ન ચ્હાતા હો તો ભલે; હું તો તેને ચ્હાતો હતો. હજી પણ હું ચ્હાઉં છું."

લગભગ અડધી મિનિટ સુધી ચુપ રહી એક ગાઢ નિઃશ્વાસ મૂકી પોલે કહ્યું:-" મ્હારા હાલના વર્તન ઉપરથી આપ ગમે તેમ ધારો; પણ હું એને ચ્હાઉં છું એ ચોકકસ છે. She is a dear dear Girl-my poor susie!" કહી આંખ ઉપર રૂમાલ દાબી તે ડુસ્કાં ખાવા લાગ્યો.

રમણી તિરસ્કાર ભરેલી દ્રષ્ટિથી તેના તરફ જોઇ રહ્યો. થોડા સમય પછી આંખો ઉપરથી રુમાલ ખસેડી નાખી પોલે કહ્યું:- "મિસ્ટર બોઝ! સાંભળો. આપ સુશી ઉપર નિષ્ઠુર થઇ શકો છો-

પણ હું એવો નિષ્ઠુર થઈ શકું તેમ નથી. કેસ ચાલતાં, સુશીની સાથે આપનું મૉટરમાં નીકળી પડવું, સોહાગપુરના ડાક બંગલામાં આપ બન્નેએ એકલાં રહેવું વગેરે સઘળી હકીકત જાહિર થશે જ—હું મ્હારી જબાનીમાં એ હકીકત કદાચ ન કહું તો પણ આપના સાક્ષીઓની જબાનીમાં એ હકીકત જાહિર થયા સિવાય રહેશે નહિ. એ બધી હકીકત વર્ત્તમાનપત્રોમાં મ્હોટા અક્ષરે છપાશે. આપ પુરુષ હોવાથી લોકનિંદાની પરવાહ કદાચ નહિ કરો; પરંતુ સુશી માટે લોક શું ધારશે તે વિચારો! ના—ના, મિસ્ટર બોઝ! હું એમ થવા દઈશ નહિ. મ્હને તેથી નુકસાન થાય, એ માટે કદાચ મ્હારે મ્હારા સ્વાર્થનું બળિદાન આપવું પડે તો તે આપવા હું તૈયાર છું.”

પોલનાં આ વચનોનો અર્થ સમજી નહિ શકાવાથી રમણીએ પૂછયું:—“ કેવી રીતે તમે તેમ કરી શકો ?”

પોલે કહ્યું:—“ કેસમાંથી આપને અલગ રાખીને. મ્હારી એક વાત સાંભળો.”

“ કહો.”

પોલે વ્હિસ્કીના ગ્લાસમાંથી બે ઘુંટડા પીને કહ્યું:—“ આપને શું જોઈએ છીએ ? આપ સુશીને મેળવવા ઇચ્છો છો એજ ને ? જો એમ છે તો આપ સુશીને લઈ જાઓ. એથી મ્હને કાંઈ હરકત નથી. તેના ઉપરના સકળ અધિકાર છોડી દીધાનું કબૂલતપત્ર હું આપને લખી આપવા તૈયાર છું.”

રમણીએ કહ્યું:—“ આ જ તમારા સુશી ઉપરના પ્રેમનું પ્રમાણ છે કે ?!”

પોલ બોલ્યો:—“ પ્રેમને લીધે બીજું હું શું કરું ? સુશી મ્હને ચ્હાતી નથી; આપનેજ ચ્હાય છે. આમ હોવાથી મ્હારે એના સુખના માર્ગમાં કંટક શા માટે થવું જોઈએ ? તેના સુખને માટે મ્હારા હૃદયનું બળિદાન આપી હું એનો ત્યાગ કરું છું.” આમ કહી

બે હાથમાં પોતાનું મસ્તક દબાવી હતાશ થઇ ગયો હોય એવી રીતે પોલે નિઃશ્વાસ મૂકયો.

દારુડીઆનો આવો પ્રેમાભિનય જોઇ રમણીને હસવું આવ્યું. એ હાસ્યનું મનમાં ને મનમાં દમન કરી તે બોલ્યોઃ–" પોલ! આ પણ તમારો ભ્રમ છે. સુશીની મ્હને બિલ્કુલ જરૂર નથી. એ કાંઇ મ્હને ચ્હાતી નથી."

પોલ લાલ આંખોથી રમણીના મુખ તરફ જોઇ રહ્યો. પછી તે બોલ્યો; " મિસ્ટર બોઝ! આપ સાચું બોલ્યા નથી! તમે મ્હને શા માટે બનાવો છો? હું દારૂડીઓ હોવા છતાં મ્હારી બુદ્ધિ-શુદ્ધિનો સર્વાંશે લોપ થયો નથી. આપ સુશીને ચ્હાઓ છો અને સુશી આપને ચ્હાય છે એ હું ચોક્કસ જાણું છું. આપ દુઃખી નહિ થતાં એને સ્વીકારો. She is a damn fine girl, I tell you! એ આપને દુઃખી નહિ કરે. આપ......"

રમણીએ ક્રોધથી ટેબલ ઉપર હાથ ઠોકી ગંભીર સ્વરે કહ્યુંઃ–"Shut up! તમે તમારું દીવાનાપણું ન બતાવો! તમારી સ્ત્રીનું મ્હને કાંઇ પ્રયોજન નથી મ્હને ફક્ત તેનો નેકલેસ જોઇએ છીએ. નેકલેસ તમે કોને વેચ્યો છે તે કહો. જો નહિ કહો તો હમણાં જ હું પોલિસમાં ચીઠ્ઠી લખી મોકલીશ."

પોલ ટગરટગર દૃષ્ટિથી રમણી તરફ જોઇ રહ્યો. તેણે કહ્યુંઃ–"નેકલેસ મળતાં આપ ખુશી થશો કે?"

" હા, તમે કોને વેચ્યો છે?"

" તમે મ્હને પોલિસને સ્વાધિન નહિ કરોને?"

" જો નેકલેસ મળશે તો પોલિસને સ્વાધીન નહિ કરું."

" ત્યારે ગાડી મંગાવો. નેકલેસ મ્હેં જે દુકાને વેચ્યો છે એ દુકાન હું આપને બતાવું છું."

રમણીએ સુંદરસિંહને ઉચ્ચસ્વરે હાંક મારી. પછી તેણે પોલને પૂછ્યુંઃ–" કેટલા રૂપિયામાં વેચ્યો છે?"

" દોઢસો. મ્હને ફક્ત પચાસ રૂપિયા મળ્યા છે. બીજા સો રૂપિયા આવતી કાલે આપવાનું કહ્યું છે. "

સુંદરસિંહ આવ્યો એટલે રમણીએ તેને ગાડી લઇ આવવા મોકલ્યો.



## પ્રકરણ ૨૪ મું



### પોલના જીવનમાં સુખ નથી

પોલને સાથે લઇ રમણી ઘોડાગાડીમાં બેસી બજારમાં ગયો. સૌભાગ્યવશાત: સોનીની દુકાન એ વખતે ખુલ્લી હતી. તેણે પ્રથમ તો નેકલેસ પાછો આપવાની આનાકાની કરી. તેણે કહ્યું:–"જે વસ્તુ મ્હેં ખરીદ કરી છે તે હવે પાછી શા માટે આપું? જે સો રૂપિયા આપવાના બાકી છે તે હું હમણાં જ આપવા તૈયાર છું." એ ચોરીનો માલ છે. સીધી રીતે પાછો આપવામાં શ્રેય છે, જો તેમ નહિ કરે તો પોલિસને ખબર આપવામાં આવશે, એવું જ્યારે રમણીએ તેને કહ્યું ત્યારે જ સોની નેકલેસ પાછો આપવા સંમત થયો. રમણીએ તેને પચાસ રૂપિયા આપી દઇ નેકલેસ પોતાના કબજામાં લીધો.

ડાક બંગલામાં પાછા ફરી રમણીએ ઘડીઆળમાં જોયું તો રાતના સવા આઠ વાગ્યા હતા. ખાનસામાને બોલાવી તેણે કહ્યું:–" આજે રાતની ટ્રેઇનમાં જ હું સોહાગપુર જનાર છું. બરાબર નવ વાગ્યે તું ખાણું આપજે. " પછી ઘોડાગાડીને રજા નહિ આપતાં રમણીએ તેને રોકી રાખી.

પોતાના ઓરડામાં જઈ રમણી એક પુસ્તક લઇને બેઠો. પાંચ મિનિટ પછી પુસ્તક બંધ કરી, બ્હાર નીકળી પોતાના ઓરડા પાસે જઇ તેણે કહ્યું:–" પોલ! આમ આવો જોઇએ; મ્હારે તમારી સાથે થોડી વાત કરવાની છે. "

પોલે પેલી બૉટલમાં જે થોડી વ્હિસ્કી રહી હતી તે આ વખતે ગ્લાસમાં કાઢી હતી. એ ગ્લાસ હાથમાં લઇ ઝોકાં ખાતો ખાતો તે રમણીના ઓરડામાં જઇને બેઠો.

રમણીએ કહ્યું:–" સુશી સાથે તમારું પુનર્મિલન થાય એવો બિલ્કુલ સંભવ નથી કે? કયા દોષે તમે તેનો ત્યાગ કર્યો છે?"

પોલ બોલ્યો:–" એની સાથે મ્હને બનતું નથી!"

" નહિ બનવાનું કાંઇ કારણ?"

પોલે ગ્લાસમાંનો અર્ધ ભાગ ઉદરસ્થ કરી કહ્યું:–" હું થોડી વ્હિસ્કી પીઉં છું એ માટે સુશી મ્હને ઘણો ફજેત કરે છે. એ માટે અમારી વચ્ચે ઘણી તકરાર અને ઝઘડો થાય છે. આપ મ્હારા દોસ્ત હોવાથી આપની પાસે હું અસત્ય બોલીશ નહિં. એને પુષ્કળ વખત મ્હેં માર માર્યો છે; છતાં તે પોતાની કુટેવ છોડતી નથી."

" શાની કુટેવ?"

" બક બક કરવાની. હું વ્હિસ્કી પીઉં છું એટલે તે પોતાની કુટેવને વશ થઇ મ્હને બકે છે. એવી સ્ત્રીને રાખી હું શું કરું? જો કે બીજો કોઈ દોષ એનામાં નથી એ ખરું છે; પણ આ એક દોષથી બધી બાજી બગડી છે. મિસ્ટર બોઝ! હવે તેની સાથે મ્હારું પુનર્મિલન થાય એ સર્વથા અસંભવ વાત છે."

પછી થોડા સમય સુધી બન્ને જણા ચુપ રહ્યા. પછી પોલે પોતાનું મસ્તક હલાવીને કહ્યું:–" કેવળ આ એક જ કારણથી હું સુશીનો ત્યાગ કરત નહિ. સાથે બીજું પણ એક ખાનગી કારણ છે."

રમણીએ કુતૂહલને વશ થઇ પૂછ્યું:–" બીજું શું કારણ છે?"

" એ ઘણું ખાનગી કારણ હોવાથી હજી સુધી મ્હેં સુશીને પણ જણાવ્યું નથી. દેશમાં મ્હારે બીજી એક સ્ત્રી છે. નોકરી હતી તે ચાલી ગઇ. મિસ્ટર બોઝ! પૈસા સંબંધી મ્હારી સ્થિતિ ઘણી ખરાબ છે. મ્હારે પોતાને ખાવાનું ઠેકાણું નથી તો પછી બબ્બે સ્ત્રીઓનું ભરણપોષણ હું કેવી રીતે કરું?"

રમણીએ આશ્ચર્ય પામી કહ્યું:–"તમારે બીજી પણ એક સ્ત્રી છે ? આ શું કહો છો ? તમે એ સ્ત્રી સાથે લગ્ન કર્યું હતું ? "

પોલે દંત વિકાસી એકાગ્રદષ્ટિથી રમણી તરફ જોઇ કહ્યું:– "એ લગ્ન મ્હેં નહિ–મ્હારા માબાપે કર્યું હતું. એ વખતે મ્હારી ઉમ્મર ઘણી ન્હાની અર્થાત્ ઓગણીસ વર્ષની હતી. "

" હમણાં તમારી એ સ્ત્રી જીવતી છે ? "

એકાએક જાણે કંપી ઉઠીને પોલે ઉત્તર આપ્યો:–" એ ભયંકર ભામિની ચુડેલની માફક જીવતી છે ! એ સ્ત્રી નહિ પણ રણચંડી છે. આપને એનો પત્ર જોવો છો કે ? " આમ કહી વિકૃત મુખે બુક પૉકેટમાંથી એક પત્ર બ્હાર કાઢી પોલે રમણીના હાથમાં આપ્યો.

રમણીએ જોયું કે, પોલ કલકત્તામાં જે કંપનીમાં કામ કરતો હતો એ કંપનીની ઑફિસને ઠેકાણે પત્ર પ્રથમ આવ્યો હતો. એ ઠેકાણું લાલશાહીથી છેકી નાખી કેર ઑફ્ પોષ્ટ માસ્તર જબલપુર એમ લખવામાં આવ્યું હતું. પત્ર કાઢી રમણી વાંચવા લાગ્યો. સહી કરનાર સ્ત્રીનું નામ સોફી પોલ હતું. મદ્રાસના એક સ્થળેથી એ પત્ર આવ્યો હતો. અન્ન અને વસ્ત્રાભાવથી પોતાની તથા પોતાનાં સંતાનોની દુર્દશાનું વર્ણન કરી વખતસર રૂપિયા નહિ મોકલવા માટે પત્રમાં ઘણો ઠપકો આપેલો હતો તથા એ ઠપકાનાં વાક્યોમાં ઘણાં અશિષ્ટ વિશેષણોનો ઉપયોગ કરવામાં આવ્યો હતો. એ પત્ર સ્ત્રીએ સ્વામીને લખ્યો હતો તત્સંબંધી રમણીને લેશ પણ સંદેહ રહ્યો નહિ. પત્ર વાંચી રહ્યા પછી રમણીએ પૂછ્યું:–" તમારી એક સ્ત્રી હયાત હોવા છતાં તમે સુશી સાથે લગ્ન શા માટે કર્યું ? "

"શા માટે લગ્ન કર્યું એ સાંભળવાની ઇચ્છા છે કે ? મ્હને ઘણું દુ:ખ પડતું હોવાથી જ મ્હેં ફરી લગ્ન કર્યું હતું. હું કહી ચુક્યો છું કે, મ્હારી એ સ્ત્રી ઘણા ક્રોધી સ્વભાવની છે. એ વખતે મદ્રાસમાં એક વેપારીની ઑફિસમાં હું નોકરી કરતો હતો. એક દિવસે રાત્રે

દશ વાગ્યે હું ઘેર ગયો એટલે વાતમાં ને વાતમાં ભયંકર તક-રાર થઇ. આપ મ્હારું કહેવું સાચું નહિ માનો મિસ્ટર બોઝ! તકરાર કરી મ્હારી એ સ્ત્રીએ પોતાનાં જુતાંથી મ્હારી પીઠની પૂજા કરી!"

રમણીએ સહજ હસીને પૂછ્યું:–"કેમ? તકરાર થવાનું કારણ શું હતું"

"કારણ બીજું શું હોય? હું થોડી વ્હિસ્કી પીને ઘેર ગયો હતો."

"ઠીક, પછી શું થયું?"

"સ્ત્રીનાં જુતાંનો માર પડતાં મનથી ઘણો ધિક્કાર છૂટયો. બીજે જ દિવસે મ્હેં મદ્રાસ છોડી દીધું. કલકત્તામાં નોકરી મળી તથા સુશી મ્હારા જોવામાં આવી. મ્હેં એમ સાંભળ્યું હતું કે, બંગાળી બાળાઓનાં હૃદય ઘણાં કોમળ હોય છે તથા પતિની તેઓ ભક્તિશ્રદ્ધા કરે છે. સુખની આશાથી મુગ્ધ થઇ સુશી સાથે મ્હેં લગ્ન કર્યું; પરંતુ તેનું કાંઇ ફળ આવ્યું નહિ. આહ! મ્હારા આ હતભાગ્ય જીવનમાં સુખ નથી મિસ્ટર બોઝ." આમ કહી પોલે આંખો ઉપર પાછો રુમાલ દાબ્યો.

પોલનું આચરણ જોઇ રમણીને હસવું આવ્યું તેમજ દુઃખ પણ થયું. આંખો ઉપરથી રુમાલ ખસેડી પોલે કહ્યું:–"જો આપની ઇચ્છા હોય તો હવે આ સઘળી હકીકત સુશીને બેલાશક કહેજો."

"સુશી કદાચ તમને જેલમાં મોકલશે તો?"

પોલે ચમકી ઉઠીને પૂછ્યું:–"કેમ, જેલમાં શા માટે મોકલે?"

"આ બીજા લગ્ન માટે. એક ક્રિશ્ચિયન્ એક સ્ત્રી જીવતી હોવા છતાં બીજી સ્ત્રી સાથે લગ્ન કરે તો તે પીનલકોડ પ્રમાણે ગુન્હો ગણાય છે."

"અસલ ક્રિશ્ચિયન્ માટે એ ગુન્હો ગણાય છે એમ હું પણ જાણું છું. મિસ્ટર બોઝ! અમે અસલ ક્રિશ્ચિયન્ નથી—હિન્દુ ક્રિશ્ચિ-યન્ છીએ. દેશમાં અમારા જાતભાઇઓ બાબરી રાખે છે ને સાથે

ચોટલી પણ રાખે છે. તેઓ મંદિરમાં જઇ પૂજા કરે છે અને રવિવારે દેવળમાં પણ જાય છે."

"તમારું પ્રથમનું લગ્ન ક્રિશ્ચિયન્ ધર્મ પ્રમાણે થયું હતુંને?"

"હા."

"ક્યા દેવળમાં?"

"મદ્રાસના બૅપ્ટિસ્ટ ચૅપેલમાં ઇ૦ સ૦ ૧૯૦૭ ના નવેંબર માસની છઠ્ઠી તારીખે ક્રિશ્ચિયન્ ધર્મ પ્રમાણે લગ્ન થએલું હોવા છતાં અમે હિન્દુ ક્રિશ્ચિયન હોવાથી બહુવિવાહ અનાયાસે કરી શકીએ તેમ છીએ."

રમણી બોલ્યોઃ–"ના–ના, તમે તેમ ન જ કરી શકો. બાબરી રાખી શકો, ચોટલી રાખી શકો, હિન્દુ મંદિરમાં પુજા કરી શકે તથા દેવળમાં જઇ ઉપાસના કરી શકો; પણ બહુ વિવાહ તો તમે ન જ કરી શકો."

પોલના મુખ ઉપર ભયનાં ચિહ્ન સ્પષ્ટતાથી પ્રકાશી નીકળ્યાં. રમણી તરફ જોઇને તે કહેવા લાગ્યોઃ–"હેં ! આપ આ શું કહો છો ? આપ મ્હારી સાથે પરિહાસ કરો છો કે શું ?"

રમણીએ કહ્યુંઃ–"ના, હું પરિહાસ નથી કરતો. કાયદાની વાત જ કરું છું."

પોલે આ વખતે ખુરસી ઉપરથી ઉઠી રમણીનો હાથ પકડીને કહ્યુંઃ–"ત્યારે મિસ્ટર બોઝ ! સુશીને આ સઘળી હકીકત કહેવાની કાંઇ જરૂર નથી. હું ઘણો ગરીબ છું. મ્હને જેલમાં મોકલવાથી આપને કાંઇ લાભ થવાનો નથી. મિસ્ટર બોઝ ! મ્હારા ઉપર દયા કરો." આમ કહી પોલ ઉચ્ચ સ્વરે રડી પડયો.

રમણીએ કહ્યુંઃ–"ઠીક ઠીક, તમે મ્હારો હાથ છોડો. સુશી તમને જેલમાં ન મોકલે એવી ગોઠવણ હું કરીશ."

પોલે રમણીનો હાથ છોડી કહ્યુંઃ–"આપ મહત્ છો, ઉદાર છો. મ્હારા જેવા ગરીબને દુઃખી કરવાથી આપને કાંઇ લાભ નથી."

પોલનાં નેત્રોમાંથી અશ્રુ અને મુખમાંથી માદકતાજનિત લાળ નીકળવા લાગી.

રમણીએ કહ્યું:-" ચિંતા કરશો નહિ. તમને નશો થયો છે માટે તમારા ઓરડામાં જઇ સૂઇ જાઓ."

પોલે ગદ્‌ગદ કંઠે કહ્યું:-" આપે જે વાત કબૂલ કરી છે તે સ્મરણમાં રાખજો, મિસ્ટર બોઝ! આજે આપની હાજરીમાં હું પણ પ્રતિજ્ઞા કરું છું કે, હવે હું દારુને સ્પર્શ સુદ્ધાં કરીશ નહિ. મ્હને ઘણું ફળ મળ્યું છે. દારુએ જ મ્હારા સર્વસ્વનો નાશ કર્યો છે. હવે દારુના પ્યાલાને છેલ્લી સલામ છે." આમ કહી ગ્લાસમાં રહેલી વ્હિસ્કી પી જઇ બીચારા ગરીબ ખાનસામાનો કાચનો ગ્લાસ પોલે જોરથી દિવાલ ઉપર ફેંકી દીધો. તત્કાળ ગ્લાસના અસંખ્ય કડકા થઇ ગયા. ત્યાર પછી લથડીઆં ખાતાં ખાતાં પોતાના શયન-ગૃહમાં પ્રવેશ કરી પહેરેલાં કપડાં અને બૂટસહિત પોલ બિછાનામાં પડયો.

રમણીએ પોલના પત્ર ઉપર તેના લગ્નની તારીખ લખી લીધી. ભોજન કર્યા પછી રાતની નવ કલાકને છપ્પન મિનિટની ટ્રેઇનમાં તે સોહાગપુર તરફ રવાના થયો.

* * * *

રાતના અઢી વાગ્યા હતા. ઓરડામાં બત્તી બળતી હતી. સુશી નિદ્રાધીન થઇ ગઇ હતી. આયા અમીનાએ તેને જાગ્રત કરતાં કહ્યું:-" મેમસાહેબ-ઓ મેમસાહેબ! ઉઠો. સાહેબ આવ્યા છે."

સુશી સફાળી ઉઠી બેઠી થઈ બોલી:-"આવ્યા છે? કયાં છે?"

" હમણાં જ તેઓ તેમના ઓરડામાં ગયા."

" તું જોઈ આવ કે, સાહેબ શું કરે છે?"

આયા બ્હાર ગઇ એટલે સુશીએ આયના પાસે જઇ પોતાનો કેશવેશ સુવિન્યસ્ત કર્યો. આયાએ આવી ખબર આપી કે:-" સાહેબ બેઠા છે તથા લક્ષ્મણ સ્ટવ સળગાવી ચ્હા મૂકે છે."

સુશી ધીમે ધીમે રમણીના ઓરડા સ્હામે જઇ ઉભી રહી.

રમણીએ ઉઠી ઉભા થઇ કહ્યુંઃ–" આ શું ! તમારી ઊંઘ ઉડી ગઈ કે ? તમે પાછાં જાગી ઉઠો એવા ભયથી ડાબીને પગલાં ભરી લક્ષ્મણ પાસે જઇ મ્હેં તેને જગાડયો હતો ! "

સુશીએ ઓરડામાં પ્રવેશ કરી કહ્યુંઃ–" રમણીબાબુ ! શું કરી આવ્યા ? "

રમણીએ બુકપૉકેટમાંથી નેકલેસ બ્હાર કાઢી સુશીના ગળામાં પહેરાવી દીધો.

સુશીએ કહ્યુંઃ–" છેવટે મળી આવ્યો ખરો ! મ્હને ઘણી ફિકર થયા કરતી હતી. કેવી રીતે મળ્યો ? તમે ઘણા ચતુર છો ! "

બત્તીને સતેજ કરી સુશીના મુખ તરફ જોઇ રહી રમણીએ હસતાં હસતાં કહ્યુંઃ–"એ વાત બહુ લાંબી છે. અરે લક્ષ્મણ ! ચ્હા બે પ્યાલા બનાવજે."

સુશી મસ્તક નમાવી નેકલેસને હાથથી જોતી જોતી આનંદિત મુખે રમણીની પાસે પડેલી ખુરસી ઉપર બેઠી.

---

## પ્રકરણ ૨૫ મું

### ભવિષ્યનો વિચાર

રમણી જબલપુરથી સુશીલાનો નેકલેસ લઇ આવ્યો ત્યાર-પછી બે દિવસ વીતિ ગયા હતા. પીટરની સાથે સુંદરસિંહ આવી પહોંચ્યો હતો. મૉટર સુધારવાની શુરુઆત થઈ ગઈ હતી. આજે સંધ્યાકાળ સૂધીમાં તે સુધરી જાય એવો સંભવ હતો.

આ બે દિવસમાં સુશીના ભવિષ્ય સંબંધી તેની સાથે રમણીની ઘણી વાતચિત થઇ હતીઃ પરંતુ પોલને મુખે તેની પ્રથમની સ્ત્રીની જે હકીકત રમણીએ સાંભળી હતી તે તેણે હજી સુશીને કહી નહોતી. પોલે જે કાંઈ કહ્યું હતું તેની સત્યતા માટે રમણીના મનમાં ગંભીર

સંશય હોવાથી જ એ વાત તેણે પ્રકટ કરી નહોતી. વકીલ રમણી-મોહને પોતાના મનમાં એવો પણ વિચાર કર્યો હતો કે, એવી ખોટી હકીકત કહેવામાં પોલનો ઉદ્દેશ ( motive ) શો હોવો જોઇએ ? એથી તેનો કયો અભિપ્રાય સિદ્ધ થઇ શકે તેમ હતો ? આ પ્રશ્નનો કાંઈ નિર્ણય હજી સુધી રમણી કરી શકયો નહોતો. એ વાતનું ખરા ખોટાપણું જાણ્યા સિવાય સુશીને કહેવાથી સુશીના મનને દુઃખ દેવા જેવું હતું. આટલાથી જ તેના દુઃખનો પાર નહોતો; તે ઉપર તેને જ્યારે એમ ખબર પડે કે, કલકત્તામાં દેવળની અંદર પોલ સાથે તેનું જે લગ્ન થયું હતું તે લગ્ન નહિ પણ લગ્નનો કેવળ અભિનય હતો તો તેની ઘા ઉપર મીઠું પડયા જેવી સ્થિતિ થાય.

ત્રણ વાગ્યે રમણી પોતાના શયનગૃહમાં બેસી બકુરાણીને પત્ર લખતો હતો એવામાં અમીનાએ તેની પાસે આવી કહ્યું:—"હજુર ! મેમસાહેબ આપને બોલાવે છે."

" આવું છું. " કહી અપૂર્ણ પત્રને બ્લૉટ કરી રાઇટિંગ પૅડમાં રાખી રમણીએ ખુરસીને અઢેલી એક નિઃશ્વાસ મૂકયો. આયા ચાલી ગઇ હતી. રમણી સ્વગત કાંઈ વિચારતો હતો. એકાએક તેના મુખમાંથી એવા અસ્પષ્ટ શબ્દો નીકળી પડયા કેઃ—" શામાટે હું ઘર છોડી પ્રવાસે નીકળ્યો ! "

થોડા સમય સુધી ઉદાસ દૃષ્ટિથી સ્હામેની દિવાલ તરફ જોઇ રહી અંતરના ઊંડાણમાંથી બીજો એક ગાઢ નિઃશ્વાસ મૂકી રમણી ઉઠી ઉભો થયો. ધીમે પગલે બ્હાર નીકળી તેણે જોયું તો સુશી તેના ઓરડાનાં દ્વાર પાસે ઉભી રહી હતી. રમણીએ નજીક જઇ પૂછ્યુંઃ—"તમે મ્હને બોલાવ્યો છે કે ? "

" હા, આપ કામમાં હતા કે ? "

" ના, એક પત્ર લખતો હતો. "

" પત્ર હવે આજે નહિ જાય; કાલે જ લખજો. જુઓ, એકાએક મ્હને એક વાત યાદ આવી છે. "

રમણીએ આસપાસ દૃષ્ટિ ફેરવી. એટલામાં કોઇ જોવામાં આવ્યું નહિ એટલે ' ઉભાં રહો ' કહી તેણે સુશીના ઓરડામાં પ્રવેશ કર્યો. બન્ને હાથથી બે ખુરસીઓ બ્હાર લઇ આવી કહ્યું:– " આવો બેસો. "

બન્ને બેઠાં. પછી સુશીએ કહ્યું:–" જુઓ, સ્હવારે તમે જે વાત કરી હતી તે સંબંધી મ્હેં વિચાર કરી જોયો છે. આવી સ્થિતિમાં હું તમારે ઘેર આવીને રહું એ સારું કે ? "

રમણી આ શબ્દો સાંભળી ચુપ બેસી રહ્યો. સુશીને પોતાની સાથે પોતાને ઘેર લઇ જઇ રાખવા માટે તેના પોતાના મનમાં પણ દ્વિધા હતી. કદાચ ઘરની કોઇ સ્ત્રી બીચારી સુશીનું અપમાન કરી બેસે એવો તેને ભય હતો. અનાથને આશ્રય આપી તેને પોતાનું જ સમજવું એ મહત્વ સહુનામાં હોતું નથી. પુરુષ જાતિમાં એ ઉદારતા ઘણે ભાગે જોવામાં આવે છે; પરંતુ સ્ત્રીજાતિમાં એવી ઉદારતા ભાગ્યે જ હોય છે. સ્પષ્ટ શબ્દોદ્વારા નહિ તો સંકેત તેમજ વ્યવહારથી તેઓ એમ સૂચવે છે કે, 'તું નિરાધાર છે. તું અમારી બરાબર નથી.' ઠકુરાણી એવી નીચતા નહિ કરે એ સંબંધી રમણીને ખાત્રી હતી; પરંતુ ઘરમાં ઠકુરાણી સિવાય બીજી સ્ત્રીઓ પણ હતી.

રમણીને ચુપકીદીથી બેસી રહેલો જોઇ સુશીના મનમાં સહજ અભિમાન ઉપજ્યું. તેણે કહ્યું:–" મ્હારે લીધે તમારે અડચણ વેઠવાની શી જરૂર છે ? "

રમણીએ પૂછ્યું:–" ત્યારે શું કરવું એ સંબંધી તમે કાંઇ નિશ્ચય કર્યો છે ? "

" ના, હજી કાંઇ નિશ્ચય કર્યો નથી. " આમ કહી તેણે એક નિ:શ્વાસ મૂકયો.

સુશીલાના મુખના ભાવ અને કંઠસ્વર ઉપરથી રમણી તેનો મનોભાવ સમજી જઇ બોલ્યો:–"તમે અમારે ઘેર નહિ આવો કે ? "

"ના કેમ આવું? આવીને હું બકુરાણી સાથે ભગિનીનો સંબંધ બાંધીશ. જો કલકત્તામાં રહેવાનું થાય તો તેમ બની શકે."

"કલકત્તા સિવાય બીજું કોઇ સ્થળ તમને યાદ આવ્યું છે કે?"

સુશીએ કેટલીક ક્ષણ સુધી ચુપ રહ્યા પછી કહ્યું:-" બર્મામાં મ્હારા કાકા છે. ત્યાં કાંઈ ગોઠવણ થાય પણ ખરી. કલકત્તા ગયા પછી મ્હારું એક ચોકકસ ઠેકાણું થતાં હું તેમને પત્ર લખીશ."

"સુશીલા! તમે બર્મા ચાલ્યાં જશો કે?"

મુખ નીચું કરી સુશીલા બોલી:-" સગવડ થશે તો જઇશ."

રમણી બોલ્યો:-" ના, તમે બર્મા જશો નહિ."

"કારણ?"

"પોતાના દેશનો અને બંધુબાંધવનો ત્યાગ કરી તમે બર્મા જશો?"

લગભગ અડધા કલાક સુધી વાતચિત ચાલ્યા પછી એવો નિશ્ચય થયો કે, આવી સ્થિતિમાં રમણીને ઘેર જઇ સુશીલા ન રહે એ જ ઉત્તમ છે.

રમણીએ કહ્યું:—" લગ્ન થતાં પૂર્વે તમે તમારા પિતાના જે બંધુને ઘેર થોડા દિવસ રહ્યાં હતાં તેમનું નામ શું છે? તેઓ ક્યાં રહે છે?"

ઉત્તરમાં સુશીએ કહ્યું:-" તેમનું નામ જોસફ ચૌધુરી છે. તેઓ જોડાગિરજાની નજીક રહે છે."

"ઠીક, ત્યાં જઇ થોડા દિવસ તમે રહો તો કેમ?"

મુખ મ્લાન કરી સુશીએ કહ્યું:-" ત્યાં જઇ હું તેમને શું કહું?"

રમણી સમજી ગયો કે, પોતાના દુર્ભાગ્યની આવી વાત પોતાને મુખે આત્મીય બાંધવને કહેવાય તેમ નથી. સુશીએ કહ્યું:-" મ્હારાથી ખુલ્લે મ્હોંએ એમને કાંઇ કહી શકાય તેમ નથી. એક પત્રમાં સઘળી હકીકત લખી હું તેમને નિવેદન કરી શકું."

"પત્ર લખવામાં આવે એ ખરું છે; પણ તેનો ઉત્તર મેળવવા જેટલો વખત ક્યાં છે? એક કામ કરીશું?"

"શું?"

"આપણે બન્ને કલકત્તા જઇએ. પછી તમે ગ્રેટ ઇસ્ટર્ન અથવા સ્પેન્સેસ હૉટેલમાં ઉતરજો. હું ચૌધુરી સાહેબને મળી સઘળી હકીકત તેમને કહીશ. પછી જેવી અવસ્થા હશે તેવી વ્યવસ્થા કરવામાં આવશે."

સુશીએ સહજ વિચાર કરી કહ્યું:–"એમ કરવું જ ઠીક છે."

આ વખતે ખાનસામાએ ચ્હા તૈયાર થવાની ખબર આપી. બન્ને વાતચિત કરતાં કરતાં ચ્હા પીતાં બેઠાં હતાં એવામાં ગાડીખાનામાંથી ગંભીર અવાજ આવ્યો કે:–"હરૂરૂર."

રમણી બોલી ઉઠયો:–"મૉટરનું એન્જીન સુધરી ગયું."

બન્ને જણાં ઉત્કંઠિત બની તે તરફ જોઇ રહ્યાં. થોડા વખતમાં જ મૉટર પાછળ હઠી તબેલાની બ્હાર નીકળી. પછી મૃદુગતિથી તે ઓટલાનાં પગથીઆં પાસે આવી ઉભી રહી. સુંદરસિંહે ગાડીમાંથી ઉતરી, રમણી પાસે આવી હસતા મુખે કહ્યું:–"હજુર! ગાડી સુધરી ગઇ છે."

રમણી બોલ્યો:–"બહુ સારું. તું ગાડીને બ્હાર લઇ જઇ થોડો વખત ફેરવી લાવ."

ગાડી પછી ધીમી ગતિથી ડાક બંગલાના કમ્પાઉન્ડમાંથી બ્હાર નીકળી, રાજમાર્ગ ઉપર વેગથી દોડવા લાગી. તથા જોતજોતાંમાં દૃષ્ટિમર્યાદાની બ્હાર નીકળી ગઇ.

દશેક મિનિટ પછી ગાડી જ્યારે પાછી આવી ત્યારે સુશીલા અને રમણી ચ્હા પી રહ્યાં હતાં. રમણીએ કહ્યું:–"ચાલો, થોડો વખત ફરી આવીશું?"

"ભલે. કયી દિશા તરફ જઇશું?"

" જે તરફથી આવ્યાં હતાં તે તરફ. જે સ્થળે ગાડીને અક-સ્માતથી નુકસાન થયું હતું એ સ્થળ આપણે દિવસના પ્રકાશમાં જોઇ આવીએ. "

"ચાલો." કહી સુશી ઉઠીને પોતાના ઓરડામાં ગઇ. બે મિનિટ પછી બ્હાર આવી હસતે મુખે તે રમણી સાથે મૉટરમાં બેઠી.

## પ્રકરણ ૨૬ મું

### સુશીની છોકરવાદી.

જે સ્થળે મૉટરને અકસ્માત થયો હતો એ સ્થળે જઇ, ગાડી-માંથી ઉતરી પડી બન્ને જણાં પગે ચાલતાં ઘણા વખત સુધી ફર્યાં. રસ્તાની બાજુએ એક આંબાવાડીઉં આવેલું હતું. એ આંબાવા-ડીઆમાં એક પાકો કૂવો હતો. આંબાવાડીઆમાં ફરતાં ફરતાં બન્ને એ કૂવા નજીક ગયાં. રમણીએ કૂવાની પાળનો થોડો ભાગ પોતાના રુમાલથી સ્વચ્છ કરી નાખી કહ્યું:-" આવો બેસો. "

એ સ્થળ નિર્જન હતું. વૃક્ષે વૃક્ષે અનેકવિધ પક્ષીઓ કૂજન કરતાં હતાં. વાતમાં ને વાતમાં સંધ્યાકાળ થયો. સુશીએ કહ્યું:-"ચાલો હવે પાછાં ફરીએ. "

રમણી બોલ્યો:-" જેટલું સહેલું આવવું છે, એટલું સહેલું પાછા ફરવું છે કે સુશીલા ? "

" તમે ક્યાં પાછાં ફરવાની વાત કરો છો ? "

" ગમે ત્યાંની વાત કરોને. ધારો કે કલકત્તા પાછાં ફરવાનું. "

" કલકત્તા પાછા ફરવાનું સહેલું નથી ? તેનું કાંઇ કારણ ? "

રમણીએ કહ્યું:-" મૉટર રવાના કરવા માટે તકલીફ વેઠવી પડશે. સર્વ પ્રકારનો બંદોબસ્ત થશે ત્યારે જ પાછા ફરી શકાશે. "

સુશી બોલી:-" મ્હેં તો ડાક બંગલામાં પાછાં ફરવાની વાત કરી હતી. "

આંબાવાડીઆમાંથી બ્હાર નીકળી બન્ને જણાં રસ્તા ઉપર આવ્યાં. તરલ અંધકારનો ભેદ કરી થોડે દૂર મૉટર દેખાતી હતી. સુંદરસિંહ રસ્તાની બાજૂએ ઉભો રહ્યો હતો.

રમણીએ પૂછ્યુંઃ–" પાછાં જવું છે કે, હજી થોડો વખત ફરવું છે ? "

આ વખતે અંધકાર વધ્યે જતો હતો. સુશીએ પૂછ્યુંઃ–" મૉટરનો લૅમ્પ છે કે ? "

" હા, વિજળીનું બટન દબાવતાં જ બત્તી સળગશે. "

અડધી મિનિટ ચુપકીદીથી ચાલ્યા પછી સુશીએ કહ્યુંઃ– "આપણે બન્નેનું મૉટરમાં બેસી ફરવાનું આ છેલ્લું છે કેમ ? "

આટલું બોલી રહેતાં પગને ઠોકર લાગવાથી સુશી પડી જાત; પણ ઝડપથી રમણીએ તેનો હાથ પકડી લઇ કહ્યુંઃ–" સંભાળો. વાગ્યું નથી ને ? "

" ના. પથરો પડ્યો હતો. "

બૂટની ઠોકરથી પત્થરને રસ્તાની બાજૂએ ફેંકી રમણીએ કહ્યું– "અંધકાર થયો છે. તમે મ્હારો હાથ પકડી ચાલો. " થોડાં પગલાં અગ્રેસર થયા પછી રમણીએ પાછું કહ્યુંઃ–" આપણું બન્નેનું મૉટરમાં બેસી ફરવાનું આ છેલ્લું છે કે કેમ એવો પ્રશ્ન તમે પૂછ્યો હતોને ? આવો પ્રશ્ન પૂછવાનું કારણ ? કલકત્તામાં મૉટર ચાલી શકે એવા રસ્તા નથી કે ? "

" રસ્તા છે તેથી શું ! " આમ કહી સુશીએ એક નિઃશ્વાસ મૂક્યો; પણ રમણી એ જાણી શક્યો નહિ.

બીજાં કેટલાંક પગલાં અગ્રેસર થયા પછી સુશીએ પૂછ્યુંઃ– "ઠકુરાણી મૉટરમાં બેસી તમારી સાથે ફરવા આવે છે કે ? "

" ખુલ્લી ગાડીમાં નથી આવતી. ક્વચિત્ મૉટરને પર્દા નખાવી આવે છે. "

આ વખતે સુશીના મુખ ઉપર હાસ્ય પ્રકાશી નીકળ્યું. રમણી એ હાસ્યનું દર્શન કરી શકયો નહિ. સુશીએ પૂછ્યું:–" રમણીબાબુ ! તમે અવરોધપ્રથાના હિમાયતી છો કે, આપણે જેવી રીતે સ્વાધીનભાવથી ફરીએ છીએ એ પ્રથાના પક્ષપાતી છો ? "

" હું સ્વાધીનભાવનો પક્ષપાતી છું. "

" આ તમે ખરું કહો છો ? મ્હારા સમ ખાઓ જોઇએ ! "

રમણીએ સુશીનો હાથ દબાવી કહ્યું:–" તમારા સમ, હું ખરું કહું છું. "

મૉટર પાસે જતાં સુધી બન્ને વચ્ચે બીજી કાંઇ વાત થઇ નહિ. મૉટર નજીક ઉપસ્થિત થતાં સુશીએ કહ્યું:–" ચાલો, હજી થોડે સુધી ફરી આવીએ. "

સુંદરસિંહે પોતાની બુદ્ધિથી મૉટર ફેરવી ડાક બંગલા તરફ રાખી હતી. બત્તી સળગાવી પાછું મૉટરનું મુખ ફેરવી બન્ને આરોહીઓને લઇ મૉટરને તેણે વિપરીત દિશા તરફ દોડાવી.

રમણી અને સુશી ચુપકીદીથી બેસી રહ્યાં. ગાડી માઇલ પછી માઇલ પસાર કરવા લાગી. ઘણા વખત પછી સુશીના હાથને સ્પર્શ કરી રમણીએ પૂછ્યું:–" શો વિચાર કરો છો સુશીલા ?"

સુશીએ પૂછ્યું:–" આપણે કેટલે દૂર આવ્યાં છીએ ? "

" લગભગ સાત આઠ માઇલ. જુઓ, પેલી પીપરીઆ સ્ટેશનની બત્તીઓ જોવામાં આવે છે. કેટલે દૂર આવ્યાં છીએ તેનો જ વિચાર કરતાં હતાં કે ? "

" ના, હું એમ વિચારતી હતી કે અહીં કદાચ પાછી મૉટર ખરાબ થઇ જાય તો શું થાય ? "

" એમ થાય તો પૂરી કમબખ્તી."

" કમબખ્તી શા માટે ? અહીં ડાક બંગલો નથી કે ? "

રમણીએ સહજ હસીને કહ્યું:–"દરેક સ્ટેશને ડાક બંગલો હોય ખરો કે ? પીપરીઆમાં ડાક બંગલો હોય એમ હું ધારતો નથી."

" હું તો એમ ધારતી હતી કે, દરેક સ્ટેશને ડાકબંગલો હશે. ઠીક, રમણીબાબુ ! અહીં પાછી મૉટર બગડી જાય તો આપણે શું કરીએ ? "

" વેઇટિંગ રૂમમાં જઇને રહીએ અને પછી જે ટ્રેઇન આવે તેમાં બેસી સોહાગપુર પાછાં ફરીએ. "

" ઠીક, વેઇટિંગ રૂમ પણ ન હોય તો ? "

" પ્લૅટફૉર્મ ઉપર બેસી રહેવું પડે. "

સુશીએ થોડી ક્ષણ સૂધી ચુપ રહ્યા પછી મૃદુસ્વરે કહ્યું:—"હમણાં જ કદાચ ગવર્નમેન્ટ તરફથી એવો હુકમ આવે કે બધી ટ્રેઇન બંધ રાખો, રેલ્વે લાઇન ઉખેડી નાખો, બધા ટેલિગ્રાફના તાર કાઢી નાખો, બધી પોસ્ટઑફિસો બંધ કરી દો તો શું થાય ? કેવી રીતે આપણે કલકત્તા જઇ શકીએ ? "

સુશીના આ પ્રશ્ન સાંભળી હસવું કે રડવું એ રમણી વિચારી શક્યો નહિ. જો આ કદાચ છોકરવાદી જેવા પ્રશ્ન હોય તો તે હસવા જેવા જ હતા અને જો કદાચ એ પ્રશ્નો પ્રમાણે બધું થઇ જાય તો ?! રમણીએ ઉત્તર આપ્યો:—" જો એમ થાય તો આ મૉટરમાં બેસીને જ આપણને કલકત્તા જવું પડે. "

" એમજ સમજોને કે, મૉટર પણ ભાંગી ગઇ છે ! "

" જો એમ હોય તો આપણે બન્ને જણાં અહીં રહીએ. "

આ વખતે ગંભીર ગર્જના કરતી એક ગુડસ ટ્રેઇન સ્હામેની બાજૂએથી આવી પહોંચી. ગુડસ ટ્રેઇન ચાલી ગઇ એટલે સુશીએ કહ્યું:—" બન્ને જણાં અહીં રહીએ કે ? બકુરાણી માટે તમને કાંઈ ન થાય કે ? "

" કેમ ન થાય ? "

" ત્યારે આ મૉટર કોઇ રીતે સુધારીને આપણને કલકત્તા જવું પડે, કેમ ? "

" એ સિવાય બીજો ઉપાય જ નહિ. "

" મૉટરમાં બેસી કલકત્તા જતાં કેટલા દિવસ લાગે ? "

" લગભગ એક મહિનો. "

" ઘણું ફરવાનું મળે, કેમ ? "

" હા. "

વળી પાછી થોડી ક્ષણુ સુધી ચુપ રહ્યા પછી સુશી બોલી ઉઠીઃ—" ના—ના, મૉટરમાં બેસી કેવી રીતે કલકત્તા જઇ શકાય ?! રમણીબાબુ ! પેટ્રોલ ક્યાંથી મળે ? એ કાંઇ ખેતરનો પાક નથી કે ગમે ત્યાંથી મળી આવે ! રેલ્વે ન હોય, પોસ્ટ બંધ હોય એટલે પછી પેટ્રોલ ક્યાંથી આવે ? ! "

રમણીએ આરામનો એક નિઃશ્વાસ મૂક્યો. તેણે વિચાર્યુંઃ— "સુશીની આ બધી છોકરવાદી કલ્પનાઓ છે."

ગાડી પીપરીઆના બજાર નજીક જઇ પહોંચી. રમણીએ પૂછ્યુંઃ—" સ્ટેશન ઉપર થોડો વખત ફરવું છે કે ? "

સુશીએ પૂછ્યુંઃ—" કેટલા વાગ્યા છે ? "

રમણીએ ઘડીઆળ જોઈ કહ્યુંઃ—" સાડા સાત. "

" ત્યારે હવે ગાડીમાંથી ઉતરવાની જરૂર નથી. પાછા ચાલો."

આજ્ઞાનુસાર સુંદરસિંહે ગાડી ફેરવી સોહાગપુરનો રસ્તો લીધો.

---

## પ્રકરણ ૨૭ મું

---

### કલકત્તામાં

મુંબાઇની મેઇલ ટ્રેઇન બૅન્ડલ જઇ પહોંચી એટલે રમણી જાગી ઉઠ્યો. ઘડીઆળ જોયા પછી સ્નાનગૃહમાં પ્રવેશ કરી હાથ મ્હોં ધોઇ, વાળ સમારી તે બ્હાર નીકળ્યો એટલે ટ્રેઇન પ્લૅટફૉર્મ-માં આવી ઉભી રહી.

રમણીએ નીચે ઉતરી ચ્હા લઇ જનાર ખાનસામાને પકડ્યો.

તેના કમ્પાર્ટમેન્ટની પાસેના જ સ્ત્રીઓના એક ફર્સ્ટક્લાસ કમ્પાર્ટ-મેન્ટમાં સુશી હતી. ચ્હાવાળાની સાથે ત્યાં જતાં રમણીએ સુશીને બારી પાસે બેઠેલી જોઇ. રમણીને જોઇ મૃદુહાસ્ય કરી તેણે કહ્યું:–" ગુડ મૉર્નિંગ. "

ખાનસામાની ટ્રેમાંથી સુશીને એક કપ ચ્હા આપી રમણીએ પૂછ્યું:–" રાત્રે ઊંઘ આવી હતીને ? "

સુશીએ ચ્હાનો કપ હાથમાં લઇ કહ્યું:–" હા, ઘણી સારી ઊંઘ આવી હતી. આપે કેવી રીતે રાત પસાર કરી ? "

" આળોટીને. " આમ કહી રમણીએ પણ ચ્હાનો એક કપ લીધો. પછી કમ્પાર્ટમેન્ટની અંદર નજર કરી તેણે પૂછ્યું:–" પેલું કોણ સૂઇ રહ્યું છે ? "

" મોગલસરાઇ સ્ટેશનેથી એ બાઇ બેઠાં છે; તેઓ બનારસના સિવિલ સર્જનનાં સહધર્મિણી છે. "

" તેમની સાથે વાતચિત થઇ હશે ? "

" હા, ઘણાં મળતાવડાં લાગે છે. "

" ઠીક, હું જાઉં છું. તમે ધીમેથી નિરાંતે ચ્હા પીઓ. ઉતાવળ કરવાની જરૂર નથી. ખાનસામો બીજા સ્ટેશન સુધી આવશે. ત્યાં તે કપ લઇ જશે. " આમ કહી રમણી પોતાના કમ્પાર્ટમેન્ટમાં જઇને બેઠો. ટ્રેઇન ચાલૂ થઇ.

સુશી ચ્હા પીતાં પીતાં બારીમાંથી બ્હારનો દેખાવ જોવા લાગી. છ માસથી તે બંગાળાની બ્હાર હતી. છ માસ સુધી ભિન્ન ભિન્ન સ્થળોએ રખડયા પછી આજે, નવીન સૂર્યથી પ્રકાશી નીકળેલી બંગમાતાનું પ્રાકૃતિક સૌન્દર્ય જોઇ તે મુગ્ધ બની ગઇ. એ સૌન્દર્ય તેને ઘણું શાન્તિમય તેમજ સુંચા સ્નિગ્ધ લાગ્યું. ચ્હાનો કપ દૂર રાખી દિગન્ત સીમા સુધી પોતાની દૃષ્ટિ પ્રસારિત કરી અસ્પષ્ટ સ્વરે સુશી એક સ્વદેશસંગીત ગાવા લાગી. અમે એ સંગીતનો આશય સૂચવે એવું એક હિન્દી સંગીત અત્રે ઉદ્ધૃત કરીએ છીએ:–

ऐ मातृभूमि तेरे चरणोंमें शिर नमाउँ,
मैं भक्ति भेंट अपनी, तेरी शरणमें लाउँ ॥ टेक.
माथे पै तू हो चन्दन, छाती पै तू हो माला,
जिह्वा पै गीत तू हो, मैं तेरा नाम गाउँ ॥ ऐ.
जिससे सुपूत उपजै श्रीराम कृष्ण जैसे,
उस तेरी धूलिको मैं निज शीस पै चढाउँ ॥ ऐ.
मानो समुद्र जिसकी धूलिका पान करके,
करता है मान तेरे उस पैरको मनाउँ ॥ ऐ.
वे देश मानवाले चढ कर उतर गये सब,
गोरे रहे न काले तुझको ही एक पाउँ ॥ ऐ.
सेवामें तेरी सारे भेदोंको भूल जाउँ,
वह पुण्य नाम तेरा प्रतिदिन सुनू सुनाउँ ॥ ऐ.
तेरे ही काम आउँ, तेरा ही मंत्र गाउँ,
मन और देह तुझपर बलिदान मैं चढाउँ ॥ ऐ.

" ગુડ મૉર્નિંગ. " આ શબ્દ સાંભળી સુશીએ ચમકી ઉઠી મુખ ફેરવીને જોયું તો બીજી બેંચ ઉપર બેઠેલી પ્રૌઢ ઉમ્મરની ઇંગ્રેજ લલના નિદ્રામાંથી જાગ્રત થઇ સુશી તરફ જોઇ કહેતી હતી:-" ગુડ મૉર્નિંગ. કેટલા વખતથી જાગ્યાં છો ? "

સુશીએ ઇંગ્રેજીમાં ઉત્તર આપ્યો:-" કલાકેક થયો હશે. "

" ગુડ ગર્લ !— ક્યાં સુધી આવ્યાં છીએ ? "

" ચંદ્રનગર ગયાને થોડો જ વખત થયો છે. "

" ચેનગર! આ બધાં ખાબોચીઆં અને જંગલ જોઇને બંગાળામાં પ્રવેશ કર્યો છે એમ સમજી શકાય છે. " આમ કહી મ્હોં બગાડી તે બોલી ઉઠી:-"ઉફ્ ! આઇ હેટ બેંગાલ !-ડોંટ્યુ ? "

સુશીએ કહ્યું:-" ના મહાશયા ! બંગભૂમિએ મ્હને જન્મ આપ્યો છે. તેણે મ્હારું પાલન કર્યું છે. હું મ્હારી જન્મદાયિની દેશમાતાની પૂજા કરું છું." કહી સુશીએ બન્ને હાથથી લલાટને સ્પર્શ કરી પ્રણામ કર્યા.

આવું જોઇ એ ઇગ્રેજ મહિલા બોલી ઉઠી:-" આ તમે શું કરો છો ?"

સુશી ચુપકીદીથી તથા શાન્ત ભાવથી એ આંગ્લમહિલા તરફ જોઇ રહી. આંગ્લમહિલાએ કહ્યું:-" ઇશ્વર સિવાય કોઇને પ્રણામ કરવા કિંવા પૂજા કરવી નિષિદ્ધ છે એ તમે જાણતાં નથી કે ? વળી તમે તો તમને પોતાને ક્રિશ્ચિયન્ તરીકે ઓળખાવો છો ! અરેરે ! આપણા મિશનરીઓનો સઘળો શ્રમ આવી રીતે વૃથા થાય છે ! પૈસાનો વ્યય કરી તમારાં જેવાઓને સુશિક્ષિત કરવા કરતાં પૈસા ફેંકી દેવા સારા છે. હું આ વિષય ઉપર વિલાયતના 'સન ડે ટાઇમ્સ'માં એક આર્ટિકલ લખીશ. હું એક લેખિકા છું એ તમે જાણો છો કે ?"

સુશીએ નમ્ર ભાવથી કહ્યું:-" ના "

" સનડે ટાઇમ્સ, ' ક્રિશ્ચિયન્ હેરલ્ડ ' વગેરે પત્રોમાં મ્હારા આર્ટિકલ પ્રસિદ્ધ થાય છે. થૅકરની દુકાનેથી તે તમે ખરીદી શકશો. એમાં જ્ઞાન સંબંધીની ઘણી હકીકત હોય છે." આમ કહી બૅગમાંથી ટૉવેલ બ્હાર કાઢી તે સ્નાનગૃહમાં ગઇ. સુશીએ સહજ હસી પુનઃ બ્હારનો દેખાવ જોવા માંડયો.

યથાક્રમે ટ્રેઇન લિલુયા સ્ટેશને જઇ પહોંચી. રમણીએ નીચે ઉતરી એક વર્તમાનપત્ર ખરીદી સુશીને આપ્યું. લગભગ પંદર વીસ મિનિટ સુધી પ્લૅટફૉર્મ ઉપર ઉભા રહી રમણીએ સુશી સાથે વાતચિત કરી. પછી પાંચ મિનિટનો બેલ વાગ્યો, એટલે રમણી પોતાના કમ્પાર્ટમેન્ટમાં જઇ બેઠો. યથા સમયે ટ્રેઇન ચાલૂ થઇ.

ઉપરોક્ત આંગ્લમહિલાએ સુશીને પૂછયું:-" એ કોણ છે ? તમારા પતિ કે ?"

" ના. "

" સંબંધી છે ? "

" ના. "

" ક્રિશ્ચિયન્ છે ? "

" ના. "

આંગ્લમહિલાએ પોતાનું મુખ ગંભીર તેમજ અપ્રસન્ન કરી વર્તમાનપત્ર વાંચવામાં ધ્યાન આપ્યું.

હાવરા સ્ટેશને ઉતર્યા પછી સુશીએ પૂછ્યું:–" રમણીબાબુ, તમને લેવા માટે ઘેરથી કેમ કોઇ આવ્યું નથી ? "

" મ્હેં ક્યાં કોઇને ખબર આપી છે ? "

લક્ષ્મણની સાથે પોતાનો સરસામાન ઘર તરફ મોકલી સુશીને સાથે લઇ રમણી ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાં ગયો. ત્યાં સુશી રહી શકે એવો બંદોબસ્ત કરી રોજના હિસાબે એક આયા નિયુક્ત કરી તેણે સુશીને કહ્યું:–" હવે હું ઘેર જાઉં છું. નમતા પહોરે આવીશ. એ વખતે મિસ્ટર ચૌધુરી સંબંધીનો વિચાર આપણે કરીશું. "

હૉટેલના ઓટલા ઉપર ઉભાં રહી બન્ને વાતચિત કરતાં હતાં. આ સમયે હૉટેલનો નોકર એક મ્હોટી બાંધેલી ચોપડી લઇ આવ્યો. જેઓ હૉટેલમાં રહેવા આવતાં હતાં તેમને એ ચોપડીમાં પોતાનું નામ ઠામ લખી આપવું પડતું હતું. સુશી ચોપડી લઇ યથાસ્થળે નામ લખવા જતી હતી એવામાં રમણીએ કહ્યું:–" લાવો, હું લખી આપું છું. "

ચોપડી લઈ રમણીએ યથાસ્થળે લખ્યું–Miss Sushila Dey ( કુમારી સુશીલા દે. )

ખાનસામો ચોપડી લઇ ચાલ્યો ગયો એટલે સુશીએ પૂછ્યું:–" હું મિસ સુશીલા દે છું કે ? "

" હા, તમે મિસ સુશીલા દે છો. હવે હું રજા લઉં છું. તમે સ્નાનાદિ કરો. "

" તમે સ્હાંજે ક્યારે આવશો ? "

" લગભગ ચાર પાંચ વાગ્યે. "

" હું ઠકુરાણીનાં દર્શન કયારે કરી શકીશ ? "

રમણીએ સહજ હસીને કહ્યું:–" ઘેર જઈ તમારા સંબંધની હકીકત હું ઠકુરાણીને કહીશ. પછી કેમ કરવું તે હું તમને કહીશ. લ્યો જાઉં છું. "

" જુઓ, પાંચ વાગ્યાની અંદર જરૂર આવજો. વિલંબ કરશો નહિ. "

રમણીએ સુશીલાના હાથમાં રૂપિયા અને નોટોથી ભરેલી એક થેલી આપી કહ્યું:–" વિલંબ નહિ કરું, સાહેબજી. " આમ કહી સુશીના હસ્તને સ્પર્શ કરી તે ચાલ્યો ગયો. રસ્તે જઇ તે એક ભાડાની ટૅક્ષીમાં બેઠો. તેણે પાછળ દૃષ્ટિ કરી તો સુશી તેના તરફ જોઇ રહી હતી. રમણીએ પોતાનો રુમાલ હલાવ્યો. જોતજોતાંમાં ટૅક્ષી ચાલી ગઇ.

સુશી ઓટલાની રેલિંગને અઢેલી ઉદાસ દૃષ્ટિથી ઘણા સમય સુધી એ રસ્તા તરફ જોઇ રહી.

ક્રમે તેને આયાએ આવીને કહ્યું:–" મેમસાહેબ ! સ્નાન કરવાનું પાણી તૈયાર છે. "

એક ગાઢ નિઃશ્વાસ મૂકી સુશી સ્નાન કરવા ચાલી ગઇ.



# ભાગ ૨ જો

## પ્રકરણ ૧ લું

### વીસમીસદીની સૂર્યમુખી

"ન્હાની વહૂ ! હજી પણ ત્હારું વાંચવા લખવાનું પૂર્ણ ન થયું કે ? હવે બત્તી બુઝાવીને સુઈ જા. ઉજાગરો કરીશ તો તબિયત બગડશે. કેટલા વાગ્યા છે એ ખબર છે કે ?"

બકુરાણી પોતાના શયનગૃહમાં ખુલ્લા પંખા નીચે ટેબલ પાસે બેસી એક પત્ર લખતી હતી. ઉપરોક્ત શબ્દો સાંભળી ચમકીને તેણે દ્વાર તરફ જોયું તો તેની વિધવા નણંદ સૌદામિની ત્યાં ઉભી રહી હતી. દિવાલ સાથે ટાંગેલા ઘડીઆળ તરફ જોયું તો બાર ઉપર દશ મિનિટ થયેલી જણાઇ. તેણે કહ્યું:-"મ્હોટાં બ્હેન ! મ્હને સુઇ રહેવાનું કહો છો; છતાં તમે કેમ જાગો છો ?"

સૌદામિની બકુરાણી કરતાં બે વર્ષ મ્હોટી હતી. બન્ને વચ્ચે પુષ્કળ પ્રેમ હતો. બકુરાણીનો પ્રશ્ન સાંભળી ધીમે ધીમે અંદર આવીને તેણે કહ્યું:-"મ્હારી વાત છોડી દે. મ્હારી સાથે તું ત્હારા શરીરની સરખામણી કરે છે ? મ્હારું શરીર કોઇ પણ દિવસે બગડેલું ત્હેં જોયું છે કે ?" આમ કહેતી કહેતી તે બકુરાણી પાસે આવી ઉભી રહી. ટેબલ તરફ જોઇને તેણે કહ્યું:-"કોને કાગળ લખે છે ? ભાઇને કે ?"

બીજી ખુરસી ત્યાં નહિ હોવાથી બકુરાણી ઉઠી ઉભી થઇ. તેણે કહ્યું:-"બેસશો નહિ કે બ્હેન ?"

"ના—ના, મ્હારે નથી બેસવું; તું જ બેસ. મ્હને ઊંઘ નહોતી આવતી તેથી અગાશીમાં ફરવાના વિચારથી ઉપર આવી હતી. પછી ત્હારા શયનગૃહમાં બત્તી સળગતી જોવામાં આવી એટલે તું

જાગે છે કે ઊંઘે છે એ જાણવાની ઇચ્છા થઇ. કાગળ અત્યારે ન લખતાં સ્હવારે લખે તો હરકત જેવું શું હતું ! બત્તી બુઝાવી સૂઇ જા."

બકુએ કહ્યું:–" હું સૂઇ ગઇ હતી; પરંતુ પુષ્કળ આળોટવા છતાં ઊંઘ આવી નહિ એટલે ઉઠીને કાગળ લખવા બેઠી."

સૌદામિનીએ કહ્યું:–" તને ઊંઘ ન આવતી હોય તો ચાલ આપણે બન્ને જણાં અગાશીમાં જઇને થોડો વખત ફરીએ."

સૌદામિનીને ગંભીર રાત્રે ઉઠી અગાશીમાં ફરવું ઘણું ગમતું હતું. એ બકુરાણી જાણતી હતી. આ વખતે રમણીમોહનના મુસાફરીએ ગયા પછી બકુરાણીએ એક બે વખત સૌદામિનીની સોબત અનિચ્છિત હૃદયે કરી હતી. આજે પણ એ પ્રસ્તાવ તેને ગમ્યો નહિ. તેણે કહ્યું:–" આવી ગંભીર રાત્રે અગાશીમાં જઇને ફરવાની શી જરૂર છે ? આવો બેસો. અહીં બેસી આપણે બન્ને વાતચિત કરીએ." આમ કહી બકુરાણી નજીક પડેલા સૉફા તરફ અગ્રેસર થઇ.

સૌદામિનીએ કહ્યું:–" ત્યારે તું બેસ. હું એકલી જ જાઉં છું."

સૌદામિની રોષે ભરાય છે એમ ધારી બકુરાણીએ કહ્યું:– "ચાલો, હું તમારી સાથે આવું છું; પણ કીકી કદાચ જાગશે તો ?"

થોડે દૂર પલંગ ઉપર બકુરાણીની કીકી ઊંઘતી હતી. સૌદામિનીએ તેની બન્ને બાજૂએ કેટલાંક ઉશિકાં ગોઠવી દઇ કહ્યું:– "એ તો નિરાંતે ઊંઘે છે. એટલી વારમાં ક્યાંથી જાગી ઉઠે ? ત્હારી કીકી કાંઇ ત્હારા જેવી વિરહિણી છે કે ? વળી કદાચ એ જાગી ઉઠશે તો પાસેના ઓરડામાં જ દાસી સૂઇ રહેલી છે એ આવી તેને દૂધ પાશે."

બકુરાણી વિજળીના પંખાનો વેગ ઓછો કરી સૌદામિની સાથે અગાશીમાં ગઇ. અગાશીમાં અંધકાર હતો. ચારે દિશાઓ નિસ્તબ્ધ હતી. કેવળ વચ્ચે વચ્ચે સરક્યુલર રોડ ઉપરથી એક બે મૉટર ગાડી નિઃશંકચિત્તે હેડલાઇટ સળગાવી દોડી જતી હતી. અંગ-

લાની પાછળ બીજા માણસનો બાગ આવેલો હતો. એ બાગને જંગલની ઉપમા આપવામાં કાંઇ હરકત જેવું નહોતું. અંધકારમાં ' ઝીમ ઝીમ' અવાજ સંભળાતો હતો. બાગ તરફ જોતાં બકુરાણીને ભય લાગવા માંડયો. અગાશી વચ્ચે ઉભી રહી બકુરાણીએ કહ્યું-"આવા અંધારમાં અહીં આવવાની શી જરૂર હતી ? જો ચાંદની રાત હોત તો જુદી વાત હતી. આવા વિષમ અંધકારમાં છેક પાસે ઉભેલું માણસ સુદ્ધાં જોઇ શકાય તેમ નથી; છતાં તમે શું જોવા આવો છો ? "

સૌદામિનીએ ઉત્તરમાં કહ્યું-" હું અંધકાર જોવા જ આવું છું"

" મનુષ્ય અંધકારમાં જોઇ શકે કે ? "

" કોઇ કોઇ જોઇ શકે ! કેટલાક મનુષ્યો દિવસે અંધકાર જુએ છે— હું તો કેવળ રાત્રે જ જોઉં છું. "

બકુરાણીએ સૌદામિનીનો હાથ પકડી કહ્યું:-" આ તમે કેવી વાત કરો છો ! દિવસે અંધકાર જોઇ શકાય ખરો કે ? "

" કેમ, તું નથી જોઇ શકતી ? વિચાર કરી જો. એ દિવસ ઉપરની જ વાત તું ભૂલી ગઇ કે ? "

" મ્હેં દિવસે કયારે અંધકાર જોયો ? "

" મ્હારા ભાઇ સુશીને સાથે લઇ અડધી રાત સુધી મૉટર હાંકી સોહાગપુર ગયા હતા એ હકીકતનો તને પત્ર મળ્યો તે દિવસે. એ દિવસે ત્હેં પ્રકાશ જોયો હતો કે અંધકાર ? " આમ કહી સૌદામિનીએ સ્નેહાવેગથી બકુરાણીનો હાથ દબાવ્યો.

બકુરાણી કાંઇ ઉત્તર આપ્યા સિવાય સૌદામિનીની સાથે અગાશીને છેડે ગઇ. ત્યાં જઇ તે પોતાના સુવિસ્તૃત આંગણા તરફ જોઇ રહી. તબેલાથી તે પ્રવેશદ્વાર સુધી પુષ્પલતાઓનો બાગ આવેલો હતો. બાગની બન્ને બાજૂએ ગાડીના અવર જવરનો રસ્તો હતો. થોડો થોડો વાયુ વિહરતો હતો. એ વાયુમાં બાગનાં પુષ્પોની સુગંધ આવતી હતી.

લગભગ બે મિનિટ સુધી ચુપ રહ્યા પછી સૌદામિનીએ કહ્યું:–"તને રીસ ચઢી કે ?"

"રીસ શા માટે ચઢે ?"

"સુશીની વાત કરી એટલા માટે."

"એમાં રીસ ચઢવા જેવું શું છે ?"

"તું તે દિવસે રડવા જેવું મ્હોં કરી મ્હારી પાસે આવીને બોલી કે, સુશીનો પતિ પલાયન કરી ગયો છે. મ્હારા ભાઇ તેને સાથે લઇ સોહાગપુરના ડાક બંગલામાં જઇ રહ્યા છે. એ દિવસે ત્હારું મ્હોં જોઇ મ્હારું હૃદય ફાટી જતું હતું. 'એમાં શું થઇ ગયું ?' એમ જો કે એ વખતે મ્હેં કહ્યું હતું; પરંતુ એ વાત ખરી રીતે મ્હને બિલકુલ ગમી ન હોતી."

"એ કાંઇ સારી વાત હતી કે ગમે !"

"ઠીક, તું શું ધારે છે ? મ્હને તો એમ લાગે છે કે, મ્હારા ભાઇનું મન સુશી તરફ ખેંચાયું છે."

બકુરાણી બોલી:–"અને સુશીનું મન એમના તરફ ઘણું ખેંચાયું છે."

એ અંધકારમાં બકુરાણીના મુખ તરફ જોવાનો પ્રયત્ન કરી સૌદામિનીએ કહ્યું:–"જા જા, એવી વાત તને કોણે કહી ? મ્હારા ભાઇએ એમ લખ્યું છે કે ?"

"ના, એવી વાત કોઇ લખે ખરું કે ?"

"ત્યારે તું કેવી રીતે જાણી શકી ?"

"હવે બન્ને વચ્ચે આપને બદલે 'તમે'થી વાતચિત ચાલે છે."

"એમ કે ?"

"હા. આજે પત્ર મળ્યો નથી. ગઇ કાલના પત્રમાં એમ લખેલું છે કે, 'મ્હેં સુશીને પૂછ્યું કે, હવે તમે શું કરશો ? જો તમારું કોઇ સગું વ્હાલું હોય તો તેનું ઠેકાણું કહો એટલે હું તમને ત્યાં પહોંચાડી દઉં ! એ વાક્યો સાંભળી સુશીએ રડવા જેવી

થઇ જઇને કહ્યું, ' મ્હારે મા નથી, બાપ નથી, બ્હેન નથી એ તમે જાણતા નથી કે ? બર્મામાં કેવળ મ્હારી એક કાકી છે. જો મ્હને ત્યાં જવા કહેશો તો હું ત્યાં જઇશ.' સુશીની વાત ઉપરથી એમ સ્પષ્ટ સમજી શકાય છે કે, બર્મા જવાની તેની બિલ્કુલ ઇચ્છા નથી. કલકત્તામાં રહેવાની જ તેની ઇચ્છા છે. જો આ તરફ કોઇ જનાના મિશનમાં તેને નોકરી મળે તેમ હશે તો હું તપાસ કરીશ.' પહેલાંના એક બે પત્રો તો તમે જોયા છે. એ પત્રોમાં જે સ્થળે બન્નેની વાતચિત છે ત્યાં ' આપ ' સંબોધનનો ઉપયોગ કરેલો છે. "

સૌદામિનીએ બકુરાણીનો હાથ પકડી ખેંચ્યો. બન્ને ફરતી ફરતી અગાશીના બીજા છેડા તરફ ગઇ અને અંધકારમય બાગ તરફ જોઇ રહી.

સૌદામિનીને ચુપ રહેલી જોઈ બકુરાણીએ પૂછ્યું:–" શો વિચાર કરો છો ? "

" હું વિષવૃક્ષનો વિચાર કરું છું. "

" કુંદનંદિનીની વાત વિચારો છો કે ? "

" હા. કમળે જ્યારે પ્રસ્તાવ કર્યો કે, ' મ્હારી સાથે તું કલકત્તા ચાલ' ત્યારે કુંદનંદિનીએ પ્રથમ તો હા પાડી. ત્યાર પછી બગીચામાં વાપી તટે બેસી કુંદે વિચાર્યું હતું કે, ' હું કલકત્તા જઇ શકીશ નહિ. કલકત્તા જાઉં તો હું એમનું દર્શન કરી શકું, માટે ત્યાં જઇશ નહિ. ' સુશી પણ એવી જ રીતે બર્મા જઇ શકશે નહિ. તે કલકત્તામાં જ આવશે. "

બકુરાણી ચુપકીદીથી એ અંધકારમાં બાગ તરફ જોઇ રહી. તેનાં નેત્રોમાં જાણે કે હમણાં અશ્રુજળ ભરાઇ આવશે એમ તેને લાગ્યું. તેના હૃદયમાં તે એક પ્રકારની અવ્યકત વ્યથા અનુભવવા લાગી.

સૌદામિનીએ કહ્યું:–" કોણ જાણે કે ક્યાંથી એ આપદા ભાઇને ગળે વળગી ? ભાઇ પાછા ક્યારે ફરવાના છે ? એ સંબંધી તને કાંઈ લખ્યું છે કે ? "

બકુએ ભારે અવાજે કહ્યું:–" ગાડી સુધરશે એટલે સુશીની

કાંઇ ગોઠવણ કરી પાછા ફરવાનું તેમણે લખ્યું છે."

"તેઓ સુશીની શી ગોઠવણ કરશે? એના ત્રણે કુળમાં કોઇ નથી. એ કયા ચુલ્હામાં જશે?"

સુશી કયા ચુલ્હામાં જશે એ બકુરાણી જાણતી નહોતી તેથી તેણે કાંઇ ઉત્તર આપ્યો નહિ. કેટલીક ક્ષણ સુધી ચુપ રહ્યા પછી તેણે કહ્યું:-"ઠીક સદુ બ્હેન! તમારા ભાઇ કદાચ એને અહીં લઇ આવશે તો?"

"અહીં ક્યાં! આ ઘરમાં?"

"હા."

સૌદામિનીએ કેટલીક ક્ષણ સુધી ચુપ રહ્યા પછી કહ્યું:-"એમ થાય તો કુંદનંદિનીનું નાટક પુરેપુરું ભજવાય."

"તમારે જ કમળમણિનો ભાગ ભજવવો પડે."

સ્વામીસોહાગિની કમળમણિની સાથે આતુલનાથી પોતાનું મંદ ભાગ્ય યાદ કરી સ્વામી વિયોગનું હૃદય દુઃખી થયું. એક ગાઢ નિઃશ્વાસ મૂકી તેણે કહ્યું:-"એ અભિનય ભજવવાની જરૂર નથી."

બકુરાણીએ કહ્યું:-"આ બાગમાં કેટલો બધો અંધકાર છે! પેલી તરફ આગળના ભાગમાં સહજ અજવાળું હોવાથી ચાલો આપણે એ તરફ જઇએ."

સૌદામિની:-આ તરફના જંગલમાંથી કેવી ગંધ આવે છે!

બકુરાણી:-અંધકાર અને જંગલની ગંધ કરતાં મ્હને પ્રકાશ તથા પુષ્પોની ગંધ ગમે છે.

સૌદામિનીએ હાસ્યસૂચક સ્વરે કહ્યું:-"કુંદફૂલની સુગંધ તને કેવી લાગે છે?"

"સારી લાગે છે; ચાલો પેલી તરફ." આમ કહી બકુરાણીએ નગુંદના હસ્તનું આકર્ષણ કર્યું.

બન્ને જણી બીજી દિશા તરફ ગઇ. બકુએ પૂછ્યું:-"આપણા બાગમાં કુંદફૂલ છે કે?"

સૌદામિનીએ કહ્યું:-"કુંદફૂલ વનજંગલમાં થાય છે."

" તમે જોયું છે ? "

" હા. એનું નામ જેટલું સારું છે તેટલું સારું એ ફૂલ નથી. એને ગંધ નથી. "

બકુરાણીએ પૂછ્યું:–" સૂર્યમુખી ફૂલને ગંધ હોય છે કે ? આપણા બાગમાં આટલાં બધાં સૂર્યમુખી ફૂલો હોવા છતાં મ્હને ગંધ આવતી નથી. "

સૌદામિનીઃ–કુંદફૂલને જેવી રીતે ગંધ હોતી નથી તેવી જ રીતે સૂર્યમુખી ફૂલને પણ ગંધ હોતી નથી.

બકુરાણીએ નણંદના શરીરેને ઠેલી કહ્યું:–" તમે કમળ છો. તમારા જેવી ગંધ અમારા જેવાં કુંદ અને સૂર્યમુખીને ક્યાંથી હોય ? "

" આજે કુંદ અને સૂર્યમુખીનો પ્રવેશ ત્હારા માથામાં કેમ થયો છે ? "

" તમે જ એ પ્રવેશ કરાવ્યો છે ! "

" જો, મ્હારા ભાઇને તું જલ્દી ઘેર પાછા આવવાનો પત્ર લખ. "

" તેઓ એને જો કદાચ સાથે લઇ આવે તો ? "

" તેથી શું ? ' કુંદ–આવ બ્હેન ! આવ. " કહી તેનો હાથ પકડી તેને તું ઘરમાં ખેંચી લાવજે. "

" એમ કે ? ઘરમાં ખેંચી લાવું ! ઝાડુ મારી હાંકી કાઢું નહિ કે ? "

" સૂર્યમુખીથી એવું બને ખરું કે ? ત્હારે તો મ્હારા ભાઇને એમ કહેવું જોઇએ કે, ' પ્રભુ તમારું સુખ એજ મ્હારું સુખ છે. તમે કુંદને પરણશો તો હું સુખી થઇશ. ' તું એવું ન કહેતાં ઝાડુ મારવા જાય એ ઠીક કહેવાય કે ? "

બકુરાણીએ હસીને કહ્યું:–"હાથમાં ઝાડુ રાખનારી હું વીસમી-સદીની સૂર્યમુખી છું. "

આ વખતે મુખ્ય રસ્તા ઉપર જોરથી ઘંટાધ્વનિ થવા લાગ્યો. બન્ને જણીઓ ચમકીને રસ્તા તરફ જોઇ રહી. જોતજોતાંમાં બે ફાયર એન્જીન શિયાલદહ તરફ ચાલ્યાં ગયાં. સૌદામિનીએ કહ્યું:–" આટલી રાતે આગ ! "

બકુ બોલી:–" નિરાંતે ઊંઘતાં હશે. એકાએક જાગી ઉઠી જોયું તો આગ લાગી હતી ! કોના સુખી ઘરમાં આગ લાગી એ કોણ જાણે છે ! "

સૌદામિનીએ કહ્યું:–" દુ:ખી ઘરમાં આગ ક્યાંથી લાગે ? સુખી ઘરમાં આગ લાગે છે ! "

બન્ને જણીઓ પાંચ મિનિટ સૂધી એ રસ્તા તરફ જોઇ રહી. એવામાં કોઇ ઘડીઆળમાં એક વાગ્યો. બકુરાણીએ કહ્યું:–" એક વાગ્યો—ચાલો હવે આપણે જઇને સૂઇ રહીએ. "

" ચાલો. "

બન્ને અગાશીમાંથી ઘરમાં ચાલ્યાં ગયાં.

## પ્રકરણ ૨ જું

### ઘરમાં

પ્રથમ પ્રકરણમાં નણંદ ભોજાઇની જે વાતચિત વર્ણવી છે એ વાતચિત થઇ તેને બીજે દિવસે સ્હવારે સાત વાગ્યે રમણીમોહનનો નોકર લક્ષ્મણ ઘોડાગાડીમાં સરસામાન ભરી ઘેર આવી પહોંચ્યો. દાસ દાસીઓએ તેની પાસે દોડી આવીને પૂછ્યું:–" બાબુ આવ્યા છે કે ? "

" હા આવ્યા છે. " કહી લક્ષ્મણ સરસામાન ઉતારવા લાગ્યો. અગાઉથી કાંઇ ખબર આવી નહોતી. બાબુનું એકાએક આગમન થયાની ખબર પડતાં નોકરો શંકિત અને ચમકિત બની

ગયા. આગળથી ખબર મળી હોત તો માળી બાગને બરાબર સજ્જ કરી રાખત. ઑફિસરૂમ અને બેઠકખાનામાંનો સઘળો પીત્તળનો સરસામાન હમ્મેશાં પાલિસથી ઉજ્વળ રાખવાનો નોકરને અગાઉથી હુકમ કરી રાખેલો હતો. એ હુકમ આજ સૂધીમાં એકકે દિવસે તેણે પાળ્યો નહોતો. પીત્તળનો સઘળો સરસામાન કાળો પડી ગયો હતો. બાબુ હમણાં પાછા ફરવાનો સંભવ નથી એમ ધારી બબરચી પણ ઘેર જતો રહ્યો હતો. તે કાંઇ વિશેષ દૂર રહેતો નહોતો. બાબુ આવે એટલે કારબાલા ટૅન્ક લેનમાં પોતાને ખબર મળે એવો બંદોબસ્ત તે કરી ગયો હતો.

બકુરાણીની ઊંઘ ઉડી ગઇ ત્યારે સૂર્યકિરણોએ બારીઓમાંથી શયનગૃહમાં પ્રવેશ કર્યો હતો! દિવાલ ઉપરની ઘડીઆળમાં તેણે જોયું તો સાડા સાત વાગ્યા હતા. કીકી નજરે પડી નહિ. દાસી તેને લઇ ગઇ હશે એમ બકુરાણીએ વિચાર્યું.

આયના પાસે ઉભી રહી બકુએ પોતાના અવ્યવસ્થિત કેશરાશીની કાંઇક અંશે સુવ્યવસ્થા કરી. એવામાં હાથમાં ટૉવેલ લઇ સૌદામિની ત્યાં આવી પહોંચી. તેણે હસીને કહ્યું:–" કેમ સૂર્યમુખી, આજકાલ સૂર્યનો ઉદય થયા સિવાય ત્હારી ઊંઘ ઉડતી નથી ખરુંને?"

બકુરાણીઃ–પણ સૂર્યનો ઉદય થયા સિવાય કમળ પણ ફુટી શકે તેમ નથી.

સૌદામિનીઃ–એક ખુશખબર લઇ આવી છું. વધામણીમાં શું આપે છે?

" શી ખુશખબર લઇ આવ્યાં છો?"

" મ્હારા ભાઈ આવી પહોંચ્યા છે."

" ના ના, ખોટી વાત. તેઓ ક્યાં છે?"

" તેઓ સ્હવારની ટ્રેઇનમાં ઉત્તર્યા છે. હજી ઘેર આવ્યા નથી."

" સ્હવારની ટ્રેઇનમાં ઉતરેલા છતાં ઘેર નથી આવ્યા! તમને કોણે કહ્યું કે, આવ્યા છે?"

"લક્ષ્મણ આવ્યો છે. સ્ટેશને ઉતર્યા પછી ઘોડાગાડીમાં સર-સામાન સાથે લક્ષ્મણને આ તરફ રવાના કરી તેઓ પેલી છોકરીની સાથે કોઈ સ્થળે ગયા છે."

આ ખબર સાંભળવામાં આવતાં બકુરાણીનું મુખ મ્લાન થઈ ગયું. તેણે કહ્યું:–"લક્ષ્મણ શું કહે છે? તેને તમે મળ્યાં કે?"

"હા. બાપુ ક્યાં છે એમ પૂછ્યું એટલે તેણે ઉત્તર આપ્યો કે, કલાકેક પછી આવશે. મ્હેં પૂછ્યું સાથે કેમ ન આવ્યા? ઉત્તરમાં તેણે કહ્યું, તેમની સાથે એક મેમસાહેબ છે. એ મેમસાહેબને ઘેર પહોંચાડવા ગયા છે."

બકુરાણી ઉભી ઉભી વિચાર કરવા લાગી. સૌદામિનીએ કહ્યું:–"ત્રણ પહોરે તો તું ઉઠી છે. જઈને સ્નાન કરી લે. તેઓ થોડા વખતમાં જ આવી પહોંચશે."

"તેઓ કદાચ ન આવે તો?"

"આવા અમંગળ શબ્દો તું ઉચ્ચારીશ નહિ! શા માટે ઘેર ન આવે?"

"ના ના, એનું કોઈ સગું વ્હાલું નથી તથા ઘરબાર નથી; છતાં તેઓ એને ઘેર પહોંચાડવા ગયા છે એમાં ખરું શું હશે! વળી સુશી કદાચ એમને હમણાં ઘેર ન આવવા દે તો!"

"ત્હારી બુદ્ધિ શુદ્ધિનો લોપ થયો કે શું? સુશીને એના કોઈ સગા સંબંધીને ઘેર પહોંચાડી તેઓ બનતી ઉતાવળથી ઘેર આવશે. હું પણ હવે સ્નાન કરવા જાઉં છું." આમ કહી સૌદામિની ચાલી ગઈ.

બ્હાર નીકળી બકુરાણીએ સ્નાન કરવાની કાંઈ ત્વરા દર્શાવી નહિ. દાસી પાસેથા ફીકીને લઈ તે ઘરમાં એક ઓરડામાંથી બીજા ઓરડામાં આત્ર જા કરવા લાગી. આવી રીતે ક્રમે ઘડીઆળમાં આઠ વાગ્યા.

સૌદામિની સ્નાન કરી રસોડા તરફ જતી હતી એવામાં બકુએ તેની પાસે જઈ કહ્યું:–"બ્હેન! હજી પણ તેઓ આવ્યા નહિ!"

"હમણાં આવશે. તું આટલી બધી અધીરી કેમ થઇ ગઇ છે ?"

"બ્હેન ! પહેલાં તેઓ જ્યારે પ્રવાસેથી પાછા ફરતા ત્યારે ગાડીમાંથી ઉતરી એક ક્ષણનો પણ વિલંબ નહિ કરતાં ઘેર આવતા હતા. વળી અગાઉથી તાર કરીને આવવાની ખબર સુદ્ધાં આપતા હતા. પણ આ વખતે તો એમનું વર્તન તદ્દન વિપરીત દેખાય છે ! મ્હને કાંઇ સારું લાગતું નથી. લક્ષ્મણને બોલાવી—"

બરાબર આ વખતે બ્હારથી મૉટરનો અવાજ સાંભળવામાં આવ્યો. બન્ને જણીઓ ઝડપથી બારી પાસે દોડી ગઇ; પરંતુ એ વખતે ગાડી તેમની નજરે પડી નહિ. ગાડીએ અંદરના ભાગમાં પ્રવેશ કર્યો હતો તથા તેની કેવળ ગર્જના સાંભળવામાં આવતી હતી.

થોડા સમય પછી દાસીએ આવી કહ્યું:—"બાપુજી આવ્યા છે."

દાદર ઉપર બૂટનો અવાજ ક્યારે થાય છે એ સાંભળવા ઠકુરાણી કાન સ્થિર કરી ઉભી રહી; પરંતુ વિલંબ થવા લાગ્યો. તેણે અસ્થિર બની જઇ દાસીને કહ્યું:—"જા જોઇએ, બાપુ શું કરે છે એ જોઇ આવ."

દાસીએ તપાસ કરી આવીને કહ્યું:—"નીચે પોષાકના ઓરડામાં લક્ષ્મણ બાપુજીના બૂટ કાઢે છે. રામો ધોતીઉં લઇ ઉભો રહ્યો છે."

ઠકુરાણીએ નિઃશ્વાસ મૂકી મનમાં ને મનમાં કહ્યું:—"આ પણ વિપરીત વર્તન છે. પહેલાં તેઓ જ્યારે પ્રવાસેથી ઘેર આવતા હતા ત્યારે પ્રથમ મ્હારી પાસે આવી કીકીને રમાડયા પછી જ પોષાક ઉતારતા હતા."

સૌદામિનીના ઓરડામાંથી ઉઠી ઠકુરાણી ધીમે ધીમે પોતાના ઓરડામાં ગઇ. બારીમાંથી ઉદાસદષ્ટિથી તે બ્હાર જોઇ રહી.

થોડો વખત આવી રીતે ઉભી રહ્યા પછી પાછળ નજર કરી તો તેણે રમણીમોહનને ત્યાં ઉભેલો જોયો. તેના પગમાં રબ્બરના શૂ હોવાથી તેનો અવાજ થયો નહોતો.

બકુરાણીએ મૃદુહાસ્ય કરી પૂછ્યું:–" તમે ક્યારે આવ્યા? "

રમણીએ ક્ષીણ સ્વરે કહ્યું:–" હમણાં. ત્હારી તબિયત સારી છેને ? "

બકુરાણીએ મસ્તક હલાવી હકારમાં ઉત્તર આપ્યો.

રમણીએ પૂછ્યું:–" કીકીની તબિયત સારી છેને ? તે ક્યાં છે ? "

" તેની તબિયત પણ સારી છે. તે મ્હોટાં બ્હેન પાસે છે,—હું એને લઇ આવું છું. " આમ કહી બકુરાણી એ ઓરડાની બ્હાર નીકળી પડી.

રમણી નજીક પડેલા સૉફા ઉપર બેઠો.

---

## પ્રકરણ ૩ જું

---

### કીકીચરિત્ર

લગભગ દશ મિનિટ પછી કીકીને લઇ બકુરાણીએ પોતાના ઓરડામાં આવીને જોયું તો રમણી સોફામાં આડો પડયો હતો. તેણે પોતાની આંખો મીંચી રાખી હતી. કીકીના વાળ ઓળી, તેની આંખોમાં કાજળ ચોપડી, કપાળમાં ટપકી કરી બકુ તેને લઇ આવી હતી અને તેથી જ તેને દશ મિનિટ જેટલો વખત લાગ્યો હતો.

લગભગ એક માસના વિયોગ પછી કીકી પિતાને જોઇ પોતાના બન્ને હાથ હલાવી અદમ્ય ઉલ્લાસથી " બા–પ્પા ' કહીને બોલી ઉઠી. તેનો એ અવાજ સાંભળી રમણીએ પોતાની આંખો ઉઘાડી એટલે " હું બાપા પાસે જઇશ. " કહી કીકી માતા પાસેથી છૂટી થવાનો પ્રયત્ન કરવા લાગી. રમણીએ તેને પોતાની પાસે લઇ ચુંબન કર્યું એટલે વિશેષ ઉત્તેજિત બની જઇ તે કાલી બોલીમાં જે કાંઇ કહેવા લાગી તેમાંનો એક પણ શબ્દ રમણી સમજી શક્યો નહિ. આમ છતાં પિતાપુત્રીની વાતચિતમાં કાંઇ હરકત નડી નહિ.

બકુરાણી ચુપકીદીથી ઉભી રહી આ દેખાવ જોતી હતી. ક્વચિત્ તેના મુખ ઉપર હાસ્યની રેખાઓ ફુટી નીકળતી હતી તો ક્વચિત્ કાંઇ યાદ આવતાં તેનું મુખ ચિંતાતુર બની જતું હતું તથા પોતાનાથી હમણાં રડી દેવાશે એવો ભાસ તેને થતો હતો.

કીકી કિંચિત્ સ્વસ્થ થઇ એટલે રમણીએ સ્ત્રીના મુખ તરફ જોઇ કહ્યું:-" ઉભી કેમ રહી છે ? બેસ."

બકુરાણીએ સૉફા ઉપર બેસી કીકીને લેવા માટે હાથ લાંબા કર્યા. કીકી પિતાને વળગી રહી. કોઇ પણ રીતે તે માતા પાસે ગઇ નહિ. બકુરાણીએ કહ્યું:-" કેમ નમકહરામ ! હવે હું ત્હારી કોઇ નથી કેમ ?"

રમણીએ કીકીને પોતાના ખોળામાં બેસાડી તેના શરીર ઉપર હાથ ફેરવતાં ફેરવતાં કહ્યું:-" આ એક માસમાં થોડી મ્હોટી થઇ છે."

બકુરાણી:-ક્યાં આગળથી તમે એને મ્હોટી થયેલી જુઓ છો ? જેવી હતી તેવી ને તેવી છે,

રમણી:-ના, થોડી મ્હોટી થઇ છે. તમે હમ્મેશાં જુઓ એટલે તમને ન માલૂમ પડે.

ત્યાર પછી પતિપત્નીની વચ્ચે મુખ્યત્વે કરીને કીકીની જ વાત ચાલવા લાગી. રમણી જે રાત્રે મુસાફરીએ ગયો હતો તેને બીજે દિવસે સ્હવારે કીકીએ જાગી ઉઠી, પિતા નજરે નહિ પડવાથી સ્નાનગૃહનાં બંધ દ્વાર તરફ શું શું બોલી આંગળી કરી હતી, પછી દાસીએ આવી દ્વાર ઉઘાડયાં અને કીકીએ સ્નાનગૃહ ખાલી જોયું ત્યારે માતાના મુખ તરફ તેણે કેવા હતાશભાવથી જોયું હતું, લગભગ દશ વાગ્યે જમવાની વખતે આહાર સ્થળે જઇ તે કેટલી બધી અધીરતાથી આસપાસ નજર ફેરવતી હતી, નમતે પહોરે બ્હાર કોઇની મૉટરનો અવાજ સાંભળી પિતા કચેરીમાંથી ઘેર આવતા હશે ધારી તે કેવી ચંચળ બની ગઇ હતી એ સઘળી હકીકત અત્યાર પૂર્વે બકુરાણીએ પત્રમાં લખી જણાવી હતી. હમણાં એ હકીકતનું

વિસ્તારથી વર્ણન કરી બકુરાણીએ કહ્યું:—" કીકીને તમારી ઘણી માયા લાગી છે. "

ક્રમે કીકી પિતાના ખોળામાંથી પુનઃ માતાના ખોળામાં ગઇ. રમણી ગંભીર બની ગયેલો લાગતો હતો. સ્ત્રી જે હકીકતનું વર્ણન કરતી હતી તે સાંભળતાં વચ્ચે વચ્ચે તે સહજ હસતો હતો; પરંતુ તેનામાં પ્રથમના જેવી સ્ફુર્તિ જણાતી નહોતી. બકુરાણીએ કહ્યું:—"રાત્રે ગાડીમાં તમને જોઇએ એવી ઊંઘ નહિ આવી હોય કેમ ? તમે ઘણા થાકી ગયેલા જણાઓ છો. "

રમણીએ પૂછયું:—" કોઇ પણ વખતે રાત્રે ટ્રેઇનમાં મ્હને ઊંઘ આવતી નથી. વચ્ચે વચ્ચે તંદ્રા આવે છે ને પાછો જાગી ઉઠું છું. "

" કયારે ટ્રેઇનમાં બેઠા હતા ? "

" પરમ દિવસે બપોરે એક વાગ્યે સોહાગપુર છોડયું હતું. બે રાત ગાડીમાં ગુજારવી પડી છે. "

" બે રાત અને એક દિવસ ગાડીમાં ગુજારવાં એ કાંઇ ઓછા કષ્ટની વાત છે કે ? ખાવાપીવાનું કષ્ટ પણ વેઠવું પડતુ હશે ? ! કયાં કયાં ખાધું હતું ? "

કયા કયા સ્ટેશને આહાર કર્યો હતો એ ટૂંકમાં કહી રમણી ચુપ રહ્યો.

બકુરાણી વિચારવા લાગી કે, "જ્યારે ગાડીની વાત નીકળી છે ત્યારે પછી તેઓ પોતાની મેળે જ સુશીની વાત કાઢશે. તેમને એ વાત પૂછવી સારી દેખાય નહિ. તેઓ કદાચ એમ વિચારે કે, 'આટલા બધા દિવસ પછી મિલન થવા છતાં બીજી વાત નહિ પૂછતાં સુશીની જ વાત કેમ પૂછતી હશે ?! મ્હારા ઉપર સંદેહ છે કે શું ?" બીજી તરફથી રમણી એમ વિચારતો હતો કે,"સુશી સંબંધીની સઘળી હકીકત બકુરાણી જાણે છે. એ પૂછશે એટલે જે કાંઇ જાણવાની એની ઇચ્છા હશે તે હું કહીશ. હું વગર પૂછયો કાંઇ કહું એ સારું દેખાય નહિ. કદાચ તે એમ ધારે કે, સુશીની વાત કહેવા માટે આટલી બધી વ્યાકુળતા કેમ છે ?! "

બન્ને પક્ષમાંથી કોઇ પણ પક્ષ તરફથી સુશીના નામનો ઉચ્ચાર થયો નહિ.”

બન્ને ચુપ હતાં. એક મહાન્ નવલકથાકારે લખ્યું છે કે, સ્વામી અને સ્ત્રીનો ઘણો નિકટ સંબંધ છે. તેઓ બન્ને એકાન્તમાં બેઠેલાં હોવા છતાં ચુપ રહ્યાં હોય એ સારું લક્ષણ ન કહેવાય.

આ ચુપકીદી રમણીને માટે અસહ્ય થઇ પડી ત્યારે તેણે પાછી કીકીની વત કાઢી. આ એક માસમાં કીકી રમતાં રમતાં ક્યારે પડી ગઇ હતી, દૂધ પીવાનો અસંભવ અનુરાગ દર્શાવી ક્યારે તેણે ઘરનાં બધાં માણસોને ચમકિત કર્યાં હતાં એ તથા એવી બીજી ઘણી હકીકત બકુરાણીએ સ્વામીને જણાવી. આવી રીતની વાતચિતમાં લગભગ એક કલાક પસાર થઇ ગયો.

સ્નાન કરવાનું પાણી તૈયાર હોવાની દાસીએ આવીને ખબર આપી. બકુરાણીએ ઘડીઆળમાં જોયું તો દશ વાગ્યા હતા. તેણે પતિને કહ્યું:-“ હવે વિલંબ ન કરો. જાઓ, સ્નાન કરી જમીને થોડો વખત વિશ્રામ લ્યો. તમારું મ્હોં સુકાઇને અડધું થઇ ગયું છે.”

રમણી સ્નાન કરવા ચાલ્યો ગયો.

---

## પ્રકરણ ૪ થું

---

## પતિ-પત્ની

ભોજન કરી રહ્યા પછી રમણીએ નોકરને નીચે પોષાકના ઓરડામાં શય્યા બિછાવવાની આજ્ઞા કરી. ચારે તરફનાં બારીબારણાં બંધ કરી, અંધકારમય ઓરડામાં ચાલતાં પંખા નીચે સૂઇ રહી રમણી વિચારવા લાગ્યો:-“ બકુરાણી આજે મ્હારી સાથે આવું વર્તન કેમ ચલાવે છે ? સુશી સંબંધની બધી હકીકત તે જાણે છે. સુશીને હું મ્હારી સાથે કલકત્તામાં લાવ્યો છું એ પણ તે જાણે છે

એમ છતાં એના સંબંધી તેણે મ્હને એક પણ પ્રશ્ન કેમ પૂછ્યો નહિ! એના મનમાં સંદેહ હશે કે અભિમાન ?"

આ વખતે રમણીને યાદ આવ્યું કે, "સુશીને કલકત્તા લઇ આવું છું એ હકીકત મ્હેં બકુરાણીને લખી નથી. છેલ્લો જે પત્ર મ્હેં લખ્યો હતો તેમાં કેવળ એમ જણાવ્યું હતું કે, બર્મા સિવાય બીજા કોઇ પણ સ્થળે સુશીનું સગું સંબંધી નથી; પરંતુ સુશીની બર્મા જવાની ઇચ્છા નથી. તે કલકત્તા આવવાને જ ઇચ્છે છે. જો કોઇ સ્થળે જનાના મિશનમાં તેને કામ મળી આવે તો હું એ વિષયની તપાસમાં છું, મ્હેં આમ લખ્યું હતું; છતાં સુશી ક્યાં ગઇ, તેનું શું થયું એ સંબંધી બકુરાણીએ મ્હને કાંઇ પૂછ્યું નહિ. એ કલકત્તા આવી છે એવી વાત બકુએ લક્ષ્મણને મુખે નહિ સાંભળી હોય. લક્ષ્મણને ઘેર એકલો મોકલી હું ક્યાં ગયો હતો એ વાત લક્ષ્મણે કોઇને નહિ કરી હોય? લક્ષ્મણ ઘણો હોશિયાર છે." સોહાગપુરના ડાક બંગલાના ખાનસામા પાસે લક્ષ્મણે જે કાલ્પનિક વાતનો પ્રચાર કર્યો હતો, તે વાત નેકલેસ મેળવી આવ્યા પછી રમણીએ સુશીને મુખે સાંભળી હતી. તેથી તેને એમ લાગ્યું કે, લક્ષ્મણે કદાચ એ વાત ગુપ્ત રાખી હોય તો! આ એક એવો વિષય હતો કે, એ સંબંધી લક્ષ્મણને કાંઇ પૂછી શકાય એમ નહોતું. બકુરાણીના મનમાં કેવા વિચાર આવ્યા હશે એ વિષયની ચિંતા કરતો કરતો, બે દિવસના પ્રવાસના શ્રમને લીધે રમણી ઊંઘી ગયો.

ચાર વાગ્યે તેની ઊંઘ ઉડી ગઇ. હાથ મ્હોં ધોઇ દર્પણ પાસે બેસી રમણીએ પોતાના હાથે દાઢી મુંડી નાખી. પછી મ્હોં ધોઇ નોકરની મદદથી તે પોષાક પહેરવા લાગ્યો. એવામાં અંતઃપુરમાંથી તેને બોલાવવામાં આવ્યો. ઇંગ્રેજી વેશમાં સુસજ્જિત થઇ, દર્પણમાં પોતાના પ્રતિબિંબનું ઉત્તમ પ્રકારે દર્શન કરી સિગારેટ સળગાવી ધીમે પગલે તે અંતઃપુર તરફ જવા લાગ્યો. દાદર પાસે ઉભા રહી તેણે નોકરને કહ્યું:—"સૉફરને મ્હોટી મૉટર લાવવા કહે."

અંતઃપુરમા પ્રવેશ કરી પોતાના શયનગૃહનાં દ્વાર પાસે તે બકુરાણીને જોઇ શકયો. બકુરાણીએ સ્વામીનો વેશ જોઇ પૂછ્યુંઃ– "બ્હાર જાઓ છો કે ?"

"હા, ત્હેં મ્હને બોલાવ્યો છે કે ?"

"હા, અંદર આવો." કહી બકુરાણીએ શયનગૃહમાં પ્રવેશ કર્યો. રમણીએ તેની પાછળ પ્રવેશ કરી, દ્વારનો પર્દો ખેંચી, શયનગૃહના મધ્ય ભાગમાં જઈ સ્રીના મુખ તરફ પ્રશ્નપૂર્ણ દ્રષ્ટિપાત કર્યો.

"હમણાં ક્યાં જાઓ છો ? બેસો, મ્હારે વાત કરવાની છે." આમ કહી બકુરાણીએ વિજળીનો પંખો ચાલૂ કર્યો.

રમણીએ સહજ હસીને પૂછ્યું:–"આ પૂછવા માટે જ બોલાવ્યો છે કે ?"

બકુરાણીએ કહ્યું:–" હા. તેનો કંઠસ્વર સ્વાભાવિક હોય એમ રમણીને લાગ્યું નહિ.

રમણીએ કેટલાંક પગલાં આગળ વધી સ્રીની તદ્દન નજીક જઇ કહ્યું:–" હું બ્હાર જાઉં છું એમ તને કોણે કહ્યું ?"

બકુરાણીએ કેટલીક ક્ષણ સૂધી ચુપ રહ્યા પછી કહ્યું:–" હું કાંઇ નથી જાણુતી કે ? ખાઇ રહ્યા પછી નીચે જઇને કયારે સૂઈ ગયા એ પણ હું જાણું છું, કયારે ઉઠયા એ પણ જાણું છું. ફરવા જવાની તૈયારી કરો છો એ ખબર સુદ્ધાં મ્હને મળી છે."

રમણીએ કહ્યું:–" ત્હેં તો બરાબર છુપી પોલિસના જેવી દેખરેખ રાખવા માંડી છે ! એટલી બધી દેખરેખ રાખવાનું શું કારણ છે ?"

બકુરાણીએ કહ્યું:–" તમે શું ખાધું, કયાં સુતા એ વિષયોની દેખરેખ હું ન રાખું તો કોણ રાખે ? બે રાત અને એક દિવસ ગાડીમાં ગાળ્યાં છે તેથી તમને ઘણું કષ્ટ થયું છે. તમારું શરીર એટલું બધું ખરાબ થઇ ગયું છે કે, જમવા બેસીને તમે કાંઇ જમી શકયા નથી. તમારી તબિયત કેવી છે, તમે શું કરો છો એ

જાણવાની મ્હને ઇચ્છા ન થાય કે ? એ ખબર હું આજે જ લઉં છું કે ! બેસો, મ્હારે વાત કરવાની છે."

સ્ત્રીની વાત કરવાની આ રીત રમણીને સારી લાગી નહિ. તે સૉફા ઉપર બેઠો એટલે બકુરાણીએ તેની પાસે બેસીને કહ્યું:– "આટલી બધી ઉતાવળથી ક્યાં જાઓ છો એ કહો જોઇએ ?"

રમણીએ ભ્રુકુટી ચઢાવી કહ્યું:–"જ્યારે સઘળી ખબર રાખી છે ત્યારે આ ખબર કેમ નથી રાખી ?"

બકુરાણીએ કહ્યું:–"આ ખબર પણ રાખી છે. તમે સુશી પાસે જાઓ છો." આ વખતે તેનાં બન્ને નેત્રો અસ્વાભાવિક રૂપે ઉજ્વળ બની ગયાં.

રમણી બોલ્યો:–"કદાચ તેની પાસે જાઉં તો તેમાં દોષ જેવું શું છે ?"

"દોષ જેવું કાંઇ નથી; પરંતુ તમે મ્હારાથી ચોરી કેમ રાખો છો ?"

રમણીએ સહજ ઉત્તેજિત બની જઇને કહ્યું:–"ત્હારાથી શી ચોરી રાખી ?"

"તમે તેને કલકત્તામાં લઇ આવ્યા, કોણ જાણે કે તેને કયે ઠેકાણે મૂકી આવ્યા; છતાં એ સંબંધી મ્હને તમે કાંઇ કહ્યું છે કે ? તમારી સુશાને હું તમારી પાસેથી ખુંચવી લેત કે ?" આમ કહી સૉફાની બીજી બાજૂએ મ્હોં કરી બન્ને હાથથી મ્હોં દબાવી દઇ બકુરાણીએ મૃદુ રુદનનો આરંભ કરી દીધો.

આ આકસ્મિક વિપ્લવથી બુદ્ધિ ગુમાવી રમણીમોહન મૂઢ બની ગયો. શું બોલવું તેનો નિર્ણય એ કરી શક્યો નહિ. તે વિચારવા લાગ્યો:–"કેવું સંકટ ! માણસ ઉપર આવું સંકટ પણ આવતું હશે કે !"

રમણીએ ઉઠી ઉભા થઇ બકુરાણીના બાહુ પકડી કહ્યું:–"તું આ શું કરે છે ! રડે છે શા માટે ? થયું છે શું ? તું ગાંડી તો નથી

બની ગઇને ? હિસ્ટીરીઆનું દર્દ ઉપડી આવ્યું છે કે ? તું રડીશ નહિ. શાન્ત થઇ જા."

પતિનાં આ સઘળાં વચન સાંભળી બકુરાણીનું રડવું બંધ નહિ થતાં ઉલટું વધી ગયું. સૉફાની બાજૂએ બન્ને હાથ રાખી તેમાં મુખ નિમાર્જીત કરી તે ડુસકાં ખાતી રડવા લાગી.

અડધી મિનિટ સુધી ચુપ ઉભા રહ્યા પછી રમણીને એક ઉપાય સૂઝી આવ્યો. તેણે કહ્યું:-" છાની રહે. ચુપ થઇ જા. આવી રીતે રડીશ તો તને પાછી મુર્ચ્છા આવશે. છાની રહે. જો છાની નહિ રહે તો હું સૌદામિનીને તથા ભાભીને બોલાવી લાવીશ. તને મુર્ચ્છા આવે તો હું એકલો શું કરું ?" આમ કહી રમણી દ્વાર તરફ કેટલાંક પગલાં અગ્રેસર થયો.

રમણીએ ધાર્યું હતું એવું જ પરિણામ આવ્યું. બકુરાણીએ મ્હોં ઉંચું કરી ભગ્નકંઠે કહ્યું:-" જાઓ જાઓ, એમને બન્નેને જ નહિ પરંતુ સાથે ઘરનાં સઘળાં માણસોને બોલાવી લાવો. બધાંને બોલાવી તમે તમારી સ્ત્રી ઉપર કેટલો બધો પ્રેમ રાખો છો એ બતાવો !"

રમણીએ પાછા ફરી બકુરાણી પાસે આવીને કહ્યું:-" તું આવું છોકરવાદપણું કરે છે ! તને થયું છે શું કે જેને લીધે તું આમ કરે છે ?"

બકુરાણીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. રમણીએ ઉપરાઉપરી ત્રણ વખત પૂછ્યું ત્યારે ક્ષીણસ્વરે ધીમે ધીમે તેણે કહ્યું:-" થયાનું શું હતું ?"

" ત્યારે શા માટે રડતી હતી ?"

બકુરાણી કાંઇ બોલતી નહોતી તથા મુખ ઉંચું કરી સ્વામી તરફ જોતી પણ નહોતી. રમણીએ વારંવાર રડવાનું કારણ પૂછ્યું ત્યારે તેણે કહ્યું:-" હું થોડું રડી એથી શું બગડી ગયું ? સ્ત્રીજાતિ કોઈ કોઈ વખતે થોડું રડે એ સારું છે."

" કાંઈ કારણ નહિ હોવા છતાં રડવું સારું કે ?"

બકુરાણીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. રમણીએ ખીસ્સામાંથી

રુમાલ બ્હાર કાઢી તેનાં નેત્રો અને ગાલ ઉપરથી અશ્રુબિંદુઓ લુંછી નાખતાં કહ્યું:-" આવું જ્ઞાન આજે તને કોણે આપ્યું એ કહે જોઇએ ? "

" કોણ જ્ઞાન આપવાનું હતું ? મ્હને કાંઈ જ્ઞાન નથી કે ? પુષ્કળ જ્ઞાન છે; પણ તેથી શું ? ઘણી વખતે એ જ્ઞાનનો લોપ થઈ જાય છે. "

આ વચનોનું તાત્પર્ય બરાબર સમજી નહિ શકાવાથી રમણી કુતૂહલપૂર્ણ દૃષ્ટિથી સ્ત્રીના મુખ તરફ જોઇ રહ્યો. બકુરાણીએ બીજી દિશા તરફ જોઈ કહ્યું:-" કયાં જતા હતા ? વિલંબ શા માટે કરો છો ? "

કેવળ એક ક્ષણ સુધી વિચાર કરી રમણીએ કોમળ સ્વરે કહ્યું:-" તું મ્હારી એક વાત સાંભળીશ કે ? "

બકુરાણીએ આંસુથી ભીંજાયલાં નયન સ્વામીના મુખ તરફ ફેરવ્યાં. તેણે કહ્યું:-" કયારે મ્હેં તમારી વાત નથી સાંભળી ? શી વાત છે કહો જોઇએ ?"

" તું જલ્દીથી કપડાં બદલી નાખ. મ્હારી સાથે ત્હારે એક જગ્યાએ આવવાનું છે. "

" કયાં ? "

" હું જયાં લઇ જાઉં ત્યાં. સ્વામીની સાથે સ્ત્રીજાતિ ગમે તે સ્થળે નિર્વિઘ્ને જઇ શકે છે. સીતાદેવી રામની સાથે દંડકારણ્ય સુધી ગયાં હતાં. જલ્દી તૈયાર થા અને મ્હારી સાથે ચાલ. "

બકુએ મ્હોં ઉંચું કરી સ્વામીના મુખ તરફ અડધી મિનિટ સુધી જોયા પછી કહ્યું:-" મ્હને સૂર્પણખા દેખાડવાની તમારી ઇચ્છા છે કે ? " આમ કહી તે ફીકકું હસી.

ઘેર આવ્યા પછી રમણીએ આખા દિવસમાં બકુરાણીના મુખ ઉપર આ પ્રથમ હાસ્ય જોયું. એ હાસ્યના દર્શનથી તેના મનમાં સાહસ આવ્યું. તેણે કહ્યું:-"હું ઠઠ્ઠા મશ્કરી નથી કરતો. ત્હારે મ્હારી

સાથે આવવું પડશે. કપડાં બદલી મોજાં અને બૂટ પહેરી લે અને પછી મ્હારી સાથે ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાં ચાલ. હજી સૂધી સુશી માટે હું કાંઇ ગોઠવણ કરી શક્યો નથી. તે કલકત્તા આવેલી હોઇ ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાં ઉતરી છે. અહીં જોડાગિરજાની નજીક મિસ્ટર ચૌધરી નામના એક ગૃહસ્થ રહે છે. માતાના મૃત્યુ પછી સુશી તેમને ઘેર થોડા દિવસ સૂધી ખરચ આપીને રહી હતી. તે પુનઃ ત્યાં રહી શકે એવો બંદોબસ્ત કરવો પડશે. સુશીના પોતાનાથી એ કામ બની શકે તેમ નથી. તે એમ કહે છે કે, 'હું શું મ્હોં લઇ મિસ્ટર ચૌધરી પાસે જઇને એમ કહું કે, મ્હારા સ્વામી મ્હારો ત્યાગ કરી નાશી ગયા છે !' આમ હોવાથી એ કામ મ્હારે જ કરવું પડશે—બીજો કોઇ ઉપાય નથી. આજે સ્હવારે ટ્રેઇનમાંથી ઉતરી સુશીને ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાં રાખી આવ્યો છું. પાંચ વાગ્યે ત્યાં જઇ ચોક્કસ વિચાર કર્યા પછી ચૌધરી મહાશય પાસે જવાનું છે. એ હૉટેલમાં રોજનું દશબાર રૂપિયાનું ખરચ થાય તેમ હોવાથી એ ત્યાં વિશેષ દિવસ સૂધી રહી શકે તેમ નથી. એટલું બધું ખરચ એ કેવી રીતે વેઠી શકે ? મ્હારી સાથે તું હૉટેલમાં ચાલ."

બકુએ કહ્યું:—"વાહ ! તમે તો બહુ સારી વાત કહી ! હું હિંદુ ઘરની વહૂ ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાં આવું ! એવું પાપ હું કદાપિ કરી શકીશ નહિ."

રમણી બોલ્યો:—"હું કાંઇ તને હૉટેલમાં આવી છરી કાંટાથી ખાવાનું નથી કહેતો સમજી ?"

બકુએ પુનઃ મૃદુહાસ્ય કરી કહ્યું:—"એવું નથી કહ્યું એ ભૂલ કરી છે કેમ ! જાઓ—જાઓ, હું એવી હૉટલ બૉટલમાં આવી શકીશ નહિ. દેવદેવાદિની પૂજા કરવાનું છોડી હૉટલમાં આવવાનું કહેતાં શર્મ નથી આવતી કે ? !" આમ કહી બકુરાણી ઉઠીને પતિના મુખ તરફ એકાગ્રદૃષ્ટિથી જોઇ રહી.

સ્ત્રીના હાવભાવમાં એકાએક આવો ફેરફાર થયેલો જોઈ

રમણીનું મન શાન્ત થયું. તેણે કહ્યું:–" હૉટેલમાંથી ઘેર આવી કપડાં ધોવા નાખી, માથા ઉપર ગંગાજળ છાંટી દેહની શુદ્ધિ કરજે."

" ના, હમણા મ્હને ઘણું કામ છે. ચ્હાનું પાણી ઉકળી જવા આવ્યું હશે. તમે ચ્હા પીધા સિવાય જશો કે ? જો દશ મિનિટ રોકાઓ તો હું ચ્હા તૈયાર કરી લાવું ? "

" ઠીક છે, ચ્હા પીધા પછી જઇશું. તું મ્હારી સાથે નહિ આવે કે ? "

" તમે તો ગાંડા છો ! કપડાં બદલી બૂટ મોજાં પહેરું એટલે ઘરનાં બધાં માણસો દોડી આવી પૂછે કે, ' ક્યાં જાઓ છો ? ' સુશી તો અહીં જ છે એટલે વળી કોઇ દિવસે હું અનુકૂળતા જોઇ તેને મળવા આવીશ. તમે બેસો. હું જલ્દીથી તમારે માટે ચ્હા લઇ આવું છું." આમ કહી ઠકુરાણી દ્વાર તરફ અગ્રેસર થઇ. દ્વાર પાસે રોકાઇ તે સ્નાનગૃહ તરફ ગઇ. ભીના ટૉવેલથી આંખો તથા મુખ સ્વચ્છ કરી નાખી સ્નાનગૃહની બ્હાર નીકળી ક્ષણ કાળ માટે પતિના મુખ તરફ જોઇ સહજ હાસ્ય કરી ઝડપથી તે ત્યાંથી ચાલી ગઇ.

---

## પ્રકરણ ૫ મું

---

### બ્હાર

રમણીની મૉટર ગાડી જ્યારે ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલ નજીક જઇ પહોંચી ત્યારે લગભગ પોણા છ વાગ્યા હતા. બીજા માળનો ૧૯ નંબરનો બ્લૉક સુશી માટે નિર્દિષ્ટ થયો હતો એ રમણી જાણતો હતો. ઝડપથી દાદર ચઢી એ બ્લૉક પાસે જઇ બંધ દ્વાર ઉપર તેણે હાથ ઠોક્યો. અંદરથી કાંઇ ઉત્તર મળ્યો નહિ. દ્વાર ઉપર બે ત્રણ વખત નિષ્ફળ કરાઘાત કરી રમણીએ મુખ ફેરવ્યું તો છજાના બીજા છેડા તરફથી સુશીને તેણે પોતાના તરફ આવતી જોઇ.

રમણીએ પણ અગ્રેસર થઇ સુશીની પાસે જઇ પહોંચી કહ્યું:–" તમારા બ્લૉકનાં દ્વાર ઉપર બે ત્રણ વખત હાથ ઠોકવા છતાં કાંઇ ઉત્તર ન મળ્યો તેથી તમે ક્યાં ગયાં હશો એવી ચિંતામાં હું પડયો હતો ! "

સુશીએ ગંભીર મુખ કરી કહ્યું:–" હું બીજે ક્યાં જવાની હતી ? તમે મ્હને જ્યાં રાખી ગયા છો ત્યાં જ હું છું. હું એમ ધારતી હતી કે તમે તમારા વાયદા પ્રમાણે બરાબર પાંચ વાગ્યે જ આવશો ! " આમ કહી સુશીએ પોતાનું મુખ બીજી દિશા તરફ ફેરવ્યું.

રમણીએ જોયું તો સુશીના બન્ને ઓષ્ઠ સહજ કંપતા હતા. તેણે કહ્યું:–" થોડો વિલંબ થયો તેથી તમને રીસ ચઢી છે કે ? "

સુશીએ કહ્યું:–" રીસ કોને ચઢી છે ! તમે પાંચ વાગ્યે આવી અહીં ચ્હા પીવાનું કહ્યું હતું તેથી મ્હેં બે જણની ચ્હાનો ઑર્ડર આપ્યો હતો. પાંચ વાગ્યા, સવા પાંચ વાગ્યા છતાં તમે આવ્યા નહિ તેથી ડાઇનિંગ રૂમના છજામાં જઇ હું આમ તેમ જોયા કરતી હતી. તમે કયી દિશા તરફથી આવશો એ હું જાણતી નહોતી. પછી ઘડીઆળમાં જ્યારે સાડા પાંચ વાગ્યા ત્યારે મ્હને એમ લાગ્યું કે, ' હવે તમે નહિ આવો. ઘણા દિવસે ઘેર આવ્યા છો તેથી બકુરાણી સાથે વાતચિત કરવામાં અહીં આવવાની વાત ભૂલી ગયા હશો !"

" બકુએ જ મ્હને ખોટી કર્યો હતો. ચ્હા પીધા સિવાય તેણે મ્હને બ્હાર નીકળવા દીધો નહિ. જો તેણે ખોટી ન કર્યો હોત તો હું વખતસર આવી શકત."

" ચ્હા પણ પી આવ્યા છો ? બહુ સારું, " આમ કહી તેણે બીજી દિશા તરફ જોયું.

સુશીનાં આવાં અભિમાનસૂચક વચન સાંભળી રમણીએ પોતાના મનમાં ઘણું કૌતક અનુભવ્યું. તેણે કહ્યું:–" તમે હજી સૂધી ચ્હા પીધી નથી ! ચાલો ચ્હા પીવા. " આમ કહી તેણે સુશીનો હાથ પકડયો.

સુશીએ કહ્યું: "ના-ના, હું ચ્હા ન પીઉં તો પણ ચાલી શકે છે. આજે નહિ પીઉં તો શું બગડી જવાનું છે!"

રમણીએ કહ્યું:-"હું ચ્હા પીને આવ્યો છું તેથી જ આટલી બધી રીસ ચઢી છે કે! ચાલો-ચાલો, હું ફરીથી ચ્હા પીશ. ચાલો, ચ્હા પી લઇ બન્ને જણાં મૉટરમાં બેસી ગંગાના કિનારા તરફ ફરી આવીએ."

હવે જ સુશીએ પોતાનાં નયનયુગલની સંપૂર્ણ દૃષ્ટિ રમણીના મુખ ઉપર સ્થાપિત કરી સહજ હાસ્ય કર્યું. તેણે કહ્યું:-"ઘેર ચ્હા પીધી અને બ્હાર પણ પીશો! તમે તો ઘણા લોભી જણાઓ છો!"

"લોભી થયા સિવાય મ્હારી આવી દશા થાય ખરી કે? હવે ચાલો." આમ કહી સુશીને સાથે લઇ રમણી છજામાં થઈ ડાઇનિંગ સેલૂન તરફ જવા લાગ્યો.

જતાં જતાં સુશીએ પૂછ્યું:—"તમે મૉટરમાંથી જ્યારે નીચે ઉતર્યા ત્યારે મ્હને જોઇ શક્યા હતા કે?"

"ના."

"પણ તમે ઉંચી નજર તો કરી હતી! મ્હેં વિચાર્યું, તમે મ્હને જોઇ શક્યા છો-તેથી સીદ્ધા મ્હારી પાસે આવશો એમ ધારી હું છજાને છેડે ઉભી રહી હતી. પછી તમે ન આવ્યા એટલે હું તમને શોધતી આવી."

બન્નેએ જ્યારે સુવિસ્તૃત ડાઇનિંગ સેલૂનમાં પ્રવેશ કર્યો ત્યારે એ સ્થાન પ્રાયઃ જનશૂન્ય હતું. સર્વ ચ્હા પી ફરવા નીકળી પડયાં હતાં. કેવળ બે ચાર શ્વેતકાય નરનારીઓ ત્યાં બેસી ચ્હા પીતાં હતાં. એકાન્તમાં એક ન્હાના ટેબલ પાસે બેસી સુશી તથા રમણીમોહને ચ્હા પીવા માંડી.

બકુરાણી, ઘરની બીજી સ્ત્રીઓ, કીકી વગેરે સર્વની હકીકત સુશી યથાક્રમે રમણીને પૂછવા લાગી. એકાએક તેણે પૂછ્યું:-"મ્હારા સંબંધી બકુરાણી સાથે કાંઇ વાતચિત થઇ કે?"

"હા."

"તેમણે શું કહ્યું?"

રમણીએ થોડી ખરી હકીકત પ્રકાશિત કરી કહ્યું:–"મ્હેં તેને પણ મ્હારી સાથે અત્રે આવવા કહ્યું હતું; પરંતુ હૉટેલનું નામ સાંભળી તે કોઇ પણ રીતે સાથે આવવા રાજી થઇ નહિ. તેણે કહ્યું, 'હું હિન્દુ ઘરની વહૂ ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાં આવું! એવું પાપ હું કરી કરીશ નહિ.' એ સઘળા તર્કવિતર્કને લીધે જ મ્હને વાર લાગી. છેવટે બકુએ કહ્યું: 'સુશી દા અહીં જ છે એટલે વળી કોઇ દિવસે હું અનુકૂળતા જોઇ તેને મળવા આવીશ."

થોડા સમય સૂધી સુશી ચુપ રહી. પછી તેણે કહ્યું:–"બકુરાણીને મળવાનું મ્હને ઘણું મન છે. ઠીક રમણીબાબુ, બકુરાણી દેખાવમાં કેવાં છે?"

રમણીએ ઉદાસીનભાવથી કહ્યું:-"ઠીક છે."

સુશી રમણીના મુખ તરફ જોઇ હસવા લાગી. તેણે કહ્યું:–"તમે આવા જ પ્રેમિક છો કે! સ્ત્રીના રૂપનું વર્ણન કરતાં કવિત્વનો ફુવ્વારો છૂટો મૂકી દેવાને બદલે નિરુત્સાહથી 'ઠીક છે.' એમ કહી તમે પ્રેમિક તરીકે પોતાને ઓળખાવવાની ધૃષ્ટતા કરો છો! ખરું કહોને કે, બકુરાણી બહુ સુંદર છે?"

"શું શું કહેવાથી બહુ સુંદર ગણી શકાય એ પ્રથમ મ્હને સમજાવો!"

સુશીએ કહ્યું:–"જાઓ, વકીલની ચાલાકી ન ચલાવશો. જ્યારે જ્યારે મ્હેં એ પ્રશ્ન પૂછયો ત્યારે ત્યારે 'ઠીક છે' એમ કહીને તમે એ વાત ઉડાવી દીધી છે. હવે આપણે કાંઇ જબલપુરના ડાક બંગલામાં નથી; હું મ્હારી ઇચ્છા થાય તે વખતે બકુરાણીને મળવા આવી શકું તેમ છું."

આ વાક્યો સાંભળી રમણીનું મન વિશેષ ઉત્સાહિત બન્યું હોય એમ દેખાયું નહિ. તે ચ્હાના પ્યાલા તરફ જોઇ ચુપ બેસી રહ્યો.

એકાએક સુશી બોલી ઉઠીઃ–" ઠીક રમણીબાબુ—" કાંઇ વિચાર થઇ આવવાથી તેણે પોતાનું વાક્ય અપૂર્ણ જ રાખ્યું.

રમણીએ મુખ ઉંચું કરીને જોયું તો સુશી તેના તરફ જોઇ રહી હસતી હતી. તેણે પૂછ્યુંઃ–" કેમ છે શું ?"

સુશીએ કહ્યુંઃ–" મ્હારી એક વાત માનશો કે ?"

"શી વાત ?"

"જો માનો તો કહું." આમ કહી સુશી મૃદુહાસ્ય કરી મસ્તક હલાવવા લાગી.

રમણીએ કુતૂહલને વશ થઇ પૂછ્યુંઃ–" શી વાત છે તે પ્રથમ કહો જોઇએ ?"

"જુઓ, આજે ફરી આવ્યા પછી તમે મ્હને તમારે ઘેર લઇ જાઓ. બકુરાણીને મળવા માટે મ્હારૂં મન અધીરું બની ગયું છે. કેમ મ્હારી વાત માનશોને ? મ્હારી અધીરતા દૂર કરશોને ?"

આ પ્રસ્તાવ સાંભળવામાં આવતાં રમણીનું મુખ ગંભીર તથા ચિંતાયુક્ત બની ગયું. કાંઇ વિચાર કરી તેણે પૂછ્યુંઃ–" આજે જ આવવું છે ?"

"હા, આજે જ. તમે પુસ્તકમાં વાંચ્યું નથી કે, જે કામ આજે થઇ શકે તેમ હોય તેને આવતી કાલ ઉપર મુલતવી રાખવું નહિ. ચાલો, બન્ને જણાં થોડો વખત ફરીને એકાએક બકુરાણી પાસે જઇએ."

બન્ને ચ્હા પી રહ્યાં હતાં. રમણીએ કહ્યુંઃ—" ચાલો, ફરવા જઇએ. રસ્તે એ વિષયનો વિચાર કરીશું. તમે તૈયાર છોને ?"

"હા, તૈયાર જ છું. તમે એક મિનિટ બેસો. હું મ્હારી આયાને એક વાત કહી આવું."

સુશી આયા પાસે જઇ આવી એટલે મૉટરમાં તેને સાથે લઇ રમણી સંધ્યાકાળના વાયુનું સેવન કરવા બ્હાર નીકળી પડયો.

# પ્રકરણ ૬ ઠું

## વખત વીતતો નથી

રમણીમોહન બ્હાર ચાલ્યો ગયો એટલે બકુરાણી કીકીને શોધવા નીકળી. એક ઓરડામાં કીકીને ખોળામાં લઇ દાસી બેઠી હતી. પાસે જ ચાંદીની વાડકીમાં દૂધ પડેલું હોઇ દાસી કીકીને એ દૂધ પીવડાવવાનો પ્રયત્ન કરતી હતી; પરંતુ કીકી તેના એ પ્રયત્નને સફળ થવા દેતી નહોતી. દાસી પાસેથી કીકીને લઇ ભિન્ન ભિન્ન છળ કૌશલથી દૂધ પીવડાવી બકુરાણી કીકીના કેશવેશનો સંસ્કાર કરવા લાગી. બીજા દિવસોએ કીકી આટલી વારમાં તો પોષાક પહેરી રામચરણ નામના નોકરની દેખરેખ નીચે ઠેલણગાડીમાં બેસી હવા ખાવા બ્હાર નીકળી પડતી હતી. આજે જ એ કાર્યમાં વિલંબ થયો હતો. કીકીના હાથ, મ્હોં, શરીર સ્વચ્છ કરી, પોષાક, બૂટ અને મોજાં પહેરાવી બકુરાણીએ દાસીને કહ્યું:–" રામને કહી દેજે કે આજે મોડું થયેલું હોવાથી તે બહુ દૂર જાય નહિ. અંધકાર થતાં પહેલાં પાછા આવવાનું કહેજે. "

કીકીને ફરવા મોકલી, હાથમાં એક બંગાળી ચોપડી લઇ બકુરાણી અગાસીમાં ગઇ. અગાસીમાં ઉભી રહી તેણે સતૃષ્ણ નયનથી બંગલાના કમ્પાઉન્ડના દરવાજા તરફ જોયું. ક્ષણ કાળ પછી રામચરણને કીકીની ગાડી ઠેલી બ્હાર જતો તેણે જોયો. એક ગાઢ નિઃશ્વાસ મૂકી બકુરાણી ત્યાંથી ખસી આવી.

અગાશીમાં એક બાજૂએ લાકડાની એક બેંચ બારે માસ પડી રહેતી હતી. તાપથી તપીને તથા પાણીથી ભીંજાઇને તેના દેહે કૃષ્ણવર્ણ ધારણ કર્યો હતો. બેંચના એક ખુણા ઉપર ફુંક મારી, ધૂળ ઝાટકી કાઢી બકુરાણી ત્યાં બેઠી. પછી તેણે પુસ્તક વાંચવાનો આરંભ કર્યો.

સૂર્યાસ્તનો સમય થવા આવ્યો હતો. બંગલાની પાછળના ભાગમાં આવેલા પેલા બગીચા કિંવા જંગલમાંથી પંખીઓનો કંઠસ્વર સાંભળવામાં આવતો હતો. બકુરાણીનું મન પુસ્તક વાંચવામાં વિશેષ વખત સુધી સ્થિર રહી શક્યું નહિ. તે ચંચળ બની ગયું. બકુ વિચારવા લાગીઃ-" અત્યાર સુધીમાં તેઓ હૉટેલમાં જઇ પહોંચ્યા હશે તથા બન્ને જણાં વચ્ચે વાતચિત ચાલતી હશે." સુશી દેખાવમાં કેવી હશે, તેનો વેશવિન્યાસ કેવો હશે એ સંબંધીના તે વિચાર કરવા લાગી. પોતાની કલ્પનાથી તેણે એ પ્રશ્નોનો ખુલાસો કરી નાખ્યો. તેણે વિચાર્યુંઃ-" ટેબલની પાસે બે ખુરસીઓ ઉપર બન્ને જણાં બેઠાં હશે. એ સ્થળે બીજું કોઇ હાજર નહિ હોય. મ્હારી કાંઇ વાત તેઓ સુશીને કહેતા હશે કે? અડધા કલાક પૂર્વે ઘેર જે કાંઇ બન્યું છે તે સઘળું તેઓ સુશીને કહી દેશે કે ? ના-ના, એ હકીકત તેઓ કહી શકે તેમ નથી. એતો શર્મ ભરેલી હકીકત છે! વાતમાં ને વાતમાં એમ કહેવામાં આવે છે કે, આખો દિવસ જાય છે, પણ ક્ષણ જતી નથી. આખો દિવસ ગયા પછી એવી એક અશુભ ક્ષણ આવી કે જેથી એકાએક મ્હારી બુદ્ધિ બદલાઇ ગઇ અને એક અબળાથી જે હકીકત ન બોલાય તે મ્હારાથી બોલી જવાઇ." આજના જેવી શર્મમાં બકુરાણી પહેલાં કોઇ દિવસે પડી નહોતી !

વિચારોમાં થોડો વખત વીતિ ગયો. એવામાં પાછળથી કોઇએ બકુરાણીની બન્ને આંખો દબાવી. બકુરાણીના ખોળામાંથી પુસ્તક પડી ગયું. આંખો દાબનારના હાથમાં કંકણ નથી એવી સ્પર્શથી ખાત્રી કરી બકુરાણીએ કહ્યુંઃ-" મ્હોટાં બ્હેન."

નામનો ખરો ઉચ્ચાર થતાં જ આવા કૌતકનો અંત આવે છે; પરંતુ જે વ્યક્તિએ બકુરાણીની આંખો દબાવી હતી તેણે પોતાના હાથ ખેંચી લીધા નહિ. બકુરાણીએ કહ્યું:-" તમે મ્હોટાં બ્હેન નથી કે? આંખો છોડો જોઇએ !"

હજી પણ નયન મુક્ત થયાં નહિ તેથી બકુરાણીએ કહ્યું:-"જો તમે સૌદામિની બ્હેન ન હો તો કાન કાપી આપવા તૈયાર છું. હવે રમત જવા દઈ આંખો છોડો."

સૌદામિનીએ આંખો છોડી બકુરાણીની સ્હામે આવી હસતાં હસતાં કહ્યું:-" કેમ શું વાંચતી હતી ? ' આમ કહી નીચે પડી ગયેલું પુસ્તક ઉંચકી બકુરાણીના હાથમાં આપ્યું.

પુસ્તક તરફ જોઇને બકુરાણીએ કહ્યું:-" આ પુસ્તક વાંચતી હતી."

" પુસ્તક વાંચતી હતી કે પછી આકાશ તરફ જોઇ રહી મનમાંને મનમાં વિચારો કર્યા કરતી હતી ? " આમ કહી સૌદામિની બકુરાણીની પાસે બેંચ ઉપર બેઠી.

સૌદામિનીએ ક્ષણ કાળ સુધી ઉત્તરની રાહ જોઇ. બકુરાણીને ચુપ રહેલી જોઇ તેણે તેના હસ્તને સ્પર્શ કરી કહ્યું:-" મ્હારા ભાઇ ક્યાં ગયા છે ? "

બકુરાણીએ કહ્યું:-" પેલીની પાસે. '

" એ ક્યાં છે ? "

સ્વામીને મુખે સુશી સંબંધી બકુરાણીએ જે હકીકત સાંભળી હતી એ સઘળી કહ્યા પછી તે બોલી:-" મ્હને પણ સાથે આવવા તેમણે કહ્યું હતું; છતાં હું જ ન ગઇ."

એ હકીકત સાંભળી સૌદામિની કાંઇ વિચારવા લાગી. પછી તેણે કહ્યું:-" શા માટે ન ગઇ ? તું તો મુરખ છે ! "

" હું જઇને શું કરત ? "

" કુંદનંદિનીને જોઇ આવત. "

" એને જોઇ હું ચતુર્ભુજ થાઉં કે ? જાઓ-જાઓ, બ્હેન ! હવેથી તમે કુંદનંદિની સૂર્યમુખી. બોલશો નહિ. તમે જ કાલે રાત્રે એવું બોલીને મ્હારું માથું બગાડયું હતું. મ્હારી બુદ્ધિ શુદ્ધિનો લોપ થયો હતો. સ્હાંજે તેમને એક એવું વાકય મ્હારાથી કહી દેવાયું કે જેથી મ્હારી લજ્જાનો પાર જ ન રહ્યો."

"કેમ, ત્હેં શું કહ્યું હતું?"

પછી મૃદુસ્વરે સ્હાંજના પોતાના અદ્ભુત આચરણની હકીકત તેણે સૌદામિનીને કહી. એ હકીકત સાંભળી સૌદામિની ગંભીર બની ગઇ.

થોડા સમય સુધી ચુપ રહ્યા પછી બકુરાણીએ કહ્યું:–"રામ રામ! એમણે કેવો વિચાર કર્યો હશે! મ્હારી ગંભીર ભૂલ થઇ છે, ખરું ને બ્હેન?"

સૌદામિનીએ કહ્યું:–"ત્હારી ભૂલ થઇ છે એમ હું કહેતી નથી. મનમાં ઝેર ભરી રાખવા કરતાં તેને બ્હાર કાઢી નાખવું સારું છે. મ્હારા ભાઇની સાથે તું ગઇ હોત તો સારું એમ હું ધારું છું."

બકુરાણીએ ઉંચું જોયું તો આકાશે કૃષ્ણવર્ણ ધારણ કર્યો હતો. દિવસનો પ્રકાશ સર્વાંશે દૂર થઇ ગયો હતો. થોડા વખત પૂર્વે જે સઘળાં પંખીઓનાં ટોળાં ઘર તરફ જતાં હતાં તે પણ અદૃશ્ય થઇ ગયાં હતાં. આકાશમાં એક બે નક્ષત્રોએ દર્શન દીધું હતું. બકુરાણીએ કહ્યું:–"અંધકાર થઇ ગયો છે. કીકી ફરીને આવી કે?" આમ કહી તે ઉઠી અગાશીના આગળના ભાગ તરફ ગઇ.

"તું બેસ, હું તપાસ કરી આવું છું." કહી સૌદામિની નીચે ચાલી ગઇ. ક્ષણકાળ પછી કીકી આવ્યાની ખબર મળી એટલે બકુરાણી નીચે ઉતરી પડી.

કીકીની પરિચર્યા કરી, તેને સૂવાડી દઇ, ગૃહકાર્યની વ્યવસ્થા કરી બકુરાણીએ શયનગૃહમાં આવીને જોયું તો એ વખતે આઠ પણ વાગ્યા નહોતા. તે વિચારવા લાગી:–"સાડાપાંચ વાગ્યાના તેઓ ગયા છે. અઢી કલાક જેટલો વખત થવા છતાં પાછા કેમ ન આવ્યા? આટલો બધો વિલંબ કેમ થાય છે?"

થોડો વખત બારી પાસે ઉભી રહ્યા પછી શ્રાન્તિનો અનુભવ થવાથી, પંખો ચાલૂ કરી, પુનઃ પેલું પુસ્તક લઇ બકુરાણી દીપક પાસે બેઠી. પુસ્તક વાંચવામાં તેનું મન લાગ્યું નહિ. તે બે લીટી વાંચતી

હતી એવામાં અનેક વિચારો આવી તેના મનને ચંચળ બનાવી દેતા હતા. આજે ઘડીઆળની ગતિ પણ ધીમી પડી ગઇ હોય એમ તેને લાગ્યું. તેનો વખત પસાર થતો નહોતો!

અત્યાર સુધીમાં સૌદામિની ક્યારે આવીને પોતાની નજીક ઉભી રહી છે એ તે જાણી શકી નહોતી. એકાએક આંખો ઉંચી કરીને તેણે જોયું એટલે સૌદામિની હસી પડી. બકુરાણીનાં નેત્રો સાથે પોતાનાં નેત્રોનું મિલન થતાં તેણે કહ્યું:–"તું એકલી અહીં બેસી ન રહેતાં મ્હારી સાથે અગાશીમાં ચાલ." આમ કહી તેણે બકુરાણીનો હાથ પકડી ખેંચ્યો. બન્ને જણી અગાશીમાં જઈ ફરવા લાગી. એ વખતે રાતના સાડાઆઠ વાગ્યા હતા. સંધ્યા સમયે ઘણી ગરમીનો અનુભવ થયો હતો; હમણાં દક્ષિણનો થોડો પવન આવતો હતો.

બન્ને જણી બેન્ચ ઉપર બેઠી એટલે સૌદામિનીએ કહ્યું:–"ત્હારું મન આજે ઉદાસ કેમ થઇ ગયું છે?"

બકુરાણીએ અત્યંત મૃદુસ્વરે કહ્યું:—"તેઓ ખરેખર તેને ચ્હાય છે કે શું?"

સૌદામિનીએ કહ્યું:—"ત્હારા જેવી મુરખ બીજી કોઇ સ્ત્રી નહિ હોય! શા માટે તેઓ એને ચ્હાય?"

"ત્યારે પછી એને માટે તેઓ આટલા બધા આકુળ વ્યાકુળ કેમ છે? તેમને પાછા ફરતાં વિલંબ થાય છે તેથી મ્હને ઘણા વિચાર આવે છે."

સૌદામિનીએ અડધી મિનિટ સુધી ચુપ રહ્યા પછી કહ્યું:–"એક અસહાય સ્ત્રીને તેના સંકટ પ્રસંગે યથાશક્તિ સહાયતા કરવામાં આવે એમાં દોષ જેવું શું છે?"

બકુરાણી ચુપકીદીથી બેસી રહી વિચાર કરવા લાગી. સૌદામિનીએ કહ્યું:–"આવ–આવ, આ અંધકારમાં થોડો વખત ફરીએ."

બન્ને જણી વાત કરતી કરતી ફરવા લાગી. આવી રીતે થોડો વખત પસાર થયો એટલે રાજમાર્ગ ઉપર પરિચિત સ્વરથી મૉટર હોર્ન વાગી ઉઠયો. એ અવાજ સાંભળી બન્ને જણી અગાશીના આગળના ભાગમાં ગઇ. નીચે નોકરવર્ગનો કોલાહલ ચાલૂ થયો. રમણીની ગાડીએ આંગણામાં પ્રવેશ કર્યો.

સૌદામિનીએ કહ્યું:—"જોજે સંભાળ રાખજે. પાછી મ્હારા ભાઈ પાસે મુર્ખાઇ કરીશ નહિ. જો સુશીની કાંઇ વાત નીકળે તો સ્વાભાવિક ભાવથી તેમાં ભાગ લેજે. રીસ કે ક્રોધ દર્શાવીશ નહિ."

"ના, ફરી એવી મુર્ખાઇ નહિ કરું." આમ કહી સૌદામિનીનો હાથ પકડી બકુરાણી નીચે ઉતરી.

દશ મિનિટ પછી પતિ-પત્નીની મુલાકાત થઇ. બકુરાણીએ પૂછ્યું: "શું થયું ?"

"આજે સંધ્યાકાળ થઇ જવાથી જોડાગિરજા તરફ જઇ શકાયું નથી."

"ત્યારે આટલો બધો વિલંબ કેમ થયો?"

"હજી તો નવ જ વાગ્યા છે. ગંગા કિનારા તરફ ફરવા ગયો એટલે વખત લાગ્યો."

બકુરાણીના મનમાં એવો પ્રશ્ન ઉપસ્થિત થયો કે, "એકલા ફરવા ગયા હતા કે સુશીને સાથે લઇ ગયા હતા?" પરંતુ આ પ્રશ્નનો તે પોતાના મુખમાંથી ઉચ્ચાર કરી શકી નહિ.

સ્ત્રીના મુખ તરફ જોઇ રમણી તેના અંતરનો ભાવ સમજી શક્યો કે કેમ એ અમે કહી શકતા નથી. તેણે કહ્યું:-"મ્હેં તને સાથે આવવા કહ્યું છતાં તું આવી નહિ. બીજી તરફ સુશી તને મળવા માટે અધીર બની ગઇ છે. મ્હારી સાથે આજે જ તે અહીં આવતી હતી; પરંતુ મહાકષ્ટે મ્હેં તેને રોકી રાખી છે."

બકુરાણીએ કહ્યું:—"સાથે લઇ આવ્યા હોત તો શી હરકત હતી ?"

"મ્હારો હુકમ મળ્યા સિવાય હું એને અહીં કેવી રીતે લાવી શકું ?" આમ કહી રમણી હસ્યો !

બકુરાણીએ કહ્યું:-"મ્હારો હુકમ જાણ્યા પછી જ તમે દરેક કામ કરો છો કેમ ? ક્યારથી એમ કરવા માંડયું છે ?"

રમણીએ વાતને ઉડાવી દઇ કહ્યું:-"જા, મ્હારું ભોજન લાવવા કહે."

---

## પ્રકરણ ૭ મું

---

## વિજનકુમારી

એક અઠવાડીઉં પસાર થઈ ગયું. હજી સુધી જોડાગિરજામાં જઇ મિસ્ટર ચૌધુરીને મળી રમણી સુશી સંબંધીની કાંઇ વ્યવસ્થા કરી શક્યો નહોતો; કેમ કે મિસ્ટર ચૌધુરી બ્હાર ગામ ગયેલા હોઇ થોડા દિવસમાં તેઓ કલકત્તા પાછા આવવાના હતા.

સુશી એકલી ગ્રેટ ઇસ્ટર્ન જેવા મ્હોટા હોટેલમાં કેવી રીતે રહી શકે ? દરરોજ સ્હાંજે રમણીને તેની ખબર જોવા જવું પડતું હતું. આમ છતાં કોઇ દિવસે ઘેર પાછા ફરવામાં તેને વિલંબ થતો નહોતો. રાત્રે નવ વાગ્યે ઘેર આવી તે ભોજન કરતો હતો. હવે બ્હાર જતી વખતે 'હું અમુક સ્થળે જાઉં છું' એમ બકુરાણી પાસે તેને કહેવું પડતું નહિ. કોઇ કોઇ દિવસે તો બ્હાર જતી વખતે બકુરાણી સાથે તેની મુલાકાત પણ થતી નહોતી. રાત્રે મુલાકાત થયા પછી 'તમે ક્યાં ગયા હતા ?' એવો પ્રશ્ન બકુરાણી પૂછતી નહિ. પત્નીના મનનું ગૂઢ અભિમાન રમણી સમજી શક્યો હતો. વિવાહિતા પત્ની પ્રત્યે પોતે વ્યાજબી વર્તન કરતો નથી એ પણ તે જાણતો હતો; પરંતુ હવે ફક્ત થોડા દિવસમાં જ સુશીની ગોઠવણ થઇ જવાનો સંભવ હતો. કેવળ ચૌધુરી સાહેબ

કલકત્તામાં આવે એટલી જ વાર હતી. સુશીનો બંદોબસ્ત થઇ ગયા પછી પોતે તેની છાયાનો પણ સ્પર્શ નહિ કરે એવો રમણીએ પોતાના મનમાં નિશ્ચય કર્યો હતો.

આજે શનિવાર હતો. બપોરની પોષ્ટમાં સૌદામિનીને એક પત્ર મળ્યો. એ પત્ર ભવાનીપુરથી તેની નણંદ વિજનકુમારીએ લખ્યો હતો.તેણે લખ્યું હતું કે, "બ્હેન! દેશમાંથી મ્હારી ન્હાની બ્હેન કમળા અત્રે આવેલી છે. તેને લઇ આજે રાત્રે કલ્પતરૂ થીએટરમાં જવાની ગોઠવણ કરી છે. બકુરાણી, મ્હોટાં ભાભી અને તમે અમારી સાથે આવો એવી અમારી તીવ્ર ઇચ્છા છે. આજે ઉર્વશી-મિલનનો ખેલ છે. સહુ એમ કહેછે કે ખેલ ઘણો સારો છે. સંધ્યાકાળ પછી હું અને કમળા તમારે બંગલે આવીશું. રમણીમોહન બાબુની રજા મેળવી, ભોજન કરી તમે તૈયાર થઇ રહેજો. જો તમે અમારી સાથે નહિ આવો તો અમને ઘણું દુઃખ થશે."

સૌદામિનીએ આ પત્ર બકુરાણીને બતાવી કહ્યું:-" તું આવીશ કે ?"

બકુરાણીએ કહ્યું:-" મ્હારાં જેઠાણીને પૂછી જુઓ, તેમજ ઘર-ધણીને પૂછી જુઓ; પછી મ્હારી વાત."

સૌદામિનીએ કહ્યું:-" ભાભીને તો હું હમણાં પૂછી જોઇશ. તું મ્હારા ભાઇ પાસેથી રજા મેળવ."

બકુરાણીએ માથું હલાવી કહ્યું:-" ના, નાટકમાં જવાની વાત હું એમને નહિ પૂછું."

આ વખતે રમણીની ભાભીએ ત્યાં આવીને કહ્યું:-" શી વાત-ચિત ચાલે છે ?"

સૌદામિનીએ તેને ઉપરોક્ત પત્ર બતાવ્યો. પત્ર વાંચી તેણે કહ્યું:-" હા, ઉર્વશી-મિલનનો ખેલ સારો થાય છે એમ મ્હેં પણ સાંભળ્યું છે."

સૌદામિનીએ આગ્રહસહિત પૂછ્યું:-" ભાભી, તમે આવશો ?"

ભાભીએ કહ્યું:–" તમારે જવું હોય તો જાઓ. રામાયણ વાંચવાનું મૂકી ઉર્વશી–મિલનમાં હું શું જોવા આવું ? વળી હું પણ સાથે આવું તો ઘર કોણ સંભાળે ? કીકીને કોણ રાખે ? "

સૌદામિનીએ કહ્યું:–" કીકીને આપણે સાથે લઇ જઇશું. એની દાસી પણ સાથે આવશે. કીકી એની પાસે રહેશે. "

ભાભીએ કહ્યું:–" ના, એટલી બધી ભીંડમાં કીકીને લઇ જવાય નહિ. એ ત્યાં રડી રડીને અડધી થઇ જાય. એના જેવડાં ન્હાનાં છોકરાંને નાટકમાં ન જ લઇ જવાં જોઇએ. "

" ત્યારે સહુ કેમ લઇ જાય છે ? "

" જે મુરખ હોય તે લઇ જાય. છોકરાંઓની રડારોળથી જે સ્થળે સ્ત્રીઓ બેસે છે એ સ્થળે કેટલી બધી ગરબડ થાય છે ! એવાં છોકરાંઓની માતાઓને દર્શકોની અસંખ્ય ગાળો સાંભળવી પડે છે. નીચે બેઠેલા પુરુષો વ્યંગ વિદ્રુપ કરે છે. કોઇ કોઇ વખતે અપમાન પણ કરે છે. જો જવું જ હોય તો કીકીને ઘેર રાખી જજો. એ મ્હારી પાસે રહેશે. "

સૌદામિનીએ કહ્યું:–" કીકીની માનો શો મત છે ? "

" હું કાંઇ ન જાણું. " કહીને બકુરાણી ત્યાંથી ચાલી ગઇ.

ભાભીએ કહ્યું:–" વહૂની ખેલ જોવા જવાની ઇચ્છા હોય એમ લાગતું નથી. "

સૌદામિનીએ કહ્યું:–" એનું મન અસ્વસ્થ છે તેથી હું એને લઇ જવા ઇચ્છું છું; નહિ તો મ્હને કાંઇ નાટક જોવાનો શૉખ નથી. જુઓને, એના મુખ ઉપર હાસ્ય નથી, મન ભારે લાગે છે; નાટકમાં આવશે તો ચિત્ત બીજી દિશામાં પરોવાથી એના મનને થોડો આરામ મળશે. "

ભાભીએ કહ્યું:–" ઠીક, ન્હાના ભાઇને પૂછી તમે બન્ને જજો. "

"ભાઇ જયારે ચ્હા પીવા આવશે ત્યારે હું એમને પૂછી જોઇશ."

. નમતા પહોરે કેટલાક મિત્રો આવેલા હોવાથી રમણી ચ્હ પીવા માટે અંતઃપુરમાં ગયો નહિ. સંધ્યાકાળ પછી લક્ષ્મણે આવી ખબર આપી કે, બાબુ ખાણાનો પોષાક પહેરી બ્હાર ગયાછે. આજે તેઓ ઘેર જમવાના નથી તથા તેમને પાછા ફરતાં વિલંબ થશે."

સૌદામિનીએ આવીને કહ્યુંઃ—"ત્યારે હવે શું થશે? નાટકમં જવાની વાત તો ભાઇને પૂછી શકાઇ નહિ!"

બકુરાણીએ કહ્યુંઃ—"ન પૂછી શકાઈ તો નહિ જઇએ."

"વિજનકુમારીએ આગ્રહપૂર્વક લખ્યું છે તેનું કેમ!" આમ કહી સૌદામિનીએ પોતાનું મુખ મ્લાન કર્યું.

અડધા કલાકમાં તો ભવાનીપુરથી ભગિની અને દાસી સાથે વિજનકુમારી આવી પહોંચી. અંતઃપુરમાં પ્રવેશ કરીને તેણે કહ્યુંઃ— "મ્હેં ધાર્યું હતું એમજ છે! હજી સુધી તમે તૈયાર થયાં નથી! અત્યાર સુધી શું કરતાં હતાં?"

સૌદામિનીએ કહ્યુંઃ—"અમે સાથે આવવાનો વિચાર કર્યો હતો. તમારો પત્ર બપોરે મળ્યો હતો. સ્હાંજે ભાઇની રજા લેવાનું નક્કી કર્યું હતું; પરંતુ ભાઇ એકાએક બ્હાર ચાલ્યા ગયા."

વિજનકુમારીએ બકુરાણીના મુખ તરફ જોઇ હસીને કહ્યુંઃ— "આખા દિવસમાં એટલી વાત પૂછી જોવાની ફુરસદ ન મળી?! રમણીબાબુ હમણાં વિશેષ વખત સુધી બ્હાર ફર્યા કરે છે કે?"

આ સમયે રમણીમોહનની મૉટર હોર્નનો અવાજ કરતી ઘેર પાછી આવી. સૌદામિની બોલી ઉઠીઃ—"ભાઇ આવી પહોંચ્યા છે. હું તેમને બોલાવું છું. અરે દાસી, જા જઇને બાબુને બોલાવી લાવ. કહેજે કે, શ્રીમતી બકુરાણી બોલાવે છે."

બકુરાણીએ ક્રોધે ભરાઇને કહ્યુંઃ—"ના—ના, હું નથી બોલાવતી. એમની પાસે મ્હારું નામ ઉચ્ચારીશ નહિ."

દાસી ચાલી ગઇ. અલ્પ કાળમાં જ પરત આવી તેણે કહ્યુંઃ—

" બાબુ પાછા નથી આવ્યા; કેવળ મૉટર પાછી આવી છે. સુંદર-સિંહ સાથે બાબુજીએ એવો સંદેશો મોકલાવ્યો છે કે, આજે તેઓ ઘેર જમવાના નથી તથા રાત્રે મોડા પાછા ફરવાના છે. "

વિજનકુમારી સહુને સાથે લઈ જવાનો અત્યાગ્રહ કરવા લાગી. તેણે કહ્યું, રમણીમોહન બાબુની રજા લીધી નથી તેથી કાંઈ મહાભારત અશુદ્ધ નહિ થઇ જાય. રમણી બાબુનો સ્વભાવ ઘણો સારો છે. આમ કહી તેઓ સર્વ નહિ આવે તો વિજન-કુમારીએ પણ જોવા નહિ જવાની પ્રતિજ્ઞા કરી. છેવટે સૌદામિનીની મ્હોટી ભાભીએ આવી કહ્યું:–" તમે તમારે જાઓ. રમણીમોહન-ભાઇ વઢે તો મ્હારું નામ લેજો. કહેજો કે, તમે મ્હારી રજા લઇને ગયાં હતાં. સઘળો ભાર હું મ્હારે માથે લઉં છું. "

પછી સૌદામિનીએ બકુરાણીને અનેક પ્રકારે સમજાવી એટલે બન્ને જણી આહારાદિ કરી અડધા કલાકમાં તૈયાર થઇ ગઇ. પછી ચારે જણીઓ વિજનકુમારીની ગાડીમાં બેસી નાટકશાળા તરફ વિદાય થઇ. વિજનકુમારીના ઘરનો નોકર કોચમૅનની સાથે હતો. વિજનકુમારીની દાસી ગાડીના પાછલા ભાગમાં બેઠી હતી.

ગાડી જ્યારે નાટકશાળા પાસે જઇ પહોંચી ત્યારે રાતના પોણા-નવ વાગ્યા હતા. ખેલ સાડા નવ વાગ્યે શુરુ થતો હતો. આ ઉર્વશી–મિલનનો ખેલ છેલ્લા ત્રણ ચાર માસથી દર શનિવારે ભજવાતો હોવાથી ગિર્દી કાંઇ વિશેષ થઇ નહોતી.

વિજનકુમારીનો નોકર ટિકીટો લઇ આવ્યો એટલે એ મહિ-લામંડળ જે સ્થળે ચકની અંદર સ્ત્રીઓને બેસવાની જગ્યા હતી એ સ્થળે જઇ બેઠું. હજી ખેલનો આરંભ થવાને વિલંબ હોવાથી તેમને સહુથી આગળની જગ્યા મળી શકી.



## પ્રકરણ ૮ મું

### ઉર્વશી-મિલન

રાત્રે સાડા નવ વાગ્યે ખેલ શુરુ થયો. પહેલા અંકના બે સીન ભજવાઇ ગયા એટલે નાટકશાળાની ઑફિસરૂમમાં ટેલિફોનની ઘંટડી વાગી ઉઠી. નોકરે ટેલિફોન હાથમાં લઇ કહ્યું:–" યસ સર."

" તમે કોણ છો ? "

" કલ્પતરૂ નાટકશાળા. "

" બૉક્ષ ખાલી છે કે ? "

" જી હા, એક બૉક્ષ ખાલી છે. "

" મ્હારે માટે રિઝર્વ કરો. "

" આપ ક્યાંથી વાત કરો છો ? "

" ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલ. "

" ક્યા નામે રિઝર્વ કરું ? "

" મિસ્ટર આર. એઝ."

" ક્યારે પધારશો ? "

" હમણાં જ નીકળીએ છીએ. "

" ઑલ રાઇટ. રિઝર્વ કરી છે. "

વીસ મિનિટ પછી રમણીમોહનની ટૅક્ષી નાટકશાળા પાસે આવી ઉભી રહી. સંધ્યા સમયનો ઇંગ્રેજી પોષાક તેણે પહેરેલો હતો. મુખમાં સિગારેટ હતી. ટૅક્ષીમાંથી ઉતરી સુશીનો હાથ પકડી રમણીએ તેને પણ નીચે ઉતારી. ટૅક્ષીવાળાએ પૂછ્યું:–"થોભું કે હજુર?"

" થોભ. " કહી સુશીની સાથે રમણીએ નાટકશાળામાં પ્રવેશ કર્યો. તે ઉપર જવાનો રસ્તો શોધવા લાગ્યો એવામાં નાટકકંપનીના એક નોકરે આગળ આવી કહ્યું:–" ધીસ વે સર. " આમ કહી એ નોકર દાદર ચઢવા લાગ્યો. સુશી અને રમણી પણ તેની પાછળ ચઢવા લાગ્યાં. એ દાદર ઉપરથી અનેક માણસો ચઢ ઉતર કરતાં

હતાં. એ માણુસોમાંનાં ઘણાં ખરાં સુશીના મુખ તરફ જોવા લાગ્યાં. કોઇએ છુપી રીતે હાસ્ય પણ કર્યું.

રમણી અને સુશી તેમની રિઝર્વ બૉક્ષમાં ઉપસ્થિત થયાં એ વખતે ડ્રૉપસીન પડેલો હતો. પેલા નોકરના હાથમાં ટિકીટના રૂપિયા આપી, પ્રોગ્રામ તરફ જોઈ રમણીએ પૂછ્યું:–" કેટલા અંક ભજવાઇ ગયા છે ? "

" એક અંક. હવે બીજો અંક ચાલૂ થશે. " કહી નોકર ચાલ્યો ગયો.

સુશીએ આસન ઉપર બેસી કહ્યું:–" જોઇ કે આ બંગાળી નાટકશાળાની બૉક્ષ ! ખુરસીઓ કેવી ખરાબ છે ! ગાદી ઉપરના ગલેફે ધોબીનું ઘર જોયું હશે કે કેમ એ શંકાયુક્ત છે ! "

" મ્હેં તો પ્રથમથી જ એમ્પાયર થીએટરમાં જવા કહ્યું હતું; પરંતુ બંગાળી નાટક જોવાનો આગ્રહ તમે કર્યો હતો. "

" બંગાળી નાટક કદાપિ જોયલું નહિ હોવાથી મ્હેં એવો આગ્રહ કર્યો હતો. ગમે તેમ હો, આપણે ક્યાં ખુરસીઓ, ગાદી અને ગલેફ જોવા આવ્યાં છીએ ! જે જોવા આવ્યાં છીએ એ વસ્તુ સારી હોય એટલે બસ. ઠીક, આ ઉર્વશી-મિલન નાટક કોણે લખ્યું છે ? "

" આ નાટક મહા કવિ કાળિદાસના વિક્રમોર્વશી નાટક ઉપરથી બંગાળીમાં લખવામાં આવ્યું છે. "

" તમે અસલ સંસ્કૃત નાટક વાંચ્યું છે કે ? "

" હા. "

" એમાં શી વાત આવે છે તે કહો. હાં, પણ જુઓ તો ખરા, પેલી બૉક્ષમાં કોણ આવ્યું છે ? "

રમણીએ જોયું તો જરીથી ભરેલી મખમલની ટોપી પહેરી એક હ્રષ્ટપુષ્ટ બાબુએ રૉયલ બૉક્ષમાં પ્રવેશ કર્યો હતો. તેની સાથે એક બંગતરૂણી હોઇ, એ તરૂણીએ બનારસી સાડી પહેરેલી હોઇ

તેના અંગ ઉપર પુષ્કળ અલંકારો હતા. એ તરૂણીને રૉયલ સીટ ઉપર બેસાડી બાબુ પાછળની ખુરસી ઉપર ગોઠવાયો. તેની પાછળ બે ખુરસીઓમાં બે ટોપી પહેરેલા બાબુ આવીને બેઠા. તેઓ મ્હોટા બાબુના મિત્ર અથવા સંબંધી હોય એમ લાગતું હતું.

સુશીએ પૂછયું:-" રમણીબાબુ, એ લોક કોણ હશે ? રાજા હશે કે ? "

રમણીએ સ્મિતહાસ્ય કરી કહ્યું:-" એ બડા બજારના મારવાડીઓ છે. "

" મારવાડીઓ છે ? તેમનામાં પર્દાની રીત નથી હોતી ? "

" પર્દો હોય છે. "

સુશી એ અલંકારવિભુષિતા તરૂણી તરફ થોડા સમય સુધી જોઇ રહી. એ તરૂણીએ અત્યાર સુધીમાં એક સિગારેટ સળગાવી માર-વાડી બાબુ સાથે વાત ચાલૂ કરી હતી. તેના હાવભાવ જોઇ સુશી-એ પોતાની દૃષ્ટિ પાછી ખેંચી લીધી. એ તરૂણી સંબંધી હવે તેણે રમણીને એક પણ પ્રશ્ન પૂછયો નહિ. નીચે બેઠેલા પુષ્કળ દર્શકો તરફ દૃષ્ટિ કર્યા પછી ઉંચું જોઇને સુશીએ કહ્યું:-" જુઓ, સ્હામે બધા ચક નાખેલા છે. ત્યાં કેટલી બધી સ્ત્રીઓ બેઠી હશે ! પર્દા-નશીન સ્ત્રીઓને બેસવાની એ જગ્યા હશે કેમ ? "

" હા. "

ચકની પાછળથી સાડીઓના લાલ, લીલા, ગુલાબી વગેરે રંગ અને સુવર્ણાલંકારોનો પ્રકાશ જોવામાં આવતો હતો. કેવળ મનુષ્ય-મૂર્ત્તિઓ દેખાતી નહોતી. સુશીએ કહ્યું:-"રમણીબાબુ, તમે ઠકુરાણીને કોઇ દિવસ નાટક જોવા તેડી લાવ્યા છો કે ? જરૂર તેડી લાવેલા હોવા જોઇએ. મ્હને જેવી રીતે બૉક્ષમાં બેસાડી છે એવી રીતે તમે તેમને તમારી સાથે બેસાડો છો કે બૈરાંઓના બારખાનામાં મોકલી દો છો ? "

રમણીએ હસીને કહ્યું:-" બારખાનામાં મોકલી દઉં છું. "

"ઠીક, હું જો પર્દાનશીન સ્ત્રી હોત તો મ્હને પણ તમે ત્યાં મોકલી દેત કે ? એ તો બહુ ખોટું થાત. તમે એક જગ્યાએ બેસો અને હું બીજી જગ્યાએ બેસું તો એવી રીતે નાટક જોવાથી કાંઇ આનંદ મળે નહિ. બન્ને સાથે બેસીએ એ જ તમને ગમે છેને ?"

આ વખતે વાદ્યયંત્રો ચાલૂ થયાં. રમણીએ કહ્યું:-"હવે બીજો અંક શુરુ થશે."

સુશીએ કહ્યું:-"પહેલો અંક તો જોઇ ન શકાયો ! તમે એની વાત મ્હને કહો."

રમણીએ કહ્યું:-" સંક્ષેપમાં એ વાત એવી છે કે, ઉર્વશી નામની ઇંદ્રની સભાની એક મુખ્ય અપ્સરા આકાશમાંથી ઉડી જતી હતી. એવામાં એક અસુર આવી તેનો ચોટલો પકડી બળાત્કારે તેને ખેંચી જવા લાગ્યો. ઉર્વશીની સખીઓ તથા બીજી અપ્સરાઓએ એથી ઘણું કલ્પાંત કરવા માંડયું. પુરૂરવા નામનો રાજા રથમાં ચઢી એ સ્થળેથી જતો હતો. તેણે ઉર્વશી ઉપર બળાત્કાર ગુજરતો જોઇ તે તરફ રથ લઇ જઇ અસુરને પકડી તેનો સંહાર કરી નાખ્યો. એ વખતે ઉર્વશીને મુર્ચ્છા આવી હતી. મુર્ચ્છિત સ્થિતિમાં તેને રથમાં સૂવાડી, તેની સખીઓ જે સ્થળે કલ્પાંત કરતી હતી એ સ્થળે લઇ આવી રાજાએ ઉર્વશીને તેની સખીઓના હાથમાં સમર્પણ કરી. ઉર્વશી સુસ્થ થઇ, રાજાના મુખનું એક બે વખત દર્શન કરી સ્વર્ગમાં પાછી ચાલી ગઇ; પરંતુ તેણે રાજાના મુખનું દર્શન કર્યું તેથી મુશ્કેલી ઉભી થઇ !"

સુશીએ વિસ્મયથી પૂછયું:-" કેમ, એથી શી મુશ્કેલી ઉભી થઇ ?"

"બન્ને જણાંનાં મનમાં એક બીજાં માટે પ્રેમ ઉત્પન્ન થયો."

સુશીએ દાંતથી અધરને દંશ કરી ભ્રુકુટી ચઢાવી કાંઇ વિચાર કર્યો. પછી તેણે કહ્યું:-" રાજાને રાણીબાણી હતી કે ?"

"હા."

સુશીએ ગંભીરભાવથી કહ્યું:–" હાં સમજી. ત્યારે તો મુશ્કેલી ઉભી થયા જેવું ખરું. વારું, પછી શું થયું ? "

આ વખતે ઘંટનો અવાજ થયો અને ડ્રોપસીન ઉંચકાયો. બીજા અંકની શુરુઆત થઇ. મહારાણી ઓશીનરીએ રાજાના ઉદાસભાવનું દર્શન કરી, તેની ઉત્કંઠાનું કારણ જાણી આવવા માટે પોતાની સખી નિપુણિકાને રાજાના મિત્ર વિદૂષક પાસે મોકલી હતી. નિપુણિકાએ નિપુણ કૌશલથી વિદૂષક પાસેથી સઘળી ખરી હકીકત જાણી લીધી. એ જોઈ સુશી હસવા લાગી. ત્યાર પછી ઉપવનમાં વિરહવ્યથાથી ખિન્ન બની ગયેલા રાજાની વિદૂષક સાથે વાતચિત થઇ. આકાશયાનમાં ઉર્વશી અને ચિત્રલેખાએ પ્રવેશ કરી, પોતે અદૃશ્ય રહી રાજાના પ્રણયની ઉત્કંઠાનું દર્શન કરવા માંડયું. સુશીએ પૂછ્યું:–" રાજા એમને જોઇ શકતો નથી ? "

" ના. અપ્સરાઓ માયાવીવિદ્યા જાણતી હોવાથી એ વિદ્યાના બળથી મનુષ્યની દૃષ્ટિથી તેઓ અદૃશ્ય રહી શકે છે અને સઘળું જોઇ શકે છે. "

સુશીએ હસી સ્હામે આંગળી કરી કહ્યું:–" પેલા ચક પછવાડે જે પરીઓ બેઠેલી છે તેમને આપણે જોઈ શકતાં નથી; છતાં તેઓ આપણને જોઇ શકે છે, એવી જ રીતે કેમ ? "

રમણીએ હસીને કહ્યું:–" હા, એવી જ રીતે. "

રાજાનો ખેદ જોઈ અદૃશ્ય રહેલી ઉર્વશીએ પત્ર ફેંકવો, રાજાએ એ પત્ર વાંચી સાચવવા માટે વિદૂષકને આપવો, ઉર્વશીનો આવિર્ભાવ અને રાજા સાથે તેની વાતચિત, વિદૂષક પાસેથી પત્ર ખોવાઇ જવો, રાજાની શોધમાં નીકળતાં રાણી ઓશીનરીને એ પત્ર મળવો, પછી રાજાને તેણે અભિમાનનાં વચન સંભળાવવાં વગેરે પ્રસંગો ઘણા ધ્યાનથી સુશી જોવા લાગી. આવી રીતે બીજો અંક સમાપ્ત થયો અને ડ્રોપસીન પડયો. સ્ટેજ ઉપરના દીપક બુઝાઇ ગયા અને દર્શકસ્થાનના દીપકો ઉજ્વળ થયા. રમણીએ પૂછ્યું:– " સુશીલા! કેમ લાગે છે ? "

સુશીએ અંતરના ઊંડાણમાંથી એક ગાઢ નિઃશ્વાસ મૂકી કહ્યું:-" રમણીબાબુ, ઉર્વશીનું કોઈ નથી, તે રાજાને ચ્હાય છે; પરંતુ રાજા વિવાહિત છે. તેની પોતાની સ્ત્રી હોવા છતાં તે ઉર્વશી ઉપર આટલો બધો પ્રેમ શા માટે કરે છે ? "

રમણીએ કહ્યું:-" પ્રથમ તમે મ્હારી એક વાતનો ઉત્તર આપો. ઉર્વશી શા માટે રાજાને ચ્હાવા લાગી? એ સ્વર્ગમાં રહે છે, ત્યાં ઇંદ્ર, ચંદ્ર, વાયુ, વરૂણ જેવા મહાન્ દેવતાઓ એના પ્રણયાકાંક્ષી છે. આમ છતાં મૃત્યુલોકના માનવી ઉપર તે કેમ મોહી પડી?"

સુશીએ કહ્યું:-" કોણ કોને ક્યારે કયી દૃષ્ટિથી જોશે એ કેવી રીતે કહી શકાય ? "

રમણી:-ત્યારે તો હવે તમે જ તમારા પ્રશ્નનો ઉત્તર આપી દીધો છે.

સુશીએ એક ગાઢ નિઃશ્વાસ મૂકીને કહ્યું-" એ ખરું છે ! હું એમ કહેતી હતી કે, ઉર્વશીના મનમાં પ્રથમ રાજા માટે પ્રેમ ઉત્પન્ન થયો હતો; છતાં જો તેના જોવામાં આવ્યું હોત કે, રાજા તેને ચ્હાતો નથી તો કદાચ તેના મનમાં ઉત્પન્ન થયેલો પ્રેમ કાળક્રમે તેની સ્મૃતિમાંથી દૂર થઇ જાત. રાજાનો પ્રેમ નજરે પડવાથી જ ઉર્વશીનો પ્રેમ ઘણી ઝડપથી સળગી ઉઠયો છે. રાજાને રાણી હોવા છતાં ઉર્વશી માટે આવી રીતે ગાંડા બની જવું એ એને માટે ઉચિત છે કે ? "

રમણીએ કહ્યું:-" એ જ જીવનની ટ્રેજેડી છે. જે કાર્ય પોતાને માટે ઉચિત નથી હોતું તે જ કાર્ય મનુષ્ય કરે છે."

" ઠીક હવે શું થશે ? બન્નેનું મિલન થશે કે ? નાટકનું નામ ઉર્વશી-મિલન હોવાથી મિલન થવું જ જોઇએ. એમનું બન્નેનું મિલન થશે તો રાણીનું શું થશે રમણીબાબુ ? "

રમણીએ કહ્યું:-" ચાલો, બ્હાર ખુલ્લા છજામાં થોડો વખત

ફરીએ. અહીં પુષ્કળ ગરમી લાગે છે." આમ કહી સુશીનો હાથ પકડી રમણી બૉક્ષમાંથી બ્હાર નીકળી પડયો.

તેમના બ્હાર નીકળી ગયા પછી લગભગ એક મિનિટે ચક પછવાડે બેઠેલી સ્ત્રીઓમાં એકાએક બૂમાબૂમ ચાલુ થઇ. થીએ-ટરમાં બેઠેલાં સઘળાં માણસો શંકિત ચિત્તે તે તરફ જોઇ રહ્યાં. ઉપરથી 'પાણી લાવો' 'પંખો લાવો,' 'ખસો—જગ્યા આપો—હવા આવવા દો.' એવાં સ્ત્રીકંઠથી ઉચ્ચારાતાં ઉચ્ચ વાકયોએ દર્શકો-નું કુતૂહલ વધારી મૂક્યું. જે લોકોની સ્ત્રી, કન્યા, બ્હેન ઉપર ચકની પાછળ બેઠેલાં હતાં એ લોકો ભયથી વિહ્વળ બની સ્ત્રી-ઓની જગ્યાએ જવાના દાદર તરફ દોડયા. થોડા વખત પછી એવા સમાચાર મળ્યા કે, એક સ્ત્રીને મુર્ચ્છા આવી હતી. લોકો અંદર અંદર કહેવા લાગ્યાઃ-" શરીર સારું ન હોય તો શા માટે નાટકમાં આવવું જોઇએ ? રાંડોને પણ નાટકનો કાંઇ ઓછો શૉખ છે કે ?"

સુશીની સાથે રમણી પાછો જ્યારે બોક્ષમાં આવ્યો ત્યારે સઘળી ગરબડ શાન્ત થઇ ગઇ હતી. ખુરસી ઉપર બેઠા પછી સુશી-એ કહ્યું:-" હજી ડ્રૉપ ઉંચકાયો નથી ? મ્હેં તો ધાર્યું હતું કે, ખેલ પાછો ચાલૂ થઇ ગયો હશે."

ત્રીજા અંકમાં રાજરાણીએ સ્વામીને સંતુષ્ટ કરવાનું વ્રત પૂર્ણ કર્યું. રાણીએ રાજાને પ્રણામ કરી કહ્યું:-" હું આ રોહિણી અને ચંદ્રદેવને સાક્ષી રાખી મહારાજને પ્રસાદિત કરું છું. આજથી આર્યપુત્ર જે સ્ત્રીની કામના કરશે તથા જે રમણી આર્યપુત્ર સાથે સમાગમ કરવાની ઇચ્છા રાખતી હશે તેમના તરફ હું કોઇ પણ પ્રકારની પ્રતિબંધકતા અર્થાત્ વિરુદ્ધાચરણ નહિ કરું."

આ સાંભળી સુશીએ કહ્યું:-" ઠીક રમણીબાબુ, રાજાને કોણ વિશેષ વ્હાલ છે ? રાણી કે ઉર્વશી ?"

રમણીએ મનમાં ને મનમાં હસીને કહ્યું:-" રાણી તો રાજાને

જાણી જોઈને છોડી દે છે. જે જેને ચ્હાતું હોય તે તેના ઉપરનો સઘળો અધિકાર ઉઠાવી શકે ખરું ?"

સુશી હસીને માથું હલાવવા લાગી. તેણે કહ્યું:-" ના રમણી-બાબુ, એમ નથી. જેનો પ્રેમ અચળ અને અસીમ હોય છે તેજ આવી રીતે પોતાના સ્વાર્થનું બળિદાન આપી શકે છે. આવી વાત કહેતાં રાણીને કેટલું બધું દુઃખ થતું હશે!" અંકના છેવટના ભાગમાં ઉર્વશી સાથે રાજાનું મિલન થયું.

ચતુર્થ અંકની શુરુઆતમાં રાજા અમાત્યોના હાથમાં રાજ્ય-ભાર અર્પણ કરી ઉર્વશીને લઇ કૈલાસ પર્વત ઉપર ગયો તથા ત્યાં મંદાકિનીને તીરે રમતી વિદ્યાધરદુહિતા ઉદકવતી તરફ તેનો પ્રેમ આકર્ષાવાથી, ઉર્વશી રોષાવેશથી કુમાર-વનમાં પ્રવેશ કરી અભિ-શાપને લીધે લતાના રૂપમાં ફેરવાઇ ગઇ. પ્રિયાના વિરહને લીધે રાજાનો ઉન્માદ તથા તેની વિલાપોક્તિ સાંભળી સુશીનાં નેત્રોમાં અશ્રુબિંદુ તરી આવ્યાં. રમણીએ તેને એક બે પ્રશ્ન પૂછ્યા; પણ ઉત્તર મળ્યો નહિ.

અંકના છેવટના ભાગમાં શૈલસુતાની ચરણરક્તિમાથી ઉત્પન્ન થયેલો સંગમ-મણિ મળતાં રાજાએ તેનો લતાને સ્પર્શ કરી ઉર્વશીને પાછી મેળવી. બન્નેના મિલનના આનંદમાં પર્દો પડ્યો.

બાહુ સ્પર્શથી સુશીના વિચારોનો ભંગ કરી રમણીએ કહ્યું:-" કેમ લાગે છે ?"

સુશીએ એક ગાઢ નિઃશ્વાસ મૂકી કહ્યું:-" સારું લાગે છે."

રમણીએ ઘડીઆળ જોઇ કહ્યું:-" બાર વાગ્યા છે. ખેલ હજી કલાકેક પછી પૂરો થશે. છેવટ સુધી બેસવું છે કે ? વિશેષ ઉજાગરો કરશો તો તમારી તબિયત બગડશે. ચાલો, હવે વિદાય થઇએ."

હૉટેલ આગળ પહોંચી બીજે મજલે જઇ રમણીએ કહ્યું:-"તમે ઘણાં થાકી ગયાં હો એમ લાગે છે. સૂવા જતાં પહેલાં કાંઇ ખાશો કે ? નાસ્તો અને ચ્હા લેશો ?"

" તમે ? " સુશીએ પૂછ્યું.

" હું પણ નાસ્તો કરીશ. " આમ કહી તેને સાથે લઇ રમણીએ ડાઇનિંગ સેલૂનમાં પ્રવેશ કર્યો. આ વખતે એ સ્થાને કોઈ નહોતું; કેવળ એક ખાનસામો મેજ ઉપર બેસી ઝોકાં ખાતો હતો. રમણીએ તેને ઉઠાડી બે ખુરસીઓ અને એક ટેબલ બ્હાર છજામાં મૂકાવ્યાં. ખાનસામો છજામાંની વિજળીનું બટન દબાવી બત્તી કરવા ગયો. રમણીએ ખાનસામાને તેમ કરતાં અટકાવીને કહ્યું:–" બત્તીની જરૂર નથી. "

ચાંદની પ્રકાશી રહી હતી. રમણીએ સુશીને પૂછ્યું:–" શું મંગાવવું છે "

સુશીએ કહ્યું:–" ચ્હા અને સૅન્ડવિચ મંગાવો. "

રમણીએ કહ્યું:–"ચ્હા ? એના કરતાં Let's have a vermouth 'twill, pick you up. " આદેશ અનુસાર ટ્રે ભરી ખાદ્ય અને પેય પદાર્થ લાવી આપી ખાનસામો બીલ ઉપર સહી કરાવી ચાલ્યો ગયો.

થોડા સમય સુધી ખાદ્ય અને પેય પદાર્થનો સદ્‌વ્યવહાર કરી રમણીએ પૂછ્યું:–" બંગાળી નાટક તમને કેવું લાગ્યું ? "

સુશીએ ક્ષીણ સ્વરે કહ્યું:–" સારું. "

" તમે ઘણાં થાકી ગયાં છો, કેમ ? "

" ત્યાં પુષ્કળ ગરમી લાગતી હતી ! ઘણી દુર્બળતા આવી હોય એમ લાગે છે. "

રમણીએ થોડી વરમાઉથ સુશીના પ્યાલામાં રેડી. વચ્ચે વચ્ચે વાદળાં આવી ચાંદનીને મ્લાન કરી દેતાં હતાં. વાદળાં દૂર થઇ જતાં એટલે પાછી ચાંદની પ્રકાશી નીકળતી હતી. રસ્તાની પેલી તરફ ગવર્નરના બાગમાં કોકિલ બોલી ઉઠતું હતું. સુશીને ચુપ રહેલી જોઇ રમણીએ પૂછ્યું–" શો વિચાર કરો છો ? "

સુશીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. થોડા સમય સુધી રાહ

જોયા પછી રમણીએ પૂછ્યું:-" શરીરને સહજ આરામ જણાય છે કે? હવે સૂઇ રહેવા જશોને?"

સુશીએ કહ્યું:-" ઉતાવળ શી છે? તમને હવે ઉતાવળ હોય એમ લાગે છે!"

" ના-ના, ઉતાવળ જેવું કાંઇ નથી. તમે શો વિચાર કરો છો?"

" હું પુરૂરવા અને ઉર્વશીની વાતનો જ વિચાર કરું છું."

" ઠીક, કયો વિષય તમને સહુથી વધારે પસંદ પડયો?"

" રાજાના વિરહનો. ઉર્વશી જ્યારે લતા થઇ ગઇ હતી અને રાજા તેને જોઇ નહિ શકવાથી શોધ્યા કરતો હતો તેમ જ વિલાપ કરતો હતો એ વિષય મ્હને બહુ સારો લાગ્યો છે. આહ! ઉર્વશી ઉપર રાજાનો કેટલો બધો પ્રેમ હતો! હું એ વાતનો જ વિચાર કર્યા કરું છું."

" એમાં વિચારવા જેવું શું છે? નાટક તે નાટક."

" હું એમ વિચારું છું કે, મ્હને જો કોઇ એવી રીતે ચ્હાય તો હું શું કરું?"

રમણી એકાએક બોલી ઉઠયો:-" ધારો કે કોઇ એવી રીતે જ તમને ચ્હાય છે તો તમે તેને ચ્હાઓ કે નહિ?"

સુશીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. થોડા વખત પછી ગવર્નર સાહેબના બંગલા તરફથી રાતના એક વાગ્યાનો એક ટકોરો સંભળાયો.

રમણીએ કહ્યું:-" હવે વિલંબ નહિ કરતાં સૂઇ જાઓ."

રમણી સુશીને તેના શયનગૃહમાં લઇ ગયો. દ્વાર પાસે ગયા પછી રમણીએ કહ્યું:-" ત્યારે હું જાઉં છું; રજા છે?"

સુશીએ ગાઢ સ્વરે કહ્યું:-" જાઉં છું એમ નહિ કહેતાં આવજો કહો."

" ભલે ત્યારે આવજો."

" હા, પધારો."

" ગુડ નાઇટ " કહી સુશીનો હાથ લઇ તેનો પોતાના ઓષ્ઠ સાથે સ્પર્શ કરી રમણી વિદાય થયો. સુશીએ શયનગૃહમાં જઇ બિછાનામાં પડી, રડી રડીને ઉશિકું ભીંજવવાની શુરુઆત કરી.



## પ્રકરણ ૯ મું

### રમણીની વિચારસૃષ્ટિ

રાત્રે એક વાગ્યે ઘેર જઈ પહોંચી લક્ષ્મણ નોકરની સહાયતાથી રમણીએ પોતાના અંગ્રેજી પોષાકમાંથી મુક્તિ મેળવી પાતળું ધોતીઉં અને પહેરણ પહેરી ઘણો આરામ અનુભવ્યો. તેણે લક્ષ્મણને કહ્યું:–" આટલી મોડી રાતે ઉપર જવું નથી. તું અત્રે જ બિછાનું તૈયાર કરી દે. "

લક્ષ્મણ આ આજ્ઞા પાળવા તરફ સહજ દુર્લક્ષ્ય કરવા લાગ્યો. તેણે કહ્યું:–" હજુર ! મ્હારાં બહુમાજીની તબિયત આજે ખરાબ થઇ ગઇ હતી. "

રમણીએ આંખો ઉંચી કરી પૂછ્યું:–" શું થયું હતું ? "

" મુર્છા આવી હતી. "

" હમણાં કેમ છે ? "

લક્ષ્મણે કહ્યું:–" ઠીક છે, એવી ખબર મળી છે કે કલાકેક થયાં તે સૂતાં છે. "

ક્યાં કેવી સ્થિતિમાં મુર્છા આવી હતી એ સંબંધી રમણીએ કાંઇ પૂછ્યું નહિ. લક્ષ્મણે પણ વિશેષ કાંઇ કહ્યું નહિ. રમણીએ વિચાર્યું:–" જો એમ છે તો પછી મ્હારે અત્યારે ઉપર જઇ એની નિદ્રાનો ભંગ કરવો ઉચિત નથી. "

લક્ષ્મણે સંકોચથી પૂછ્યું:–" બિછાનું અહીં જ તૈયાર કરી આપું કે હજુર ? "

રમણીએ સહજ વિરક્તિસૂચક સ્વરે કહ્યું:–" હા–હા, અહીં જ કરી આપ. તને કેટલી વખત કહેવું પડશે ? "

લક્ષ્મણ બિછાનું તૈયાર કરી, સિગારેટ, દીવાસળીની પેટી, ઍશ ટ્રે વગેરે જરૂરી વસ્તુઓ પલંગની પાસે યથાસ્થિત ગોઠવી દઇ, ધીમેથી બારણાં બંધ કરી બ્હાર ચાલ્યો ગયો.

દશ મિનિટ પછી બત્તી બુઝાવી રમણીએ શય્યામાં પ્રવેશ કર્યો. પાંચ, દશ અને પંદર મિનિટ પસાર થઈ જવા છતાં તેને નિદ્રા આવી નહિ. તેના અંતરમા અનેકવિધ વિચાર ઉપજતા હતા. પ્રથમ બકુરાણીના વિચાર તેના મનમાં ઉપજ્યા. તેણે વિચાર્યું:– "આટલા લાંબા કાળ પછી પાછી આજે એકાએક તેને મુર્છા કેમ આવી ? પહેલાં વચ્ચે વચ્ચે મુર્છા જો કે આવતી હતી ખરી; પરંતુ દોઢ વર્ષથી અર્થાત્ કીકીનો જન્મ થયો ત્યારથી એ દર્દ દૂર થઇ ગયું હતું. બકુરાણીનું શરીર ઘણું દુર્બળ બની ગયું છે. શરીરમાં લોહી ઘણું ઘટી ગયું છે. મ્હોં, આંખો વગેરે ફીક્કાં પડી ગયાં છે." આ સર્વ પરિવર્તન રમણીના લક્ષ્યમાં હતું. થોડા દિવસ માટે પોતાની સાથે હવાફેર કરવા માટે તેને લઇ જવાનું રમણીએ વિચાર્યું. તેને એમ લાગ્યું કે, સુશીનો કાંઇ બંદોબસ્ત કરી, બકુરાણીને સાથે લઈ એકાદ માસ માટે દાર્જીલિંગ અથવા સિમલા જવાની ઘણી જરૂર છે. જોડાગિરજાના ચૌધુરી સાહેબ હજી કલકત્તા પાછા ફર્યા નહોતા એ જ કેવળ મ્હોટી મુશ્કેલી હતી!

આ 'મુશ્કેલી' યાદ આવતાં એ શબ્દનો જાણે કે રમણીના મનમાં પ્રતિધ્વનિ થયો. તેના મસ્તિષ્કમાં જાણે કે વીણા વાગી ઉઠી. નાટકનું દર્શન કરતી વખતે ઉર્વશીના પ્રેમમાં પડેલા એક રાણી છે એ સાંભળી સુશીએ કહ્યું હતું કે, 'ત્યારે તો મુશ્કેલી ઉભી થયા જેવું ખરું !' સુશીએ જ્યારે એ શબ્દો ઉચ્ચાર્યા ત્યારે તેનાં નયનની દૃષ્ટિ કેવી મનોહર હતી! તેના મુખનો ભાવ કેવો સુંદર હતો! જો કે એ કાંઇ સુખની વાત નહોતી તથાપિ એ ઝેર જેવી વાતમાંથી

કેવું અમૃત ઝર્યું હતું? એ અમૃત ઝરવાનું શું કારણ હતું?

ત્યાર પછી રમણીએ વિચાર્યું:-" આ એક અન્યાય છે. એક પરણેલા પુરુષને પરસ્ત્રીની વાત આટલી બધી મધુર ન લાગવી જોઇએ. તે ઉપરાંત આજે મ્હારાથી એક ગંભીર ભૂલ થઇ ગઇ છે. આજે એક રીતે જોવા જતાં હું તેને એમ કહી ચુક્યો છું કે, 'હું તમને ચ્હાઉછું' મ્હેં એ સારું કામ કર્યું નથી. વળી ઘટનાચક્રનો યોગાયોગ પણ કેવો આશ્ચર્યજનક છે! આટલા બધા ખેલ હોવા છતાં કલ્પતરૂ નાટક-કંપનીમાં આજે ઉર્વશી-મિલનનો ખેલ ભજવાયો! એ ખેલમાં એક પરણેલા પુરુષનો પરસ્ત્રી ઉપર પ્રેમ અને મિલન સિવાય બીજું શું છે! એ ખેલ જોઇ સુશી પોતાના મનમાં એવી કલ્પના કરી શકે કે, એક પરણેલો પુરુષ બીજી સ્ત્રીને ચ્હાઇ જો તેની સાથે લગ્ન કરે તો એમાં દોષ જેવું શું છે? કોણ જાણતું હતું કે, કલ્પતરૂ નાટકમાં આજે ઉર્વશી-મિલનનો ખેલ ભજવાશે? જો જાણતો હોત તો હું સુશીની સાથે ત્યાં જાત નહિ."

ઘડીઆળમાં બે વાગ્યા. એ ટકોરા સાંભળી રાત ઘણી ગયેલી જોઇ નિદ્રાધીન થવાનો રમણીએ વિચાર કર્યો. અંતરમાંથી ચિંતાનો પ્રવાહ દૂર કરી નિદ્રાધીન થવાનો તે યથાશક્તિ પ્રયત્ન કરવા લાગ્યો; પરંતુ સર્વસંતાપહારિણી નિદ્રાદેવીએ તેના ઉપર કૃપા કરી નહિ. તેને ઘણી ગરમીનો અનુભવ થવા લાગ્યો. રમણીએ ઉઠી વિજળીના પંખાનો વેગ વધાર્યો. પછી તેણે પાછું શયન કર્યું. નેત્રો મીંચી પુનઃ ચિંતાના હસ્તમાં તેણે આત્મસમર્પણ કર્યું. તેણે વિચાર્યું:-" બેમાં બે મેળવતાં ચાર થાય છે. સુશીને આજે નાટકમાં શું દેખાડયું? રાજા પરણેલો હોવા છતાં પણ તે બીજી સ્ત્રીને ચ્હાઇ તેની સાથે વિવાહ કરે છે. હૉટેલમાં પાછી ફરી સુશીએ જ્યારે કહ્યું કે, 'હું એમ વિચારું છું કે, મ્હને જો કોઇ એવી રીતે ચ્હાય તો હું શું કરું?' ત્યારે મ્હેં કહ્યું, 'ધારો કે કોઈ ચ્હાય છે.' કોણ ચ્હાય છે એ સુશી સમજી શકી હશે? હિન્દુ અને ક્રિશ્ચિયન્ વિવાહમાં કાંઇ હરકત જેવું નથી;

પરંતુ સુશી એમ જાણતી હોવી જોઇએ કે, એક સ્ત્રી હોવા છતાં બીજી સ્ત્રીસાથે લગ્ન કરવામાં ક્રિશ્ચિયન્ લગ્નનો કાયદો બાધારૂપ છે. વળી કદાચ કાંઇ બાધા જેવું ન હોત તો હું એની સાથે લગ્ન કરી શકત કે? બકુરાણીને દુઃખસાગરમાં ડુબાવી સુશી સાથે હું લગ્ન કરું એ સંભવિત છે કે? ના–ના!"

પછી રમણી પોતાના મનમાં ને મનમાં કહેવા લાગ્યોઃ–"લગ્ન કરવાની વાત કોણ કરે છે! હું તો તર્કની દષ્ટિથી એ વિષયનો વિચાર કરૂં છું. અમે ઇંગ્રેજી ભણી બે વિવાહને જે મહાન્ ખોટું કામ સમજીએ છીએ એ સમજ ખરી છે કે? એક સ્ત્રી જીવતી હોય અને બીજી સ્ત્રી પરણવામાં આવે તો તેથી પહેલી સ્ત્રીને પુષ્કળ દુઃખ થાય છે કે? જો વાસ્તવિક રીતે એમજ હોય તો માનવમનસ્તત્ત્વના સૂક્ષ્મદર્શી મહાન્ કવિ કાળિદાસ જેવાએ આવા વિવાહ ઉપર જ આટલાં બધાં નાટકો કેમ લખ્યાં? આ વિષયપરત્વે તેઓ અંધ અને અવિચારી હતા કે? જે શકુંતલા જગતનાં નાટકોમાં ઉત્તમોત્તમ નાટક ગણાય છે તેનો નાયક દુષ્યન્ત રાજા પણ કાંઈ કુંવારો નહોતો. માલવિકાગ્નિમિત્રમાં તેમજ છે, રત્નાવલીમાં તેમજ છે–અનેક સંસ્કૃત નાટકોમાં એવું જોવામાં આવે છે. ભોજરાજા જેવો પરમ ધાર્મિક રાજા કળિયુગમાં બીજો કયો જન્મ્યો છે? સખ્ત તાપમાં શિકારેથી તે ઘોડા ઉપર બેસી પાછો ફરતો હતો ત્યારે પુષ્કળ તૃષા લાગવાથી છાશ વેચનારી એક સુંદર ગોપકન્યા પાસે તેણે છાશ માગી. ગોપબાળા જાણતી હતી કે, એ ભોજરાજ હોઇ અત્યંત કાવ્યાતુરાગી છે; તેથી તેણે કહ્યું;

'हिम–कुन्द–शशिप्रभ–शंखनिभं
परिपक्व–कपित्थ–सुगन्ध–रसम् ।
युवती–करपल्लव–निर्म्मथितं
पिब हे नृपराज रूजापहरम् ॥'

આ શ્લોક બોલી તેણે રાજાને છાશ પાઇ. વનસ્પતિના સુગંધે

રસમાં ભેળવેલી એ બરફના જેવી સફેદ છાશ હતી. વાહ ! કેવી ચમત્કારિક ઉપયોગી વસ્તુ ! જો હમણાં એક પ્યાલો મળી આવે તો સારું-ઉહ્ ગરમી ઘણી લાગે છે ! છાશને ગોપકન્યાએ રૂજાપહરમ્ કહી તેથી સર્વ રોગનો વિનાશ કરે છે એ હકીકત ગોપજાતિના જાણવામાં હોવી જોઇએ. એ શોધ કાંઇ એકલા આજકાલના સાહેબોએ કરી નથી. હવે એ વાત જવા દઇએ. છાશ પી પરમ તૃપ્ત થઇ રાજાએ તેનું મૂલ્ય આપવાની ઇચ્છા દર્શાવી એટલે લજ્જાથી લાલચોળ બની જઇ ગોપકન્યાએ પોતાનું મસ્તક નમાવી કહ્યું, ' મ્હને બીજું મૂલ્ય જોઇતું નથી. આપ મ્હારી સાથે લગ્ન કરો' વાહ ! એ બાળા ઘણી સાહસિક હોવી જોઇએ ! રાજાએ પોતાની પ્રથમ મહિષી લીલાદેવીની રજા લઇ ગોપકન્યા સાથે લગ્ન કર્યું. પતિ પુનઃ વિવાહ કરવા ઇચ્છે છે એવું જાણી લીલાદેવી તો ચંડિકા બની ગઇ નહિ !" રમણીએ મનમાં ને મનમાં હસીને કહ્યું:-"એ વખત સારો હતો !"

રમણીને તૃષા લાગી હતી તેથી તેણે ઉઠી, બત્તી સળગાવી યુવતીના કરપલ્લવથી વલોવાયલી સુગંધમિશ્રિત છાશને અભાવે, લક્ષ્મણે ભરી રાખેલા ચંબુમાંથી કલકત્તાના નળના પાણીનો એક પ્યાલો પી તૃષા છીપાવી.

પાછો બિછાનામાં શયન કરી તે સુશીના વિચાર કરવા લાગ્યો:-"ચૌધુરી સાહેબ આવશે એટલે સુશીને જાણે કે આશ્રય મળશે. પછી ? કોઇ સ્થળે કન્યાવિદ્યાલયમાં સુશીને નોકરી મળશે; પરંતુ એટલું થવાથી તેનું જીવન સુખી થઇ શકશે કે ? એનું કોઇ અંગત સગું નથી-એની સંભાળ કોણ રાખશે ? જો તે ફરીથી લગ્ન કરે તો કદાચ સુખી થઇ શકે. હવે પોલના જેવા વાંદરા સાથે નહિ પણ કોઇ સારા સચ્ચરિત્ર, સુશીલ, સુશિક્ષિત ક્રિશ્ચિયન્ યુવક સાથે. એનું કોઇ અંગત સગું નથી-એની સંભાળ કોણ રાખશે ? પોલને પ્રથમની એક સ્ત્રી હયાત છે. સુશીની સાથે તેનું લગ્ન થયું છે તે યથાર્થ રીતે લગ્ન જ નથી એ વાત આજ સુધી મ્હેં તેને કહી નથી; પરંતુ

એ વાત તેને કહેવી જોઇએ. એને ગમે એવા કોઇ યુવક સાથે ક્રમે-ક્રમે એનો આલાપ પરિચય થશે. એ યુવક સુશીને ચ્હાશે નહિ કે? જરૂર ચ્હાશે. ધીમે ધીમે બન્ને વચ્ચે પુષ્કળ પ્રેમ થશે. પછી સુશી એ યુવકને પરણી સુખી થઇ શકશે. આમ છતાં પોતે જે કાંઇ કહ્યું છે તે ખરું છે એની ખાત્રી જોઇએ. એ વિષયની ખાત્રી કરવા માટે મ્હારે પોતાને મદ્રાસ જવું પડશે. સુશી ઉપર એટલો ઉપકાર હું અવશ્ય કરીશ. એ સિવાય એ બીચારી સુખી થઈ શકે તેમ નથી."

રમણી વિચારવા લાગ્યો કે, સુશીનું જાણે લગ્ન છે. તેને પોતાને નિમંત્રણ હોવાથી તે પણ દેવળમાં ગયો છે. સુશી જાણે વધૂવેશમાં સજ્જ થઇ વરની પાસે ઉભી રહી છે. વિવાહ થઇ ગયો ત્યાર પછી સુખનું હાસ્ય હસતાં હસતાં સુશીએ આવીને પોતાના નવીન પ્રણયી સાથે જાણે કે રમણીનો પરિચય કરાવી આપ્યો. રમણીએ સારી રીતે અનુભવ કર્યો કે, એ કાલ્પનિક ક્રિશ્ચિયન યુવક તરફ તેની બંધુ-પ્રીતિ બિલ્કુલ આકર્ષાતી નથી; ઉલટો તેના તરફ એને ક્રોધ ઉપજે છે!

ગરમી ઘણી લાગવા માંડી. રમણીએ ઉઠી, બત્તી સળગાવી ઘડીઆળમાં જોયું તો લગભગ ત્રણ વાગવા આવ્યા હતા. તેણે સઘળી બારીઓ ઉઘાડી નાખી. ફર ફર કરતો પવન આવવા લાગ્યો. પછી ખુલ્લા શરીરે રમણી સૂઇ ગયો. પ્રાકૃતિક વાયુથી તેને અલ્પ-કાળમાં જ નિદ્રા આવી.

---

## પ્રકરણ ૧૦ મું

---

## ચોરી પકડાઈ!

બીજે દિવસે રમણી ઘણો મોડો ઉઠયો. નીચે આવેલા સ્નાન-ગૃહમાં જ સ્નાન કરી તે ચ્હા પીવા ઉપર ગયો. એ વખતે નવ વાગ્યા હતા.

રમણીની ભાભી ચ્હા વગેરે તૈયાર કરી રાખી રાહ જોતી હતી. રમણીએ ટેબલ પાસેની ખુરસી ઉપર બેસી કહ્યુ:–" મ્હેં એમ સાંભળ્યું છે કે, કાલે એને મુર્ચ્છા આવી હતી !"

" હા."

" હમણાં કેમ છે ?"

" સારું છે ? છતાં હજી માથું ચઢેલું છે."

રમણી ચ્હા પીવા લાગ્યો. તેણે કહ્યું:–" પાછી મુર્ચ્છા આવી! કીકીનો જન્મ થયો ત્યારથી એ દર્દ દૂર થયું હતું; છતાં પાછું કાલે ઉપડી આવ્યું ! ઠીક, પ્રથમ શું થયું હતું ?"

ભાભીએ કહ્યું:–" ભાઇ ! એ વખતે હું હાજર નહોતી. સૌદામિની એમ કહેતી હતી કે, નાટકમાં કાલે ઘણી ભીડ હતી."

રમણીએ આશ્ચર્ય પામી પૂછયું:–" નાટક ?"

" હા નાટકજસ્તો !"

" કયી નાટક કંપનીમાં ?"

" કાલે એ સહુ કલ્પતરૂ નાટક કંપનીમાં ગયાં હતાં–"

રમણી બોલી ઉઠયો:–" એ સહુ એટલે કોણ કોણ ?"

" ભવાનીપુરથી વિજનકુમારી તેની બ્હેન કમળા સાથે આવી હતી. તેણે કહ્યું, 'ઉર્વશી–મિલન' ખેલ ઘણો સારો છે. તમે અમારી સાથે ચાલો.' વહૂની જવાની બિલકુલ ઇચ્છા નહોતી. 'રજા લીધા સિવાય કેવી રીતે જવું ?' એમ તે કહેતી હતી; પરંતુ વિજને કોઇનું કહેવું માન્યું નહિ. એનો ઘણો આગ્રહ જોઇ મ્હેં સૌદામિની અને વહૂને એમની સાથે મોકલ્યાં. મ્હને પણ ખેંચી જવાનો આગ્રહ કર્યો હતો; છતાં હું ગઇ નહિ."

રમણી ચ્હા પીતો અટકી ગયો હતો. તેના હૃદયમાં કાંઇ કાંઇ થઇ જવા લાગ્યું. તેણે પૂછયું: "વારું, પછી શું થયું ?"

ભાભીએ કહ્યું:–" પછી જે થયું તે તેમને મુખે મ્હેં સાંભળ્યું છે. સ્ત્રીઓને બેસવાની જગ્યાએ ઘણી ભીંડ હતી તથા ત્યાં પંખો

નહિ હોવાથી પુષ્કળ ગરમી લાગતી હતી. પહેલાં તો બધાં વાત કરતાં હતાં અને હસતાં હતાં. દશ વાગ્યા પછી વહૂને કોણ જાણે શું થઈ આવ્યું કે તે દિઙ્મૂઢ જેવી બની ગઈ. પછી અગીઆર વાગ્યે મુર્ચ્છા આવતાં તે સૌદામિનીના દેહ ઉપર ઢળી પડી."

રમણીએ રુંધાઇ ગયેલા શ્વાસે કહ્યું:–"ક્યારે? રાતે અગીઆર વાગ્યે?"

"હા, એ વખતે અગીઆર વાગ્યા હશે કે વાગવાની તૈયારી હશે. બીજા અંકનો ડ્રૉપ પડ્યો તેની એક બે મિનિટ પછી."

"બીજા અંકનો ડ્રૉપ પડયા પછી તરત કેમ? ઠીક પછી?"

"પછી તો ઘણી ગરબડ થઈ રહી. સદ્ભાગ્યે વિજનની દાસી તેમની સાથે હતી. એક ડોલ ભરી પાણી મંગાવી મ્હોં અને આંખો ઉપર તેની ઝાપટો મારવા માંડી. બે જણીઓ બન્ને બાજૂથી પંખો હલાવવા લાગી. લગભગ દશ મિનિટ પછી મુર્ચ્છા કાંઇક વળી અને શુદ્ધિમાં આવી."

રમણી બોલ્યો:–"સર્વનાશ! એટલે સુધી બન્યું છે?"

ભાભી કહેવા લાગી:–"મ્હારી બુદ્ધિના દોષથી જ એમ બન્યું છે. ન્હાની વહૂનું શરીર સારું નહિ હોવા છતાં એને જવા દઇને મ્હેં ભયંકર ભૂલ કરી છે. જો મ્હેં એને નાટકમાં ન જવા દીધી હોત તો કાંઇ થાત નહિ. વળી કાલે ગરમી પણ કેટલી બધી હતી! પ્રથમ રાત્રે બિલકુલ પવન નહોતો. મોડી રાતે થોડી ઠંડી જણાતી હતી. ભાગ્યમાં જે દુઃખ નિર્માણ થયું હોય છે તેનું ખંડન કોણ કરી શકે છે!" આમ કહી તેણે એક ગાઢ નિઃશ્વાસ મૂક્યો.

રમણીએ વિચાર્યું, "ભાભીના કહેવા પ્રમાણે બકુરાણીને પુષ્કળ ભીંડ અને ગરમીને લીધે મુર્ચ્છા આવી હશે કે તેમ થવાનું બીજું કાંઇ કારણ હશે? વળી ભાભીએ જે કાંઇ કહ્યું એમાં મ્હને તેણે સુશી સાથે નાટકમાં જોયો હોય એવો આભાસ સુદ્ધાં નથી! પાછું ઘરમાં મ્હારે લજ્જિત થવું પડે એવા વિચારથી તો તેણે એ

વાત ભાભીથી છુપાવી નહિ હોય ? જો એમ જ હોય તો આ ક્ષણે જ મ્હારે એમ કહેવું જોઇએ કે, હું પણ એ નાટકમાં હાજર હતો. નહિ તો તે એમ વિચારશે કે—"

રમણીએ ભાભી તરફ જોઇ કહ્યું:-"ભાભી, તમે કલ્પતરૂ નાટકશાળા કહીને ? કાલે રાત્રે હું પણ કલ્પતરૂ નાટકશાળામાં ગયો હતો."

ભાભીએ આશ્ચર્ય પામીને કહ્યું:-" તમે પણ ત્યાં ગયા હતા ? એ જ નાટકશાળામાં કે ? ત્યાં કેટલો વખત હતા ?"

" હું જ્યારે ત્યાં ગયો ત્યારે રાતના દશ વાગી ગયા હતા. બાર વાગ્યા સૂધી હું ત્યાં હતો."

" પણ એ વાતની એમને સહુને ક્યાંથી ખબર હોય ? જો ખબર પડત તો એમને કેટલી હિમ્મત આવત ! તરત જ તેઓ તમને ખબર પહોંચાડત. આમ છતાં સ્ત્રીઓને બેસવાની જગ્યાએ પુષ્કળ ગરબડ થઇ હતી એ તમારા જાણવામાં આવી હતી કે ? જો એ વખતે ત્યાં જઇને તપાસ કરી હોત તો ઠીક થાત. પણ એમાં તમારો શો દોષ છે ? અહીંથી એ બધાં નાટકમાં આવ્યાં હશે એ તમે પણ કેવી રીતે જાણી શકો !"

રમણીએ કહ્યું:-" ભાભી, હું કાંઇ જાણી શક્યો નથી. બીજો અંક પૂર્ણ થવા આવ્યો એ વખતે હું ઉઠીને બ્હાર ગયો હતો. તમે તો કહો છો કે, બીજો અંક પૂર્ણ થયા પછી બે ત્રણ મિનિટે મુર્ચ્છા આવી હતી. બરાબર એ વખતે હું થીએટરમાં હાજર નહોતો. લગભગ પંદર મિનિટ પછી ત્રીજા અંકનો આરંભ થવાની તૈયારી હતી ત્યારે હું બૉક્ષમાં પાછો ફર્યો હતો."

" કાલે તમે ઘેર કેટલા વાગ્યે આવ્યા હતા ?"

" રાતનો એક વાગ્યો હશે. લક્ષ્મણે મ્હને મુર્ચ્છા આવ્યાની વાત કરી હતી. ક્યાં કેવી સ્થિતિમાં મુર્ચ્છા આવી હતી એ સંબંધી તેણે કાંઇ કહ્યું નહોતું. મ્હેં વિચાર્યું કે, ઘેર જ એમ થયું હશે.

રાતે લક્ષ્મણે કહ્યું, ' તબિયત ઠીક છે, કલાકેકથી ઊંઘી ગયાં છે.' તેથી જ હું ઉપર આવ્યો નહિ. મ્હારા ઉપર આવવાથી એની કાચી ઊંઘ ઉડી જાય એવો મ્હને ભય હતો."

" એ તમે સારું કર્યું છે."

રમણી ચ્હા પી રહ્યો હતો. તે બેઠો બેઠો વિચારવા લાગ્યો:– " ઠકુરાણીએ સુશીને મ્હારી સાથે જે નાટકમાં જોઇ હશે–જોઈ છે એ ચોક્કસ છે– તો પણ એ વાત તેણે ભાભીથી છુપાવી રાખી છે. પાછું ઘરમાં મ્હારે લજ્જિત થવું પડે તેથી મ્હારો ગુન્હો છુપાવી તેણે એ વાત પ્રકાશિત કરી નથી."

રમણી બોલ્યો:–" ભાભી, એનું શરીર કેટલા દિવસથી બગડયું હોય એમ લાગે છે ? "

" એનું શરીર પ્રથમથી જ જોઇએ એવું સારું નથી. કીકીના જન્મ પછી શરીર સહજ સુધર્યું હતું; પણ પાછું લગભગ એક માસથી–"

" ત્યારે એક કામ કરીએ તો કેમ ? હું એને એક માસ માટે હવાફેર કરાવવા કોઇ સ્થળે લઇ જાઉં તો કેમ ? "

" એ તો ઘણી ઉત્તમ વાત. એને હવાફેર કરવા મોકલવાની વાત ઘણા વખતથી હું વિચારું છું. ભાઇ! તમે એમ જ કરો. હમણાં પણ તમને રજાઓ છેને ? "

" હા. નવેંબર માસમાં અમારી કોર્ટ ખુલશે–હજી લગભગ બે મહિના બાકી છે. એ છે ક્યાં ? શયનગૃહમાં કે ? "

" હા. "

રમણી ઉઠી ધીમે પગલે પોતાના શયનગૃહ તરફ જવા લાગ્યો. ચોર જાણે કે ન્યાયાધીશ પાસે જુબાની આપવા જતો હતો.



# પ્રકરણ ૧૧ મું

## ચોખ્ખી વાત

રમણીએ શયનગૃહમાં પ્રવેશ કરીને જોયું તો બકુરાણી સૉફાને અઢેલી બેઠી હતી. પાસે એક બે ટીપૉયપર ફુલદાનીમાં ફુલો પડેલાં હતાં. સૌદામિની પાસે ઉભી રહીને તેને કાંઇ કહેતી હતી. રમણીને જોઇ સૌદામિનીએ પૂછ્યું:–" ભાઇ ! આપે ન્હાં પીધી કે ?"

" હા. સદુ ! તું દાસીને નીચે મોકલી મ્હારી સિગારેટોનો ડબ્બો મંગાવી આપ જોઇએ; મ્હારા પોષાકગૃહમાં છે."

" જાઉં છું ભાઇ." કહી સૌદામિની ચાલી ગઇ. દ્વાર નજીક જઇ વડિલ ભાઇ જોઇ શકે નહિ એવી રીતે બકુરાણીને એક હાથની મુક્કી બતાવી તે ચાલી ગઇ. એ સંકેતનો અર્થ એવો હતો કે, 'ભાઇ સાથે તકરાર કરીશ તો હું મુક્કીથી ત્હારો બરડો હલકો કરીશ.' એ સંકેતનો અર્થ બકુરાણી સ્પષ્ટતાથી સમજી શકી. મનમાં ને મનમાં તેણે કહ્યું:–" હે પ્રભુ ! મ્હારા મનમાં બળ આપો–હું ભૂલચુક ન કરું એવી મ્હને બુદ્ધિ આપો."

સિગારેટ ન આવી ત્યાં સુધી રમણી ધીમે પગલે એ ઓરડામાં ફર્યો. દાસી સિગારેટ વગેરે લઇ આવી એટલે રમણીએ તેને કહ્યું:– " બ્હારથી બારણાં બંધ કરી ચાલી જા."

દાસી ચાલી ગઇ એટલે રમણીએ સ્ત્રીની પાસે બેસી કહ્યું:– " વાહ ! આ પુષ્પો ઘણાં સુંદર છે ! આપણા બાગનાં છે કે ?" આમ કહી ફુલદાની લઇ તેણે નાક આગળ ધરી.

બકુરાણીએ ક્ષીણસ્વરે કહ્યું:–" હા, માળીએ મોકલાવ્યાં છે."

ફુલદાનીને યથાસ્થળે મૂકી દઇ રમણી સ્ત્રીના મુખ તરફ જોઇ રહ્યો. બકુરાણીમાં સ્વાસ્થ્યની જ્યોતિ નહોતી–પ્રભાતશશીના જેવી તે પ્રભાહીન હતી.

બકુરાણીએ ક્ષીણ હાસ્યસહ કહ્યું:–" શું જુઓ છો ?"

રમણીએ કહ્યું:–" હું મ્હારા કર્ત્તવ્યનું ફળ જોઉં છું. તને પૂરી કરી નાખવામાં કેટલી બાકી રાખી છે એ જોઉં છું."

બકુરાણી થોડા સમય સુધી ટેબલની કાર્પેટ તરફ જોઇ રહી. તેની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં. તેણે મુખ ઊંચું કરી કહ્યું:– "તમે આમ કેમ બોલો છો?"

"જે ખરી વાત છે તેજ હું બોલું છું."

બકુરાણીએ વિષણ્ણદૃષ્ટિથી કેટલીક ક્ષણ સુધી સ્વામીના મુખ તરફ જોઇ રહીને કહ્યું:–" મ્હારો જીવ ઘણો કઠિન છે; તમે મ્હને સહેલાઇથી પૂરી નહિ કરી શકો." આમ કહી સહજ હસી તેણે સ્વામીનો હાથ પકડયો. તે સાથે કેટલાંક અશ્રુબિંદુ તેના પાલવ ઉપર પડયાં.

રમણી બોલ્યો:–"ત્હારો જીવ કેટલો કોમળ છે એ હું સારી રીતે સમજી શકયો છું; વાયુનો સાધારણ ઝપાટો પણ તું વેઠી શકતી નથી. કાલે સુશીને મ્હારી સાથે બૉક્ષમાં જોઇ ત્હેં એમ જ વિચાર્યું કે, ત્હારા સ્વામીને તેણે કાઢી લીધો છે! હું હમ્મેશાંને માટે પારકો થઇ ગયો છું!"

"ના–ના, હું શા માટે એવો વિચાર કરું!"

"ત્યારે?"

"મ્હેં તો એમ વિચાર્યું હતું કે, તેણે સ્હાંજે તમને જમવાનું નિમંત્રણ કર્યું હતું તેના બદલામાં તમે તેને નાટકમાં લઇ આવ્યા હશો."

"તથા અમને નાટકમાં જોઇ તને મુર્છા આવી કેમ?"

"શું કહ્યું? એ દેખાવ જોઇ મ્હને મુર્છા આવી હતી? ના–ના, માણુસોની ભીડને લીધે જીવ ગભરાઇ જવાથી મ્હને મુર્છા આવી હતી. તમારી સાથે સુશીને જોઇ મ્હને શા માટે મુર્છા આવે?" છેલ્લા શબ્દો બકુરાણીએ ઘણા ક્ષીણસ્વરે ઉચ્ચાર્યા. તેણે પોતાનું મુખ બીજી દિશા તરફ ફેરવ્યું.

બન્ને જણાં થોડા સમય સુધી ચુપ રહ્યાં. છેવટે રમણીએ સ્ત્રીનો હાથ પકડી કહ્યું:–" બકુરાણી, મ્હારા તરફ જો."

બકુરાણીએ પોતાની વિષાદપૂર્ણ દૃષ્ટિ સ્વામીના મુખ તરફ સ્થિર કરી.

રમણીએ કહ્યું:–" ત્હારી સાથે મ્હારો છળકપટનો સંબંધ છે કે ?"

બકુરાણીએ મસ્તક હલાવી કહ્યું:–" ના."

" આ વખતે હું પ્રવાસે ગયો એ પહેલાં મ્હારામાં કોઇ પણ દિવસે કાંઇ છળકપટ જેવું હતું કે ?"

આ વખતે બકુરાણીએ કહ્યું:–" ના, એવું કાંઇ નહોતું."

રમણી બોલ્યો:–" અને હવે ? ત્હારી અને મ્હારી વચ્ચે પ્રથમનો એ નિષ્કપટ ભાવ કાયમ છે કે ?"

બકુરાણીએ પુનઃ મસ્તક નમાવી દઇ કહ્યું:–"તે તો તમે જાણો."

" હું જાણું છું અને તું પણ જાણે છે. હમણાં થોડા દિવસથી હું ત્હારી સાથે ખુલ્લા હૃદયથી વર્તતો નથી, ખરું ?"

" એ હું કેવી રીતે કહું ?"

" ના–ના, હું કહું છું એમ જ છે. હું પાપી છું."

આ શબ્દો સાંભળી બકુરાણીએ માથું ઉંચું કરી સ્વામીના મુખ ઉપર પોતાનાં બન્ને નેત્રોની સંપૂર્ણ દૃષ્ટિ સ્થાપિત કરી. રમણીએ બકુરાણીની દૃષ્ટિના અર્થને સમજી જઇ કહ્યું:–" સુશી સાથે સંબંધ રાખી હું ત્હારો પાપી થયો છું. પોતાની વિવાહિતા પત્ની તરફ પુરુષનું જે કર્ત્તવ્ય છે એ કર્ત્તવ્યથી હું ભ્રષ્ટ થયો છું. એ વાત હું ખુલ્લા હૃદયે કબુલ કરું છું. ત્હારી સાથે હું ખુલ્લા હૃદયથી હવે વર્તતો નથી. મ્હારા મનમાં પાપે પ્રવેશ કર્યો છે. આમ છતાં તું મ્હારાથી શા માટે કપટ રાખે છે ?"

" તમે પાપી અને હું પુણ્યાત્મા છું કે ?" આમ કહી બકુરાણી સોફાની પીઠ ઉપર ઢળીને બેઠી.

રમણીએ પૂછ્યું:–" ત્હારી તબિયત પાછી બગડી છે કે ? "

" ના. "

" ત્હારું શરીર હજી ઘણું દુર્બળ છે. ત્હારી આગળ હમણાં મ્હેં આ સઘળી વાત કરી એ ખોટું કર્યું હોય એમ મ્હને લાગે છે. પ્રથમ તું સ્વસ્થ થા. પછી વાતચિત થશે. હું હમણાં જઇ સદુને મોકલું છું. તેની સાથે બેસી વાત કરજે." આમ કહી રમણી ઉઠી ઉભો થયો.

બકુરાણીએ પતિનું પહેરણ પકડી કહ્યું:–" જશો નહિ. મ્હારી પાસે થોડો વખત બેસો. "

રમણી પુનઃ બેઠો. સ્નેહથી પત્નીનો એક હાથ પોતાના હાથમાં લઇ તેણે કહ્યું:–" બકુરાણી ! ત્હારે મને કાંઇ વાત કહેવી છે ? "

" ના. "

" હું તને કાંઇ વાંચી સંભળાવું ? "

" ના. "

" ત્હારે ફરવા આવવું છે ? "

" ના, તમે મ્હારી પાસે બેસો. હું હવે વિશેષ દિવસ સુધી જીવવાની નથી. જે થોડા દિવસ માટે જીવતી છું તેટલા દિવસ મ્હારી પાસે આવીને બેસજો. "

રમણીએ એકાએક પત્નીને હૃદય સાથે ચાંપી કહ્યું:–" બકુરાણી !"

બકુરાણી સ્વામીના ખભા ઉપર મુખ રાખી રડવા લાગી. રમણીએ બન્ને હાથે તેનું મુખ ઉંચકી આવેગપૂર્ણ કંઠે કહ્યું:– " બકુરાણી ! આ તું કેવી વાત કરે છે ! તું મરવાની વાત શા માટે કરે છે ? "

બકુરાણીએ કહ્યું:–" કોણ જાણે ! મ્હારા મનમાં એમ જ થયા કરે છે કે, હવે વિશેષ દિવસ સુધી હું જીવતી રહીશ નહિ. તમે એમ ન ધારશો કે અભિમાનને વશ થઇ હું આમ કહું છું. મ્હને જે ખરું લાગે છે તે હું તમને કહું છું. "

રમણીએ કહ્યું:–" તું ગાંડી છે ! ત્હારું મન દુઃખી થયું છે અને

શરીર દુર્બળ બની ગયું છે તેથીજ ત્હારા મનમાં આવી અસ્વાભાવિક કલ્પનાઓ ઉપજે છે! જો સાંભળ, બકુરાણી, આજે જ્યારે ભાભી પાસે બેસી હું ચ્હા પીતો હતો, તને હું મળ્યો પણ નહોતો, એ વખતે મ્હેં તેમની સલાહ લઇ તને સત્વર હવાફેર કરાવવા લઇ જવાનો નિશ્ચય કર્યો છે. બેએક માસ હવાફેર કરી આવવાથી ત્હારું શરીર અને મન સારાં થઇ જશે."

બકુરાણીએ પૂછ્યું:–"મ્હને ક્યાં લઇ જશો?"

"તું જ કહે કે ક્યાં જવાની ત્હારી ઇચ્છા છે? સિમલા, દાર્જીલિંગ કે મસુરી પહાડ?"

"તમે જ્યાં લઇ જશો ત્યાં હું આવીશ."

"જો થોડા દિવસ માટે હું મદ્રાસ જઇ આવી શકું તો સારું. જો તું અંતઃકરણથી મ્હને જવાની રજા આપીશ તો જ જઇશ, નહિ તો નહિ જાઉં. જો તું રજા આપીશ તો ત્યાંનું કામ જલ્દી આટોપી પાછો આવીશ અને પછી આપણે બન્ને જણાં હવાફેર કરવા નીકળી પડીશું."

"તમારે મદ્રાસ જવું છે? શા માટે?"

"એ ઘણી લાંબી વાત છે, પછી યથાવકાશે તને કહીશ. હમણાં તને એટલું જ કહું છું કે, સુશીના એક જરૂરી કામને માટે હું ત્યાં જવા ઇચ્છું છું. એનું ગમે તે રીતે કાંઇ ઠેકાણું પાડી, એ આપદા દૂર કરી હું ત્હારી સાથે નીકળી પડીશ."

બકુરાણીએ મનમાં ને મનમાં કહ્યું:–"હે ભગવાન્! એવો સારો દિવસ આવશે કે?" પ્રકાશમાં તેણે કહ્યું:–"મદ્રાસમાં તમારે વિશેષ રોકાવું તો નહિ પડેને?"

"ના, બે દિવસ જતાં અને બે દિવસ આવતાં લાગશે. વળી બે દિવસ ત્યાંનું કામ આટોપતાં લાગશે. જે દિવસે નીકળીશ તે દિવસથી એક અઠવાડીઆમાં ઘેર પાછો આવી શકીશ."

એક વખત પતિના મુખ તરફ અને એક વખત બંધ બારણાં તરફ તરફ જોઇ સુશીએ સંકોચસૂચકસ્વરે કહ્યું:–"તમારાથી કાંઇ છુપાવવાની અથવા કપટ રાખવાની તમે જ ના કહી છે. મ્હારા મનમાં એક પ્રશ્ન ઉત્પન્ન થયો છે એ હું તમને પૂછું કે?"

રમણીએ કહ્યું:–"બેલાશક પૂછ."

"તમે ક્રોધ નહિ કરો?"

"ના."

"સુશી પણ તમારી સાથે મદ્રાસ આવનાર છે કે?" આમ કહી બકુરાણીએ નીચું જોયું.

રમણીએ કહ્યું:–"ના, સુશી શા માટે આવે"

"એ કદાચ તમારી સાથે આવવાની ઇચ્છા દર્શાવશે તો?"

"ઇચ્છા દર્શાવશે તો પણ હું નહિ લઇ જાઉં. જો તને સંદેહ હોય તો તું મ્હારી સાથે ચાલ."

બકુરાણીએ કહ્યું:–"ના–ના, મ્હને સંદેહ નથી. સુશીના કામ માટે જવાનું હોવાથી તેને સાથે લઇ જવાની જરૂર હશે એમ ધારી મ્હેં પૂછયું છે."

"ના, તેને સાથે લઇ જવાની જરૂર જેવું નથી તેમજ તે સાથે આવવાની ઇચ્છા પણ દર્શાવશે નહિ. જો તું કહેતી હોય તો આજે રાતની ગાડીમાં જ હું નીકળી પડું. કારણ કે મદ્રાસ જતાં હું જેટલા દિવસનો વિલંબ કરીશ તેટલા દિવસનો વિલંબ આપણને હવાફેર કરવા જવામાં લાગશે. આજે આશ્વિન વદ બીજ છે. આજે જો નીકળી પડું તો આઠમને દિવસે હું પાછો ઘેર આવી શકું."

બકુરાણીએ કહ્યું:–"એ દિવસે અષ્ટમી પૂજા છે."

"અષ્ટમીપૂજા છે? ત્યારે વિજયાદશમીને દિવસે આપણે હવાફેર કરવા જઇ શકીશું. તું શું કહે છે? હું આજે જ મદ્રાસ જાઉં કે?"

" ગાડી કેટલા વાગ્યે છે ? "

" રાતના દશ વાગ્યે. "

ઠકુરાણીએ કહ્યું:-" તમે તમને જેમ ઠીક લાગે તેમ કરો; પરંતુ આજનો દિવસ રોકાઇ કાલે જાઓ તો શું ? "

" કાલે વળી પાછી તું પરમ દિવસે જવાની વાત કરીશ ! "

" ઠીક, તમને યોગ્ય લાગે તેમ કરો. મદ્રાસમાં કયી વસ્તુ સારી મળે છે ? "

" સુંદર રેશમી સાડીઓ. "

" મ્હારે માટે લેતા આવજો. '

" જરૂર લેતો આવીશ. દશ વાગ્યા છે; છતાં હજી ત્હેં સ્નાન કેમ નથી કર્યું ?" આમ કહી રમણીએ ફુલદાની લઇ તેની સુગંધ લીધી.

ઠકુરાણીએ કહ્યું:-"ફુલદાની તમારા બેઠકખાનામાં મોકલાવું કે ?"

" ના, અહીં જ છો રહી." આમ કહી રમણીએ નીચે જઇ પોતાની ઑફિસમાં પ્રવેશ કર્યો.

વર્ત્તમાનપત્ર વાંચતાં વાંચતાં તેના મનમાં એવો વિચાર આવ્યો કે, "આજે સ્હાંજે મ્હને વખત મળશે નહિ. હું હમણાં જ સુશી પાસે જઇ મદ્રાસ જવાની વાત તેને કહી આવું."

આજ સુધીમાં હમ્મેશાં રમણી સ્હાંજે જ સુશી પાસે જતો હતો. આજે લગભગ એક વાગ્યે તેની મૉટર ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલ પાસે જઇ પહોંચી.

---

## પ્રકરણ ૧૨ મું

### મુક્તિનો ઉપાય

હૃદયમાં દુઃખનો ગુપ્ત ગુરુભાર વહી હૉટેલમાં જઇ રમણીએ તપાસ કરી તો અડધા કલાકથી સુશી બ્હાર ગયાની ખબર તેણે સાંભળી. સુશી કયાં ગઇ હતી તે આયા જાણતી નહોતી. તેણે કહ્યું,

'બે વાગ્યાની અંદર મિસસાહેબ પાછાં આવવાનાં છે.' રમણીએ ઘડીઆળમાં જોયું તો એ વખતે એક વાગ્યો હતો. તેણે આયાને કહ્યું:–" ઠીક છે, મિસસાહેબ આવે એટલે તેમની મ્હારી વાત કહેજે. હું એક કલાક પછી પાછો આવીશ." આમ કહી તે ત્યાંથી નીકળી પડયો.

રેલ્વે ઑફિસમાં જઇ ટિકીટ ખરીદ કરી મદ્રાસ મેઇલમાં બર્થ રિઝર્વ કરાવી, બીજાં પણ એક બે કામ આટોપી રમણી જ્યારે ફરી હૉટેલમાં આવ્યો ત્યારે લંચ કરી બીજાં માણસોની સાથે સુશી ડિનરરૂમમાંથી બ્હાર આવતી હતી. રમણીને જોતાંની સાથે ઝડપથી તે તેની પાસે આવી. બન્નેના જમણા હાથ સંયુક્ત થયા. રમણીનું મુખ જોઇ સુશી સમજી ગઇ કે એ મુખ અન્ય દિવસોની માફક આનંદોજ્વળ નહોતું. તેણે વ્યાકુળતાથી પૂછયું:–" આજે કવખતે ક્યાંથી ? કાંઇ નવાજુની થઇ છે કે ?"

" ના–ના, શી નવાજુની થાય ? "

" બધા સારા સમાચાર છેને ? "

" હા. "

સુશીએ આરામનો નિઃશ્વાસ મૂકી કહ્યું:–" ત્યારે તો સારું. તમે એક વાગ્યે અત્રે આવ્યા હતા એ વાત સાંભળી મ્હારા મનમાં ઘણી ચિંતા ઉપજી હતી. બકુરાણીનું શરીર સારું છેને ? "

" હું તમને એક વાત કહેવા આવ્યો હતો. તમે ક્યાં ગયાં હતાં ? "

સુશીએ કહ્યું:–" રુમાલ નહિ હોવાથી માર્કેટમાં ગઇ હતી. તમારે શી વાત કહેવાની છે ? "

" એ વાત એકાન્તમાં કહેવાની છે. ક્યાં બેસીશું ? લાયબ્રેરીમાં ? "

અનાત્મીય પુરુષ કોઇ યુવતીના શયનગૃહમાં બેસી તેની સાથે વાતચિત કરે એ સાધારણતઃ ઇંગ્રેજી સમાજમાં નિયમ વિરુદ્ધ છે.

વળી આ હૉટેલમાં સુશી માટે કેવળ એક શયનગૃહ લેવામાં આવ્યું હતું. બેઠકખાનું લીધું નહોતું તેથી જ રમણીએ ક્યાં બેસવું એ સંબંધી પ્રશ્ન કર્યો હતો.

સુશીએ કહ્યું:—" લાયબ્રેરીમાં આપણને એકાન્ત નહિ મળે. ત્યાં ઘણાં માણસોનો અવરજવર સતત ચાલૂ રહે છે. એના કરતાં તો ચાલો બ્હાર નીકળી પડીએ. ઇડન ગાર્ડનમાં અથવા બીજે કોઇ સ્થળે જઇશું. "

રમણીએ બે ચાર ક્ષણ સુધી કાંઇ વિચાર કરી કહ્યું:–" ઉભાં રહો. હું મેનેજર સાહેબ પાસે જઈ કોઇ ડ્રૉઇંગરૂમ મળી આવે તેમ છે કે નહિ તેની તપાસ કરી આવું. " આમ કહી ઉત્તરની રાહ નહિ જોતાં રમણી તરત જ નીચે ચાલ્યો ગયો.

સર્વ પ્રકારની અનુકૂળતાવાળો ડ્રૉઇંગરૂમ મળી આવ્યો. પાસે પાસે બે ઓરડા હતા. એક ઓરડાને શયનગૃહ માટે સજ્જિત કરેલો હતો અને બીજા ઓરડામાં ખુરસી, ટેબલ, સૉફા વગેરે ડ્રૉઇંગરૂમના ઉપયોગની વસ્તુઓ યથાસ્થિત ગોઠવેલી હતી. દિવાલ ઉપર કેટલીક તસ્વીરો હતી. બે મ્હોટા આયના હતા. બન્ને ઓરડાના મધ્ય ભાગમાં એક દ્વાર હતું. સુશીનો જે થોડો સરસામાન હતો તે તત્કાળ આ નવીન સ્થળે લઇ જવામાં આવ્યો. બેઠકખાનામાં પ્રવેશ કરતાં સુશીએ એક ખુણામાં પિયાનો જોયો. તત્કાળ ત્યાં જઈ તે પિયાનો વગાડવા બેઠી.

રમણીએ તેની પાસે જઇ ઉભા રહીને કહ્યું:–" વાહ ! તમને પિયાનો બજાવતાં આવડતું હોય એમ લાગે છે. "

સુશીએ હસીને કહ્યું:–" થોડું થોડું આવડે છે. "

સુશીના બન્ને હાથની આંગળીઓ પિયાનાના પર્દે પર્દે નૃત્ય કરવા લાગી.

થોડા સમય સુધી એકચિત્ત પિયાનો બજાવ્યા પછી સુશીએ રમણી તરફ સહાસ્યનેત્રે જોઇ પૂછ્યું:–"શું બજાવું છું, કહો જોઇએ ?"

" ગમે તે એક ગાન."

" તમે જ પંડિત દેખાઓ છો! કયું ગાન બજાવું છું ?"

રમણીએ કહ્યું:-" આ ગાન ઇંગ્રેજી નાટકમાં સાંભળ્યું હોય એમ મ્હને લાગે છે. San Toy કે ? "

" હા એ જ છે." કહી સુશી પાછી બજાવવા લાગી. હસતાં હસતાં માથું હલાવીને મૃદુ સ્વરે તે ગાવા લાગી:—

" Kowtow, kowtow
To the great yeng whow
And wish him the longest of lives,
With his one little, two little,
Three little, four little,
Five little, six little wives."

રમણીએ કહ્યું:-" કેવો સૌભાગ્યવાન પુરુષ ! એક, બે અને ત્રણ નહિ પણ એક સાથે છ સ્ત્રી ! "

સુશીને આ વખતે ઉઠી ઉભી થતી જોઇ રમણીએ કહ્યું:-" સુશીલા ! ઉઠયાં કેમ ? ગાન પૂર્ણ ગાઓ."

સુશીએ પોતાના રુમાલની ઝાપટ મારી કહ્યું:-"ના, હવે ગાન ગાવું નથી. તમે શી વાત કહેવા આવ્યા છો ? આવો બેસો."

બન્ને સોફા ઉપર બેઠાં. એ વખતે પણ સુશી ગણ ગણ કરતી ગાતી હતી. એકાએક ગાન બંધ કરી તેણે કહ્યું:-" તમે તો San Toyનું દર્શન કર્યું છે. ઇંગ્રેજી સ્ત્રીને જાપાની પોષાક કેવો લાગે છે ?"

રમણીએ કહ્યું:-" તમારા કરતાં ? "

સુશીના બન્ને ગાલ ઉપર ક્ષણ કાળ માટે રક્તવર્ણની છટા પ્રકાશી નીકળી. એ ભાવનું દમન કરી કૌતુકપૂર્ણ નયને તેણે કહ્યું:-" હું સુંદરી છું કે ? બકુરાણીને આ વાત કરી છે કે ? "

" બકુરાણી જાણે છે. "

" શું જાણે છે ? "

"તમે સુંદરી છો કે કેમ એ તે જાણે છે. એણે તમને જોયાં છે."

સુશીએ ઝડપથી પૂછ્યું:–"મ્હને જોઇ છે? ક્યાં જોઈ? ક્યારે જોઈ?"

"કાલે રાત્રે નાટકમાં. બકુરાણી વગેરે નાટકમાં આવ્યાં હતાં તથા ચકની પછવાડે બૈરાંઓના બારખાનામાં તેઓ સહુ બેઠાં હતાં. આપણને બન્નેને તેઓ જોઇ શક્યાં હતાં."

સુશીએ પૂછ્યું:–"સહુ એટલે કોણ કોણ?"

"બકુરાણી સાથે મ્હારી બ્હેન સૌદામિની તથા બીજી બે સંબંધી સ્ત્રીઓ હોઇ તેઓ ભવાનીપુરથી મ્હારે ઘેર થઇ નાટકમાં આવી હતી."

"આ વાત તમને કોણે કહી?"

"બકુરાણીએ."

સુશીએ જાણે કે સહજ ઉત્કંઠિત થઇને પૂછ્યું:–"બકુરાણીએ શું શું કહ્યું?"

"એજ કે, તે આપણને બૉક્ષમાં બેઠેલાં જોઇ શકી હતી. તેઓ વિશેષ સમય સુધી નાટકમાં રોકાયાં નહોતાં. બે અંક ભજવાયા પછી ઘેર ચાલ્યાં ગયાં હતાં."

સુશી ગંભીર બની જઇ બીજી દિશા તરફ જોઇ કાંઇ વિચારવા લાગી. થોડા સમય પછી રમણીના મુખ તરફ જોઇ મૃદુસ્વરે તેણે પૂછ્યું:–"રમણીબાબુ, એથી બકુરાણીએ ક્રોધ કર્યો છે કે?"

રમણીએ કહ્યું:–"ક્રોધનું એક પણ વાક્ય તેણે મ્હને કહ્યું નથી."

સુશીએ કહ્યું:—"એ હિન્દુ સ્ત્રી હોવાથી જ એમણે ક્રોધ કર્યો નથી. જો બીજી જાતની સ્ત્રી હોત તો ઘણો અનર્થ કરત. હિન્દુ સ્ત્રીઓની પતિભક્તિ અસીમ હોવાથી જ તેઓ ક્રોધ કરતી નથી."

રમણીએ કહ્યું:—"અન્ય જાતિની સ્ત્રીઓ કરતાં હિન્દુ જાતિની સ્ત્રીઓ ઘણી સ્વામિભક્ત હોય છે એ તમે કેવી રીતે જાણી શક્યાં સુશીલા?"

"એ વાત કોનાથી અજાણી છે? કાલે રાત્રે નાટકમાં પણ એ વાત જોવામાં આવી છે. પતિ બીજી સ્રીને સ્હાય છે એ જાણી રાણી ઓશીનરીએ પ્રિયપ્રસાદન વ્રત ઉજવ્યું. બીજી જાતિની સ્રી એવું કામ કરી શકત કે? અસંભવ!" આમ કહી સુશી વિચારમાં પડી ગઇ.

રમણીએ એક સિગારેટ સળગાવી કહ્યું:–"તમે શો વિચાર કરો છો?"

સુશીએ ટેબલ ઉપરની કાર્પેટ તરફ જોઇ ધીમે સ્વરે કહ્યું:– "જુઓ રમણીમોહન! બકુરાણીએ ક્રોધ નથી કર્યો તો પણ આપણે માટે આ ઉચિત નથી."

"શું ઉચિત નથી?"

"આટલી છૂટથી હળવું મળવું, દિવસમાં ઘણોખરો વખત બન્નેએ એક બીજાં સાથે રહેવું, સાથે ફરવા જવું, સાથે જમવું, સાથે નાટક જોવા જવું; એ સઘળું આપણે માટે ઉચિત છે કે?"

રમણીએ એક ગાઢ નિઃશ્વાસ મૂકી કહ્યું:–"એ હું જાણતો નથી."

સુશી કહેવા લાગી:–"ના–ના, ઉચિત નથી જ. બકુરાણીનો સ્વભાવ ઘણો સારો અને ભોળો હોવાથી જ તેઓ પોતાના મનમાં સંદેહ લાવતાં નથી; પરંતુ ગમે તેમ હોવા છતાં તેઓ તમારાં સહધર્મિણી છે. સહધર્મિણી પ્રત્યે પતિનું જે કર્ત્તવ્ય છે તેનું તમારે પાલન કરવું જોઇએ. હવેથી તમે તમારા કર્ત્તવ્યથી વિમુખ થવાય એવું કોઇ પણ કાર્ય કરશો નાહ."

રમણીએ પૂછયું:–"શું ન કરું?"

"હવે તમારે મ્હારી સાથે વિશેષ હળવું મળવું નહિ. જેટલા દિવસ સુધી હું આ હૉટેલમાં છું તેટલા દિવસ સુધી તમારે રોજ એક વખત આવવું પડશે; નહિ તો પછી મ્હારી સંભાળ કોણ લે? હું ચૌધુરી સાહેબને ત્યાં જાઉં એટલે પછી તમે ઝાઝા આવશો નહિ; પણ–"

રમણીએ ગંભીર ભાવથી બીજી દિશા તરફ મુખ ફેરવી કહ્યું:–

"ઠીક, એમ જ થશે. કાલથી જ હું આવીશ નહિ. હું તમારા આદેશનું પાલન કરીશ."

સુશીએ શંકાશીલ ભાવથી રમણીના મુખ તરફ જોઈ કહ્યું:-"તમે મ્હારા ઉપર ક્રોધે ભરાયા કે ? હું જે કાંઇ કહું છું તે તમારા સારા માટે કહું છું એ તમે સમજી શકતા નથી કે ?" આટલું બોલતાંમાં તેનાં નેત્રોમાં અશ્રુબિંદુ તરી આવ્યાં.

આ વખતે સુશીનો એક હાથ પોતાના હાથમાં લઇ રમણીએ કહ્યું:-"ના-ના, સુશીલા ! એમ નથી. હું તમારી વાત ઉપર બીજો વિચાર કરું છું. વળી કાલથી હું તમારી પાસે જે કારણથી આવી શકું તેમ નથી એ કારણની હકીકત કહેવાને જ હું આજે કવખતે આવ્યો છું. આજે રાતની ગાડીમાં મ્હારે મદ્રાસ જવાનું છે."

સુશીએ ચમકીને પૂછ્યું:-" મદ્રાસ શા માટે જવાનું છે ?"

મદ્રાસ જવાનું ખરું કારણ સુશીને કહીને જવાથી તે પોતાના મનને સ્થિર કરવાનો વખત મેળવી શકશે એમ રમણીએ વિચાર્યું હતું. સુશીલાનો નેકલેસ મેળવવા જબલપુર જઇ ત્યાં ડાક બંગલામાં પોલને મુખે જે હકીકત રમણીએ સાંભળી હતી એ સઘળી હકીકતનું સુશી પાસે વર્ણન કર્યા પછી તેણે કહ્યું:-" છાટકાના મ્હોંની વાત ઉપર વિશ્વાસ મૂકી નિશ્ચિંત થવાય તેમ નથી. એ હકીકત ખરી છે કે ખોટી તે જાણવા માટે મ્હારે મદ્રાસ જવાની જરૂર છે."

પોતાના જીવનની એક મુખ્ય ઘટના સંબંધી આ નવીન હકીકત સાંભળી સુશી વિચલિત થઇ હોય એવું તેના મુખભાવ કિંવા આચરણમાં દેખાયું નહિ. ચુપકીદીથી સઘળી હકીકત સાંભળી તેણે કહ્યું:-" આટલા માટે જ તમે મદ્રાસ જાઓ છો કે ? જો કદાચ એને એકને બદલે દશ વિવાહિતા સ્ત્રીઓ હોય તો પણ એ જાણવાથી મ્હને શો લાભ છે ?" સુશીના છેલ્લા શબ્દો જાણે કે સહજ ભારથી ઉચ્ચારાયા.

સુશીના મનની આ ગુપ્ત વ્યથા રમણીના મનમાં પણ પ્રવેશી;

છતાં એ ભાવનું દમન કરી તેણે કહ્યું:–" જો એ હકીકત ખરી હોય તો તમારી સાથે એનું લગ્ન થયું છે તે કાયદા પ્રમાણે લગ્ન ગણી શકાય નહિ. તમારું લગ્ન થયું જ નથી એમ માની શકાય. પછી તમે તમારી ઇચ્છામાં આવે એ યુવક સાથે લગ્ન કરી શકો."

પોતાનાં બન્ને વિશાળ નયન રમણીના મુખ ઉપર સ્થાપિત કરી સુશીએ કહ્યું:–" એ વિવાહ રદ ગણાય તો હું મ્હારી ઇચ્છા હોય એ યુવક સાથે લગ્ન કરી શકું ખરી કે ?"

રમણીએ કહ્યું:–" અવશ્ય કરી શકો."

ખુલ્લી બારીમાંથી ગવર્નરના બંગલા તરફ જોઇ સુશીએ કહ્યું:–" ધારો કે, આ ગવર્નર સાહેબ સાથે લગ્ન કરવાની મ્હારી ઇચ્છા હોય તો ?"

રમણીએ મહા મુશિબતે હસીને કહ્યું:–" સાહેબને એક મેમ હોવાથી તમારી ઇચ્છા કેવી રીતે પાર પડી શકે ?"

સુશી:–ઇચ્છા હોય તેની સાથે લગ્ન ન કરી શકું તો પછી પુષ્કળ દુઃખ વેઠી તથા પૈસા ખરચી તમારે મદ્રાસ જવાની શી જરૂર છે ?"

રમણીએ વિચાર્યું કે, આ પ્રશ્નનો ઉત્તર સહજ ભાવથી સંભાળ રાખીને આપવાની જરૂર છે. અડધી મિનિટ સુધી ચુપ રહ્યા પછી તેણે કહ્યું:–" વાહ ! ગવર્નર સાહેબ સિવાય પૃથિવી ઉપર બીજું કોઇ યોગ્ય પાત્ર નથી કે ? તમે કલકત્તામાં રહેશો એટલે ઘણા લોકો સાથે તમારો આલાપ પરિચય થશે. પછી જો કોઇની સાથે તમારો પ્રેમ થાય તો તેની સાથે લગ્ન કરવામાં તમને કાંઇ હરકત નડશે નહિ. તમારો માર્ગ સ્વચ્છ રહે એજ મ્હારો ઉદ્દેશ છે."

સુશી નીચું જોઈ આ વાકયો સાંભળતી હતી. એક ક્ષણ માટે તેણે રમણીના મુખ તરફ જોયું. પછી પાછું ટેબલ તરફ જોઇ ઘણી ક્ષણ સુધી તેણે કાંઇ વિચાર કર્યો. છેવટે ઉંચું જોઈ તેણે કહ્યું:–

"ઉતાવળથી હું ગમે તે એક પુરુષ સાથે લગ્ન કરી નાખું એવી તમારી ઇચ્છા છે કે ?"

"હા."

"ઓહ્ !" કહી સુશીએ પાછું નીચું જોયું.

રમણીએ કહ્યું:-"જો તમને ગમે એવા એક પુરુષ સાથે લગ્ન કરો તો તેથી તમે સુખી ન થાઓ કે સુશીલા?"

સુશીએ પાછું ઉંચું જોયું. તેના ગૌરવર્ણ લલાટની રેખાઓ સંકુચિત થઇ હતી. બન્ને ઓષ્ઠ સહજ કંપતા હતા. બીજી દિશા તરફ જોઇ તે કહેવા લાગી:-"મ્હને વિદાય કરી દો એટલે તમારો છુટકારો થાય કેમ? હું તમને ભારરૂપ થઇ હોઉં એમ લાગે છે! હું સઘળું સમજી શકું છું. જો એમ જ છે તો પછી તમે બેલાશક મદ્રાસ જઇ બાતમી લઇ આવો. પછી લૂલો લંગડો ન હોય અને મ્હને કેવળ બે ગ્રાસ અનાજ પૂરું પાડી શકે તેમ હોય એવો કોઇ પુરુષ શોધી કાઢી તેની સાથે મ્હને વિદાય કરી દો."

મદ્રાસ જવાની વાતનો સુશી આવો અર્થ કરશે એ રમણીની કલ્પના બ્હાર હતું. પોતાના જીવનના પરિવર્ત્તનની તો તેને બરાબર માહિતી હતી; પરંતુ સુશીની પોતાના જેવી શોચનીય સ્થિતિ નહિ થઇ હોય એવી તેને આશા હતી. આવી ધારણાને વશ થઇને જ ગઇ કાલે તેણે મદ્રાસ જવાનો નિશ્ચય કર્યો હતો; પરંતુ સુશી સાથેની આજની વાતચિતથી તેના અંતરમાં શંકા ઉપજી. તે વિચારવા લાગ્યો:-"આ કેવો પ્રકાર! બન્ને જણાં આટલે સુધી આવી પહોંચ્યાં છીએ? હવે, પાછાં ફરવાની જરૂર છે; નહિ તો પછી બન્નેને ડુબવું પડશે. ના-ના, હવે એક પણ પગલું અગ્રેસર થવું ઉચિત નથી."

સુશી સૉફાને અઢેલી બન્ને હાથ હૃદય ઉપર રાખી ગવર્નર સાહેબના બાગનાં વૃક્ષો તરફ જોઇ રહી હતી. તેનાં બન્ને નયન સજળ અને ઉજ્વળ બની ગયાં હતાં. રમણીએ પૂછ્યું:-"સુશીલા! શો વિચાર કરો છો?"

સુશીલાએ નજર ફેરવ્યા સિવાય કહ્યું:–" કાંઇ વિચારતી નથી."

" મ્હારા મદ્રાસ જવા માટે તમારો શો મત છે?"

" મ્હારો વળી મત કેવો!"

" ના સુશીલા! તમારો મત લેવાની જરૂર છે. તમે ઉમ્મરે મ્હારાથી ન્હાનાં છો એ ખરું; પરંતુ આજે થોડા વખત પહેલાં તમે મ્હને જે હકીકત કહી છે તે સાંભળી હું તમારી બુદ્ધિશક્તિનો અને કર્તવ્યજ્ઞાનનો પરિચય મેળવી શક્યો છું. તમારાં એ વચનો અમૂલ્ય છે."

સુશીએ કહ્યું:–" મ્હેં તમને શાં અમૂલ્ય વચનો કહ્યાં છે?" આ વખતે સુશીએ રમણી તરફ પોતાની નજર ફેરવી હતી.

તમે એમ કહ્યું હતું ને કે, સર્વ પ્રકારનો વિચાર કરતાં આપણે હદ ઉપરાંત હળીએ મળીએ એ સારું નથી. તમે બરાબર કહ્યું છે."

સુશીએ સૉશ સાથે મસ્તક અઢેલી કહ્યું:–" એ વચન તમને ઘણાં ગમ્યાં છે કેમ?"

આ વખતે આયાએ આવી કહ્યું:–" હજુરની ચ્હા અહીં લઇ આવું કે?"

સુશીએ રમણીને પૂછ્યું:–" હમણાં ચ્હા પીશો કે?"

આજે બન્ને જણાંનાં ધુમાતાં હૃદયમાંથી પુષ્કળ ધુમાડો નીકળેલો હોવાથી રમણીનો શ્વાસ રુંધાઇ જવા આવ્યો હતો. તેણે કહ્યું: " ભલે આવે."

ચ્હા પીતાં પીતાં જાણે કે તદ્દન નિર્લિપ્ત ભાવથી સુશીએ પૂછ્યું:–" ત્યારે આજે જ મદ્રાસ જવાનો નિશ્ચય કર્યો છે કે?"

" હા, એક રીતે નિશ્ચય તો કર્યો જ છે. ટિકીટ ખરીદી બર્થ પણ રિઝર્વ કરાવી છે. પહેલાં જો કે હું અહીં આવ્યો હતો પણ તમે બ્હાર ગયેલાં હોઇ બે વાગ્યે પાછાં આવવાનાં છો એવી ખબર મળી એટલે રેલ્વેઑફિસે જઇ ટિકીટ ખરીદી બર્થનો બંદોબસ્ત કરી આવ્યો."

"મદ્રાસથી ક્યારે પાછા આવશો?"

"એક અઠવાડીઆમાં."

"ટ્રેઇન કેટલા વાગ્યે ઉપડે છે?"

સુશીના હાથમાંથી ચ્હાનો પ્યાલો લઇ રમણીએ કહ્યું:-"રાત્રે દશ વાગ્યે. તમે સ્ટેશને આવશો કે સુશીલા?"

"મ્હારું શું કામ છે?"

"મ્હને ટ્રેઇનમાં બેસાડવા નહિ આવો? જો કહેતાં હો તો જતી વખતે તમને હું અત્રેથી મ્હારી સાથે લેતો જાઉં."

સુશીએ ગંભીરભાવથી કહ્યું:-"એમ કરવાથી તમારા કર્ત્તવ્યને બાધ નહિ આવેને?"

રમણીએ હસવાનો પ્રયત્ન કરી કહ્યું:-"બાધ આવવાનો હશે તો આવશે. એ હું જોઇશ. હવે તમારી શિક્ષકતા બાજૂએ રાખો."

ચ્હા પી રમણીએ ઉઠી ઉભા થઈ કહ્યું:-"ચાર વાગ્યા છે. હજી ઘેર જઇ પ્રવાસની તૈયારી કરવાની છે. રાત્રે નવ વાગ્યે હું આવીશ. મ્હારી ગાડી સ્ટેશને રોકાશે. ટ્રેઇન ઉપડયા પછી ગાડી તમને અહીં પાછાં પહોંચાડી ઘેર જશે. લ્યો, રજા લઉં છું." આમ કહી રમણીએ પોતાનો હાથ લંબાવ્યો.

સુશીએ ઉભી થઇ નીચું જોઇ રહી રમણીના હસ્તને સ્પર્શ કર્યો. રમણીએ કહ્યું:-"આજે તમારો હાથ ઠંડો કેમ જણાય છે?"

સુશીએ ક્ષીણ સ્વરે કહ્યું:-"કોઇ કોઇ દિવસે એમ થાય છે."

રમણીએ સુશીના મુખ તરફ જોયું તો તેનું સ્વચ્છ ગૌરવર્ણ મુખ, બન્ને ગાલ અને બન્ને કાન લાલચોળ બની ગયાં હતાં. રમણી સમજી ગયો કે, એ આજના પ્રસંગની ચર્ચાનું પરિણામ હતું.

મૉટરમાં બેસી ઘેર જતાં જતાં બન્ને હાથમાં મુખ ઢાંકી રમણી વિચારવા લાગ્યો:-"સુશીના હૃદયને દુઃખી કરી આજે મ્હેં ઘણી નિષ્ઠુરતા દર્શાવી છે; પરંતુ તેની અને મ્હારી મુક્તિનો કેવળ એ એક જ ઉપાય છે.

# પ્રકરણ ૧૩ મું

## મ્હોં ઉઘડયું

ઊગ્યે ઇન્દુ તમ વિરમતાં રાત્રિ જેવી ઊજાસે,
રેણે ધૂણી લપટ મટતાં જ્વાળ જેવી પ્રકાશે;
જેવી તૂટયા તટનીં શમતાં ભિટ્ટીં ગંગા વિરાજે,
તેવી મૂર્છા સબળ વળતાં, સુંદરી દિવ્ય રાજે!

—કે. હ. ધ્રુવ.

રાત્રે પોણા નવ વાગ્યે રમણીની મૉટર તેના બંગલાની બ્હાર નીકળી પડી. એક ઘોડાગાડીમાં પ્રવાસનો સઘળો સરસામાન ભરી લક્ષ્મણ હાવરાના સ્ટેશન તરફ અગાઉથી રવાના થયો હતો.

ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાંથી પરત આવ્યા પછી રમણીની બકુરાણી સાથે એકાન્તમાં વિશેષ સમય માટે મુલાકાત થઇ નહોતી. રમણીના અંતરમાં વિપ્લવની જે ક્રિયા ચાલતી હતી તે તેનું મુખ જોઇને જ બકુરાણી સમજી ગઈ હતી. વિદાય થતાં પૂર્વે રમણી જ્યારે ઘડીઆળ વગેરે લેવા શયનગૃહમાં ગયો હતો ત્યારે બકુરાણી તેની પાસે આવી ઉભી રહી હતી. રમણીએ તેને પૂછયું હતું:—" ત્હારે કાંઇ કહેવું છે ? "

બકુરાણીએ કમરમાંથી નમી પતિને પ્રણામ કરી મૃદુસ્વરે કહ્યું હતું:—" મ્હને આશીર્વાદ આપો. " રમણીએ સ્મિત હાસ્ય કરી, બે આંગળીઓથી સ્ત્રીના ગણ્ડસ્થળને સ્પર્શ કરી તેને આશીર્વાદ આપ્યો હતો કે, " તું હમ્મેશાં પતિપ્રેમમયી થઇ રહે. "

મૉટરમાં જતાં રમણી રસ્તે વિચારવા લાગ્યો:—" જો મ્હેં સુશીને સ્ટેશને લઇ જવાની વાત ન કાઢી હોત તો સારું થાત. તેણે શ્લેષ કરીને જ એમ કહ્યું હતું કે, ' તેથી તમારા કર્ત્તવ્યને તો બાધ નહિ આવેને ? ' એનું એ વાક્ય સાંભળી તથા એનું વિષણ્ણ

સુખ જોઇ મ્હારામાં એ વખતે થોડી દુર્બળતા આવી હતી. મ્હારું મન આટલું બધું દુર્બળ છે! અરેરે! મ્હેં અવિચારી કામ કર્યું છે. હું દુઃખ ભોગવું છું તે મ્હારા કર્મની શિક્ષા છે. પણ એ બીચારીને તો કાંઈ દોષ નથી. એના દુઃખનું કારણ કેવળ મ્હારી દુર્બળતા છે. શા માટે મ્હેં એને આવા દુઃખમાં નાખી? મ્હારા જેવો પાષાણ પૃથ્વીમાં બીજો નહિ હોય. ”

મૅાટર એસ્પ્લેનેડ રોડ ઉપર જઇ પહોંચી. ક્રમે વાંક વળી તે હૅાટેલ નજીક ઉપસ્થિત થઇ. રમણીએ મૅાટરમાંથી ઉતરી હૅાટેલમાં પ્રવેશ કર્યો. આજે તેનાં પગલાંમાં ઉત્સાહનું બળ નહોતું. દાદર ચઢતાં જાણે કે તેને કષ્ટ થતું હતું. ચંચળ ચિત્તે પ્રથમ તે સુશીના જુના શયનગૃહ તરફ જતો હતો. અર્દ્ધ રસ્તો ગયા પછી સ્થાન બદલ્યાની વાત યાદ આવી એટલે તે પાછો નવીન સ્થળે જવા લાગ્યો.

બેઠકખાનામાં બત્તી બળતી હતી. મુક્તદ્વાર ઉપર પર્દો નાખેલો હતો. આયા બ્હાર બેઠી હતી. રમણીએ પૂછ્યું:–“ મિસસાહેબ ક્યાં છે ? ”

આયાએ કહ્યું:–“ અંદર છે; પધારો. ”

અંદર પ્રવેશ કરી રમણીએ જોયું કે, બપોરે જે સૅાફા ઉપર સુશી બેઠી હતી તેજ સૅાફા ઉપર હમણાં તે બેઠી હતી. પગના અવાજથી ચમકીને દ્વાર તરફ જોઇ તેણે કહ્યું:–“ પધારો. ”

રમણીએ સૅાફા પાસે ઉભા રહી પૂછ્યું:–“ તમે જમી આવ્યાં કે ?”

સુશીએ માથું હલાવી નકારમાં ઉત્તર આપ્યો.

રમણીએ કહ્યું:–“ હજી જમ્યાં નથી ? ડિનર તો અત્યાર સુધીમાં ખલાસ થઇ જવા આવ્યું હશે! વિશેષ વખત નથી–તમારું ખાણું અહીં મંગાવું કે ? ”

સુશીએ કહ્યું:–“ હમણાં ખાવું નથી. ”

“ ત્યારે ક્યારે ખાશો ? ”

“ તમને ટ્રેઇનમાં મૂકી આવ્યા પછી. ”

રમણીએ સૉફા ઉપર બેસી કહ્યું:–"તમે પાછાં ફરશો ત્યારે રાત ઘણી વીતિ હશે. કદાચ શરીર બગડશે તો ?"

સુશી મસ્તક હલાવી કહ્યું:–"મ્હારું શરીર નહિ બગડે. ઇશ્વરે મ્હને પત્થરોથી ઘડી છે."

સુશીનો મુખ ભાવ જોઇ તથા આ શબ્દો સાંભળી રમણીના હૃદયમાં કાંઇ કાંઇ થવા લાગ્યું. જાણે કે તેનો કંઠ રુંધાઇ જવા આવ્યો. ગાલ ઉપર હાથ મૂકી તે ચુપ બેસી રહ્યો.

થોડા સમય પછી વાત કરવાની શક્તિ આવી એટલે તેણે કહ્યું:–"સ્હાંજે ફરવા ગયાં હતાં કે ?"

"ના."

"થોડો વખત ફરવા કેમ ન ગયાં ? તાજી હવામાં ફરવાથી શરીરમાં સ્ફુર્તિ આવે છે. હું ગયો ત્યારનાં અહીં જ બેસી રહ્યાં છો કે ?"

આ પ્રશ્નનો સુશીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. રમણી વિચારવા લાગ્યો:–"મ્હેં હમણાં મદ્રાસ જવાનું કારણ એને કહ્યું એ સારું કર્યું હોય એમ લાગતું નથી. એ કારણની કથા સાંભળી તે આમ ભાંગી પડશે એની કોને ખબર હતી ? હવે કરવું શું ? આવી સ્થિતિમાં એને એકલી મૂકી હું કેવી રીતે જાઉં ? બીજી તરફથી ગયા સિવાય છુટકો નથી. જો જવાનું મુલ્તવી રાખું તો પછી ઉદ્ધાર નથી–બન્નેને ડુબવું જ પડે."

આ વખતે સુશીએ એકાએક પૂછ્યું:–"આવતી વખતે બકુરાણીએ શું કહ્યું ?"

રમણીએ ચમકી ઉઠી કહ્યું:–"કોણ—બકુરાણીએ ? એણે કાંઈ કહ્યું નથી."

બકુરાણીએ આશીર્વાદની યાચના કરી હતી એ વાત તત્કાળ રમણીના સ્મરણમાં આવી. તેણે મનમાં ને મનમાં કહ્યું:–"ના—ના,

ડુબવું નજ જોઇએ-મુક્તિ મેળવવી જ જોઇએ. માયાબંધનમાંથી છુટવું જ જોઇએ."

કેટલીક ક્ષણ પછી રમણીએ પુનઃ સુશીની ચિંતામયી મૂર્તિ તરફ જોયું. આ વખતે તેને એમ લાગ્યું કે, "આજે કદાચ મદ્રાસ ન જાઉં અને બે દિવસ પછી જાઉં તો શી હરકત છે? જે સ્થિતિમાં મૂકાયો છું એ સ્થિતિમાં એક બે દિવસની અંદર શો ફેર પડી જવાનો છે!" સુશીની નજીક બેસી સ્નેહપૂર્ણ સ્વરે તેણે કહ્યું:- "હું મદ્રાસ ન જાઉં એવી તમારી ઇચ્છા છે? જો ના કહો તો ના જાઉં."

સુશી પોતાની અર્દ્ધશાયિતાવસ્થામાંથી બેઠી થઇ રમણી તરફ જોઈ કંપતા કંઠે બોલી:-"હું કહીશ તેથી તમે નહિ જાઓ? હું તમારી કોણ છું રમણીમોહન?" આમ કહી તે પાછી સૉફા ઉપર ઢળી પડી. તેનું માથું આમતેમ ડોલવા લાગ્યું. તેનાં બન્ને નેત્રોમાંથી શ્રાવણ ભાદ્રની જળધારા વર્ષવા લાગી.

એ ક્ષણે જ રમણીએ સુશીલાનો હાથ પકડી અસ્વાભાવિક કંઠસ્વરે કહ્યું:-"તમે મ્હારાં કોણ છો એમ તમે પૂછો છો કે? તમે મ્હારાં—" આમ કહી રમણીએ તેને ખેંચી લઈ ગાઢ આલિંગન કર્યું. દીવાનાની માફક જ્ઞાનશૂન્ય થઇને સુશીના મુખ ઉપર ઉપરાઉપરી ચુંબનો કરી તેણે કહ્યું:-"તમે મ્હારા સ્નેહની સામગ્રી અને પ્રેમની પ્રસાદી છો."

સુશીએ રમણીના આલિંગનપાશમાથી છુટવાનો બિલ્કુલ પ્રયત્ન કર્યો નહિ. મ્હોં ઉંચું કરી મૃદુ સ્વરે તેણે કહ્યું:-"જ્યારે હું તમારા સ્નેહની સામગ્રી છું ત્યારે તમે મ્હને બીજાના હાથમાં સોંપવાનું કેમ કહેતા હતા?" આમ કહી તેણે રમણીના ખભા ઉપર માથું રાખ્યું. તેનું શરીર શિથિલ થઇ જતું હતું.

રમણીએ કહ્યું:-"હવે એવો પ્રશ્ન શા માટે પૂછો છો સુશીલા?" આમ કહી પોતાના ખભા ઉપરથી તેનું મુખ ઉંચકી તેને પકડી

રાખવાનો રમણીએ પ્રયત્ન કર્યો. આ વખતે સુશીનું માથું રમણીના હાથમાં સ્થિર નહિ રહેતાં ઢળી જતું હતું!

રમણીએ ભયભીત બની કહ્યું:-" સુશીલા–સુશીલા–"

કાંઇ ઉત્તર મળ્યો નહિ.

રમણી સમજી શકયો કે, સુશીને મુર્છા આવી હતી. તેણે મ્હોટેથી બુમ મારી:-" આયા. "

" સાહેબ. " કહી આયા અંદર આવી ઉભી રહી. રમણીએ ખીસ્સામાંથી કાગળ પેન્સિલ બ્હાર કાઢી ઝડપથી લખ્યું કે, " Room 51 Lady fainted away Doctor quick. " (૫૧ નંબરની રૂમમાં એક રમણીને મુર્છા આવી છે. જલ્દી ડૉકટર જોઇએ.) કાગળ આયાના હાથમાં આપી તેણે કહ્યું:—" મેનેજર સાહેબને આપી આવ. જલ્દી."

સુશીને સૉફા ઉપર સૂવાડી દઇ રમણીએ શયનગૃહમાં જઈ પાણી શોધી કાઢયું. કાચની સુરાહીમાં પાણી હતું. પાણી લઈ આવી તે સુશીની આંખો અને મ્હોં ઉપર છાંટવા લાગ્યો.

એક મિનિટ પછી બ્હારથી પગલાંનો અવાજ સંભળાયો. આયાની સાથે હૃષ્ટપુષ્ટ શરીરવાળી એક આંગ્લ મહિલાએ ઔષધની બૅગસહિત પ્રવેશ કરી કહ્યું:-" આપ એમના પતિ છો કે ? "

" ના. "

એ આંગ્લમહિલાએ કહ્યું:-" હું એક નર્સ છું. આપ બ્હાર જઇને બેસો. " પછી તેણે આયાને કહ્યું:-" જલ્દી પોષાક ઉતાર. "

રમણી બ્હાર જઇ ઉભો રહ્યો. પાંચ મિનિટ પછી સુશીની મુર્છાનો ભંગ થયો છે એમ અવાજથી તે જાણી શકયો. ક્રમે સુશીનો ક્ષીણ કંઠસ્વર પણ તે સાંભળી શકયો. થોડા સમય પછી સુશીને તેના બિછાનામાં લઇ જવામાં આવે છે એમ તે જાણી શકયો.

છેવટે આંગ્લમહિલાએ બ્હાર આવી કહ્યું:-" આપ અંદર જાઓ. એ આપને શોધે છે. એમને ઘણી શાન્તિમાં રાખજો. બિલકુલ ઉત્તેજિત થવા દેશો નહિ. "

રમણીએ પૂછ્યું:–" ભય જેવું નથીને ?"

મેમસાહેબે કહ્યું:–" ના, હું જઇને એક કપ બીફ ટી મોકલી આપું છું. ગરમ ગરમ પીવડાવી દેજો." આટલું કહી તે ઝડપથી ચાલી ગઇ.

રમણીએ સુશીના શયનગૃહમાં પ્રવેશ કર્યો. બિછાના પાસે ઉભા રહી તેણે પૂછ્યું:–" સુશીલા ! કેમ છે ?"

" હવે સારું છે. તમે મ્હારી પાસે બેસો. આયા ! ખુરસી લાવ."

રમણી ખુરસી ઉપર બેસી સુશીના ભીંજાઇ ગયેલા કેશગુચ્છ યથાસ્થિત કરવા લાગ્યો.

પાંચ મિનિટ પછી બીફ ટી આવી. તેની ગંધ લેતાં રમણી જાણી શક્યો કે, એમાં બ્રેન્ડીનું મિશ્રણ કરવામાં આવ્યું હતું. બીફ ટી પીધા પછી સુશી સહજ સ્વસ્થ થઇ. તે જલ્દી નિદ્રાધીન થઇ ગઇ.

રમણીએ એ વખતે ઘડીઆળમાં જોયું તો સાડા દશ વાગ્યા હતા. તેણે મનમાં ને મનમાં કહ્યું:–" કાલે બરાબર આ વખતે જ ઠકુરાણીને મુર્છા આવી હતી. ત્યાર પછી બરાબર ચોવીસ કલાકે સુશીલાને મુર્છા આવી છે. વાહ ! હું કેવો ભાગ્યવાન પુરુષ છું !"

થોડા સમય પછી આયાએ આવી કહ્યું:–" હજુરના બંગલાનો નોકર આવ્યો છે."

રમણીએ બ્હાર જઇ જોયું તો લક્ષ્મણ ત્યાં ઉભો રહ્યો હતો. તેણે સલામ કરી કહ્યું:–" હજુર ! ટ્રેઇન ચાલી ગઇ છે. હવે મ્હને શો હુકમ છે ?"

રમણીએ પૂછ્યું:–" સરસામાન ક્યાં રાખ્યો છે ?"

" રસ્તે ઘોડાગાડીમાં. હૉટેલના દ્વારવાનને ત્યાં ઉભો રાખી હું આપની પાસે આવ્યો છું."

રમણીએ કહ્યું:–" તું ઘેર જા."

" મેમસાહેબની તબિયત કેમ છે હજુર ?"

"સારી છે. હમણાં ઊંઘે છે. તું ઘેર જા." આમ કહી અવાજ કર્યા વગર અંદર પ્રવેશ કરી રમણી નિદ્રાધીન થઇ ગયેલી સુશીની શય્યા પાસે બેઠો.

## પ્રકરણ ૧૪ મું

### પ્રથમ પ્રેમપત્ર

સંચેલો મધુએ પરાગ ફૂલનો લે વાસ સારું ભલે.
કાં હસ્તાક્ષર વ્હાલના પણ અરે વ્હાલીતણા તું હરે?
જીવે પ્રેમી વિનોદનાં કંઇ કંઇ આવાં જ વાનાં વડે.
શું તે વાતથી અંજનાની રતિનો રાગી અજાણ્યો તું એ?

કે. હ. ધ્રુવ.

નિદ્રાનો ભંગ થયા પછી સુશીલાએ આંખો ઉઘાડી જોયું તો ઓરડામાં વિજળીની બત્તી સળગતી હતી. ઉપર પંખો ફરતો હતો. સુશીને થોડી ઠંડી જણાવા લાગી. પહેલાં થોડા સમય સુધી તો કોઇ પણ વાત તેને યાદ આવી નહિ. દરરોજ રાત્રે તે બત્તી બુઝાવીને સૂઈ રહેતી હતી. તેણે વિચાર્યું કે, આજે સૂઇ જતાં પહેલાં બત્તી બુઝાવવી તે ભૂલી ગઇ છે. ઉશિકા ઉપરથી માથું ઉંચું કરી તેણે આમતેમ જોયું તો આ શયનગૃહ તેને જૂદું જ જણાયું. પહેલાં તે જે શયનગૃહમાં સૂતી હતી તે આ નહોતું. સુશીને આશ્ચર્ય લાગ્યું. આયાને ટેબલ ઉપર શેતરંજી પાથરી સૂઇ રહેલી તેણે જોઈ. હવે પૂર્વવાતનું ધીમે ધીમે તેને સ્મરણ થવા લાગ્યું. રમણીનો મદ્રાસ જવાનો પ્રસ્તાવ, જતાં પહેલાં અત્રે તેનું આવવું, બન્નેએ સૉફા ઉપર બેસી વાતચિત કરવી, મનના દુઃખથી આત્મસંયમ ગૂમાવી પોતે રડી પડવું, પછી આ સઘળી હકીકત તેને યાદ આવી.

સુશીનું મુખ અને કાન લાલ થઇ ગયાં. સૂઈ રહેલી આયા તરફ જોઇ રહી તે વિચારવા લાગી:–"એ વખતે આયા ક્યાં

હતી? તેણે કાંઇ જોયું હશે કે? અરેરે! કેવી શર્મ ભરેલી વાત."
આમ છતાં સુશી આ વખતે પોતાના અંતરમાં એક પ્રકારનો અભૂતપૂર્વ આનંદ અનુભવતી હતી.

બે ત્રણ મિનિટ પછી બિછાનામાં બેઠી થઇ સુશીએ મૃદુસ્વરે કહ્યું:–" આયા."

આયા ગાઢ નિદ્રામાં પડેલી હતી. સુશીના ક્ષીણ સ્વરથી તેની નિદ્રાનો ભંગ થયો નહિ. પંખો બંધ કરવાના વિચારથી સુશી બિછાનામાંથી નીચે ઉતરી. તેનો દેહ ઘણો દુર્બળ બની ગયો હતો. બરાબર ઉભી રહેવા શકવા જેટલી શક્તિ પણ તેના પગમાં નહોતી. થોડે દૂર ટેબલ ઉપર તેણે એક ટ્રે જોઇ. તેમાં ખાદ્ય પદાર્થ ઢાંકેલા હતા. તેની પાસે એક સ્ટવ હતો. પંખાનો સ્વીચ બંધ કરવા જતાં પાસેના આયનાવાળા ટેબલ ઉપર ગડી વાળી મૂકેલો એક પત્ર સુશીની નજરે પડયો. કાગળ ઉઘાડી જોયો તો રમણીના હસ્તાક્ષર જોવામાં આવ્યા. સુશી જ્યાં હતી ત્યાં જ ઉભી રહી પત્ર વાંચવા લાગી. એમાં લખ્યું હતું કે:–

" વ્હાલાં સુશીલા!

હમણાં રાતના બાર વાગ્યા છે. તમે ઉંઘો છો. હવે વિશેષ સમય સુધી અત્રે રોકાવું ઉચિત નથી એમ વિચારી હું રજા લઉં છું તમારે માટે ખાવાનું મંગાવી રાખ્યું છે, જ્યારે તમે જાગ્રત થાઓ ત્યારે ઉઠીને ખાઇ લેજો. એક પ્યાલો શેરવો, એક પ્લેટ કોલ્ડ ચિકન અને એક કસ્ટર્ડ પુડિંગ રખાવેલાં છે. સ્ટવ સળગાવી શેરવો ગરમ કરી આપવાનું હું તમારી આયાને કહી જાઉં છું. નિદ્રાનો જ્યારે ભંગ થાય ત્યારે શેરવો જરૂર પી લેજો; બીજી ખાદ્ય વસ્તુઓમાંથી ક્ષુધા પ્રમાણે ખાજો. હવે હું જાઉં છું. કાલે નવ વાગ્યે હું તમને મળવા આવીશ.

તમારા ઉપર આ મ્હારો પ્રથમ પ્રેમપત્ર છે. આ પત્ર 'વસ્તુતાંત્રિક' બની ગયો છે, કેમ? અડધા કલાક પૂર્વે ખાણાની વસ્તુ-

ઓ લઇ આવવા માણુસ મોકલી જ્યારે હું તમારી પાસે આવીને બેઠો ત્યારે તમારા અધર ઉપર મૃદુહાસ્ય ફરકતું હતું. પ્રિય સુશીલા! નિદ્રાવસ્થામાં તમે કેવું સ્વપ્ન જોતાં હતાં ? એ સ્વપ્નની હકીકત યાદ રાખજો. કાલે સ્હવારે આવી એ હકીકત હું તમને પૂછી જોઇશ. લ્યો, હવે વિદાય થાઉં છું.

લિ૦ તમારો
રમણીમોહન

પત્ર હાથમાં લઈ સુશીલા પાછી બિછાના ઉપર બેસીને હાંફવા લાગી. તેણે વિચાર્યું, " બે ડગલાં ચાલવામાં આજે આટલો બધો થાક કેમ જણાય છે? મ્હને આ શું થઈ ગયું છે ? વળી મ્હને આટલી બધી ઊંઘ પણ ક્યાંથી આવી ચઢી ? ગઇ રાત્રે નાટકમાંથી આવ્યા પછી બરાબર ઊંઘ આવી નહોતી. આજે દિવસે પણ હું ઊંઘ લઇ શકી નથી. આખા શહેરની ઊંઘ જાણે કે મ્હારે માટે જ જમા થઇ રહેલી હતી! તેમણે અહીંથી જતાં પહેલાં મ્હને જગાડી કેમ નહિ ?" પાછી તે એ પત્ર વાંચવા લાગી. કારણ શું વાંચ્યું છે એ તેને યાદ નહોતું. તેનું મસ્તક ઘણું દુર્બળ બની ગયું હતું. તેણે એ પત્ર પાછો ફરી વાંચવા માંડયો. સુશીલાના લલાટ ઉપર પસીનાનાં બિંદુઓ તરી આવ્યાં. પંખો બંધ કરેલો હોવાથી તેને પસીનો થઇ આવ્યો હશે!

એવામાં 'દૂર જા મચ્છર." કહી શેતરંજી ઉપર સૂઈ રહેલી આયાએ પોતાના ગાલ ઉપર જોરથી એક થપ્પડ લગાવી દીધી તથા બીજી જ ક્ષણે તે ' અરેરે! બહુ વાગ્યું !' બોલતી બેઠી થઇ. પોતાના ગાલ ઉપર સ્નેહથી હાથ પસવારતાં તેણે કહ્યું:-" મેમસાહેબ ! ક્યારે જાગ્યાં ? "

" થોડો જ વખત થયો."

" હમણાં કેમ છે?"

" કેમ, મ્હને શું થયું હતું ?"

" આપની તબિયત ઘણી બગડી ગઈ હતી તે આપ નથી જાણતાં? આપ તો બેહોશ થઈ ગયાં હતાં."

"બેહોશ થઈ ગઈ હતી? ક્યારે?" આમ કહી સુશી કાંઈ વિચાર કરવા લાગી. સૉફા ઉપર બેસી તેણે રમણીના ખભા ઉપર જ્યારે મસ્તક મૂક્યું ત્યારે પોતાને ચક્કર આવતાં હતાં એ વાત એને યાદ આવી.

આયાએ સંકોચને વશ થઇ, બીજી દિશા તરફ મ્હોં ફેરવી મૃદુ હાસ્ય કરીને કહ્યું:-" મદ્રાસ જવા માટે સંધ્યાકાળ પછી સાહેબ અહીં આવ્યા હતા ને? તેમના આવ્યા પછી આપ રડવા લાગ્યાં-"

સુશીએ વચ્ચે જ પૂછ્યું:-" એ વખતે તું ક્યાં હતી?"

આયાએ અમ્લાન મુખે ઉત્તરમાં કહ્યું:-" હું બારણાં બ્હાર છજામાં બેસી રહી હતી. વચ્ચે વચ્ચે પર્દો ઉંચો કરી અંદર જોતી હતી! સાહેબે જ્યારે આપને ચુંબનો કર્યાં ત્યારે આપ બેહોશ બની ગયાં. આપને યાદ નથી કે?"

સુશી એકાગ્રદૃષ્ટિથી આયાના મુખ તરફ જોઇ રહી. આયાનું કથન પૂર્ણ થયું એટલે તેણે કહ્યું:-" પછી શું થયું?"

" ત્યાર પછી સાહેબે મ્હને બોલાવી જલ્દીથી મેનેજર સાહેબ પાસે ખબર મોકલાવી. લૅડી ડૉકટર આવી પહોંચ્યાં. પછી આપને પલંગ ઉપર લાવવામાં આવ્યાં. ઘણો પરિશ્રમ કરવામાં આવ્યો ત્યારે જ આપની બેહોશી દૂર થઇ."

સુશીને એમ લાગ્યું કે, ઊંઘમાંથી વચ્ચે એક વખત જાગી ઉઠી તેણે એક અજાણી સ્ત્રીને જોઇ હતી. આયા કહેવા લાગી:- "સાહેબ બ્હાર ઉભા રહ્યા હતા. આપે તેમને આપની પાસે બોલાવી મંગાવ્યા. સાહેબને કાંઇ કહી લૅડી ડૉકટર ચાલ્યાં ગયાં. સાહેબે આપને શેરવો પીવડાવ્યો. ત્યાર પછી આપ ઊંઘી ગયાં. હવે બધું યાદ આવે છે કે હજુર?"

" પછી શું થયું?

"સાહેબ ચાલ્યા ગયા. આપને માટે તેઓ એક પત્ર લખી રાખી

ગયા છે." આમ કહી આયા ઉઠીને આયનાવાળા ટેબલ પાસે ગઈ.

સુશીએ કહ્યું:–"એ પત્ર મ્હને મળ્યો છે."

"આપનું ખાણું ઢાંકી રાખ્યું છે. શેરવો ગરમ કરી આપું કે?"

"કરી આપ."

આયા સ્ટવ સળગાવી શેરવો ગરમ કરવા લાગી. સુશીલા પાછી રમણીમોહનનો પત્ર વાંચવા લાગી. વચ્ચે વચ્ચે પત્ર વાંચવાનું કામ બંધ રાખી દિવાલ તરફ જોઇને રાત્રે બનેલા બનાવ સંબંધી તે વિચારો કરવા લાગી. એક વાત તેને યાદ આવતી હતી તો બીજી વાત ભૂલી જતી હતી–ઘટનાસૂત્ર જાણે કે છિન્ન ભિન્ન થયું હતું. તેણે પોતાના મન સાથે કહ્યું:–"હજી મ્હારી આંખોમાંથી ઊંઘ બરાબર ઉડી નથી. તેમણે કહ્યું હતું કે, 'તમે મ્હારા સ્નેહની સામગ્રી અને પ્રેમની પ્રસાદી છો.' બીજું શું બન્યું હતું તેનું સ્મરણ હું કરી શકતી નથી. અહાહા!

જેવી અજાણપણમાં મનથી માનો મુજને,
પ્રેમી પ્રીતમ પ્રતિ જો તેવી હોઉં કદીને,
તો શું સુરતરુવરની કૂંપળ કેરા શયને,
નંદનવનના વા એ હોયે હુતાશ તનને?"*

સુશીનું મસ્તક ઝમ ઝમ કરવા લાગ્યું.

બિછાનામાં બેસી ગરમ શેરવો પીધા પછી સુશીને કાંઇક આરામ જણાયો. આયાના આગ્રહને લીધે પુડિંગનો કેટલોક ભાગ પણ તેણે ખાધો. બીજું કાંઇ તેણે ખાધું નહિ.

ખાઇ રહ્યા પછી તેનાં નેત્રોમાં પાછી ઊંઘ ભરાઇ આવી. પ્લેટો લઇ જતાં આયાએ કહ્યું:–"હજી ઘણી રાત છે. આપ સૂઇ રહો. સાહેબ તો સ્હવારે નવ વાગ્યે આવવાનું કહી ગયા છે. પંખો ચાલૂ કરું કે? મચ્છરો પુષ્કળ છે."

"ભલે ચાલૂ કર." કહી સુશી બિછાનામાં સૂઇ ગઇ.



* પરાક્રમની પ્રસાદી

# પ્રકરણ ૧૫ મું

## વિયોગની વેદના

લાગી રઢ; ધુનોઁ જાગી રાગનોઁ; બનોઁ કામ વામથી વિધુરી
મધુરી બદ્ધ મધુપની ઝાંખી ઝંખી ઝૂરે ભ્રમરી.
—પ્રિયદર્શના

બીજે દિવસે રહવારે સુશી જાગી એટલે બિછાનામાં બેઠી થઇ આયાને બોલાવી તેણે વખત પૂછ્યો. આયાએ કહ્યું:-"મેમસાહેબ! લગભગ આઠ વાગ્યા છે. આપને માટે મ્હોં ધોવાને ગરમ પાણી મંગાવી રાખ્યું છે. ઉઠો, સાહેબ નવ વાગ્યે આવવાનું કહી ગયા છે."

સુશીએ કહ્યું:-"આઠ વાગ્યા છે! હું સ્નાન કરવા ઇચ્છું છું. પાણી આપવા કહે."

"જેવો હુકમ હજુર." આમ કહી આયા ચાલી ગઇ. સુશી બિછાનામાં જ બેસી રહી વિચારવા લાગી:-"વખત ઘણો થઇ ગયો છે. હવે હું સ્નાન કરી ક્યારે પરવારીશ? આટલા દિવસોમાં કોઇ પણ દિવસે સ્નાન કર્યા પહેલાં હું તેમની નજરે પડી નથી! આજ સૂધી જે ટર્યું નથી તે હું આજે કરું? ના–ના, એ અસંભવ છે. આટલું મોડું ઉઠવું એ સારું નહિ. આજે ઘણી ઉતાવળથી સ્નાન કરી લેવું પડશે."

લગભગ પાંચ મિનિટ પછી આયાએ કહ્યું:-"સ્નાન કરવા માટે પાણી તૈયાર છે. વળી સાહેબનો નોકર એક પત્ર લઇ આવ્યો છે. તે ઉત્તર માગે છે."

સુશીએ પત્ર લઇ કંપતા હાથે ખોલીને વાંચ્યો:—

"પ્રાણેશ્વરી સુશીલા!

આજે નવ વાગ્યે તમારી પાસે હું આવવાનો હતો; પરંતુ અત્યારે આવી શકાય તેમ નથી. ઘરમાં ઘણી ગડબડ છે. સ્હાંજે હું જરૂર તમારી પાસે આવીશ.

કાલે આખી રાત તમારી તબિયત કેવી હતી તથા અત્યારે કેમ છે તે મ્હને લખી જણાવજો. તમારી સારી તબિયતના સમાચાર નહિ મળે ત્યાં સુધી મ્હારી ચિંતા દૂર થશે નહિ.

સ્હાંજે આવી સઘળી વાત કરીશ.

તમારો રમણીમોહન."

સુશીએ કહ્યું:–" હમણાં સ્નાન કરવાનું પાણી કાઢવાની ના કહે. કાગળ કલમ લાવ. હું ઉત્તર લખી નાખું."

આયાએ પૂછ્યું:–" સાહેબ હમણાં નહિ આવે કે હજુર ?"

" ના, એમને ઘેર કામ છે–સ્હાંજે આવશે."

કાગળ કલમ લઇ સુશીએ પત્ર લખ્યો:–

" પ્રિયતમ સુશીલામોહન !

રમણીમોહન નામની સાર્થકતા સુશીલાનું મન હરી લીધાથી થઇ છે અને તેથી જ આજે સુશીલામોહન સંબોધનનો ઉપયોગ કરું છું. કાલે રાત્રે મ્હારી તબિયત સારી હતી; અત્યારે પણ સારી છે. તમે મ્હારે માટે બિલ્કુલ ચિંતા કરશો નહિ.

તમારો પત્ર વાંચી ઘેર શી ગરબડ થઇ છે એ હું સમજી શકતી નથી. જ્યાં સુધી તમે અત્રે આવી સઘળી હકીકત મ્હને નહિ કહો ત્યાં સુધી મ્હારા મનની અસ્વસ્થા દૂર થશે નહિ. વ્હાલા! વ્હેલા આવજો. હું તમારી રાહ જોતી બેઠી છું.

તમારી સુશીલા."

પત્ર કવરમાં બંધ કરી, ઠેકાણું લખી આયાના હાથમાં આપી સુશીએ કહ્યું:–" લે આ ઉત્તર. હજી હું થોડો વખત સૂઇ રહીશ. હજી શરીર ઘણું દુર્બળ છે. કલાકેક પછી સ્નાનનું પાણી કાઢશે તો પણ ચાલશે."

આયાએ પૂછ્યું:–"એક કપ ચ્હા મોકલી આપું કે હજુર ?"

" ના–હમણાં નહિ." કહી સુશીએ શયન કર્યું.

બે કલાક પછી સુશીએ ઉઠી સ્નાન કર્યું. પછી કેશસંસ્કારની ક્રિયા કરી. તે જમવા બેઠી ખરી; પરંતુ તેનું મન ઘણું ચંચળ બની ગયું હતું. રમણીના બન્ને પત્ર તેણે વારંવાર વાંચ્યા હતા. બીજા પત્રમાં ' ઘરમાં ઘણી ગરબડ છે. ' એમ લખેલું હોઇ સુશી એ ગરબડનું કારણ વિચારી શકતી ન હોતી. શું થયું હશે ? એ ગરબડ પોતાને લીધે ઉપસ્થિત થઇ હશે કે ? ત્યારે એમણે બનેલી સઘળી હકીકત બકુરાણીને કહી હશે ? કહી હોય એમ જ લાગે છે. છળકપટ કરે એવા તેઓ નથી ! જે કાંઇ બન્યું છે એ સઘળું એમણે અવશ્ય બકુરાણીને કહ્યું હશે અને તેથી જ ગરબડ થઇ હશે. કાંઇ ગંભીર બનાવ બન્યો હશે. તેમ ન હોય તો દશ મિનિટ માટે આવીને તેઓ ખબર લઈ ગયા સિવાય રહે નહિ !

આખો દિવસ વિયોગની વેદનામાં વ્યતીત થયો. બેસવામાં સુખ નહોતું. શયન કરવામાં સુખ નહોતું. અનેક પ્રકારની આશંકાઓથી હૃદય ધબકતું હતું. હૉટેલની લાયબ્રેરીમાં જઇ વર્ત્તમાનપત્ર વાંચવાનો તેણે પ્રયત્ન કર્યો; પણ ચિત્ત સ્થિર રહી શક્યું નહિ. છેવટે નવાં અને જુનાં કેટલાંક સચિત્ર અંગ્રેજી માસિકપત્ર લઇ તે પોતાના ડ્રૉઇંગરૂમમાં પાછી આવી. બેસીને વાંચવાની શુરૂઆત કરી, પણ કાંઇ ગમ્યું નહિ. રમણીના બન્ને પત્ર તેના બ્લાઉઝની અંદર હૃદય પાસે હતા. કેવળ એ બન્ને પત્ર વાંચવાની ઇચ્છા તેને થયા કરતી હતી.

લાંબો દિવસ આવી રીતે પસાર થયો. સંધ્યાકાળની તૈયારી હતી. સુશી તેના બેઠકખાનામાં બેસી એક માસિકપત્રનાં પૃષ્ઠ ઉલટાવી છબીઓ જોતી હતી. આયા શયનગૃહમાં તેનું બિછાનું ઠીક કરતી હતી. આ વખતે બ્હારથી કોઇનાં પગલાંનો અવાજ સંભળાતાં સુશી અતિ ઉત્સુકતાથી ઉઠી ઉભી થઇ. બીજી જ ક્ષણે રમણીએ પ્રવેશ કરી સુશીના બન્ને હાથ પોતાના હાથમાં લઇ કહ્યુંઃ–
" કેમ છો સુશીલા ? "

સુશીએ બીજી દિશા તરફ જોઇ ક્ષીણ સ્વરે કહ્યુંઃ–" સારી છું. "

" આજે આખો દિવસ તબિયત કેવી હતી ? "

" સારી હતી. "

" કાલે રાત્રે તમારી ઊંઘ ક્યારે ઉડી હતી ? "

" બે વાગ્યે. " આમ કહી રમણીના મુખ તરફ જોઇ સુશી બોલી ઉઠી, "તમારું મ્હોં આવું કેમ થઇ ગયું છે ! "

રમણીએ સુશીનો હાથ છોડી દઇ કહ્યું:-" કેવું થઇ ગયું છે ? "

સુશી રમણીનો હાથ પકડી, તેને ખેંચીને સૉફા પાસે લઇ ગઇ. પછી તેણે કહ્યું:-" બેસો. "

રમણી બેઠો એટલે સુશીએ પણ તેની પાસે બેસી કહ્યું:- "તમારી આંખો ઉંડી ઉતરી છે, મ્હોં લેવાઇ ગયું છે. શું થયું છે ?"

રમણીએ મૃદુ હસીને કહ્યું:-" બસ એજ ! જુઓ કાલે રાત્રે બરાબર ઊંઘ આવી નહોતી તથા દિવસે સૂતો નહોતો તેથી તમને એમ લાગે છે ! "

સુશીએ ઉત્કંઠિત ભાવથી પૂછ્યું:-" દિવસે કેમ સૂતા નહિ ? ઘેર શી ગરબડ થઇ હતી ? આખો દિવસ મ્હેં ચિંતામાં વીતાડ્યો છે. ઘેર સૌ ખુશીમાં છેને ? "

" હા. "

" બકુરાણી. "

" એની તબિયત સારી છે. મ્હેં તેને સઘળી વાત કહી છે ! "

" કહી છે ? મ્હેં પણ એમજ ધાર્યું હતું. મ્હને તરત ખબર પડી હતી. "

રમણીએ ઉત્સુકતાથી પૂછ્યું:-" તમને શી ખબર પડી હતી ? "

" એજ કે, કાલે રાતે જે કાંઇ બન્યું હતુ તે તમે બકુરાણીને કહેશો. "

" તમને ખબર પડી હતી એ અજાયબી જેવું છે. ઠીક, તમે સહુ કેવી રીતે એ સઘળું જાણી શકો છો ? "

" અમે સહુ એટલે કોણ ? "

" તમે અને બકુરાણી. તમને ચ્હાઉં છું એમ મ્હેં બકુરાણીને કહ્યું ત્યારે તેણે શું કહ્યું એ જાણો છો ? "

" શું કહ્યું ? "

" તેણે કહ્યું, 'તમે સુશીલાને ચ્હાઓ છો એ હું જાણું છું.' "

આ શબ્દો સાંભળી સુશી ગંભીર થઇ બેસી રહી. થોડા સમય પછી રમણીએ પૂછ્યું:–" શો વિચાર કરો છો ? "

સુશીએ મુખ ઉંચું કરી પૂછ્યું:–" તમે શો વિચાર કરો છો ? "

" કાલે મ્હારે મદ્રાસ જવાનું હોવાથી હું એ સંબંધીનો વિચાર કરું છું. "

" કેમ, વળી પાછો મદ્રાસ જવાનો વિચાર શા માટે કર્યો છે ? "

" તેનું એક જ કારણ છે. ખરી રીતે તમે અવિવાહિતા છો કે કેમ એ સંબંધીની તપાસ કરવા માટે હું જવાનો છું. "

" જે વાત માટે કાલે આટલું બધું બની ગયું એ જ વાત આજે તમે પાછી ઉચ્ચારો છો ? તમે મ્હને જે કાંઇ કહ્યું છે, કર્યું છે તેનો વિચાર કર્યા સિવાય પાછા તમે મદ્રાસ જવા ઇચ્છો છો ? હજી પણ તમે મ્હારો ત્યાગ કરવા ઇચ્છો છો ? "

એક વાત રમણીના મ્હોં સૂધી આવેલી હોવા છતાં એકાએક તેણે તેને રોકી રાખી. સુશીનાં ઉપરોક્ત વાક્યોના ઉત્તરમાં શું કહેવું એ તે વિચારી શક્યો નહિ.

રમણીને ચુપ રહેલો જોઇ સુશીએ નીચું જોઇ કહ્યું:–"રમણીમોહન ! હું તમારા મનના ભાવને સારી રીતે જાણી શકું છું." આમ કહી તેણે એક કંપિત નિઃશ્વાસ મૂકયો.

રમણીએ કહ્યું:–" તમે શું જાણો છો ? "

સુશીએ કહ્યું:–" આજે જ મ્હને હાંકી કાઢવાનું તમારાથી જો કે બની શકે તેમ નથી; પણ તેથી તમારે નિરાશ થવાની જરૂર નથી." આ શબ્દોમાં અભિમાનનો ભાવ સ્પષ્ટ હતો.

રમણીએ સહજ હસી, સુશીની વિશેષ નજીક બેસી તેનો એક હાથ હલાવીને કહ્યું:-" તમે દીવાનાં છો ! આવો વિચાર તમારા મનમાં શા માટે આવે છે ? આટલું થયા છતાં હું તમને હાંકી કાઢવા ઇચ્છું છું એમ તમે શા માટે કહો છો ?"

" એમાં હું શું ખોટું કહું છું ? મ્હને મનમાંથી ભૂલી જવાનો પ્રયત્ન તમે કરો એ ઉચિત છે. જો તમે કદાચ અવિવાહિત હોત તો જાણે કે—"

રમણીએ સુશીનો હાથ પકડી કહ્યું:-" જો હું અવિવાહિત હોત તો શું ? "

સુશીએ કહ્યું:-" તો તમે ઇચ્છા કરતાંની સાથે જ મ્હને મેળવી શકત-હું તમારી સહધર્મિણી થાત. "

" તમે મ્હારાં સહધર્મિણી થાત ? પણ હું હિંદુ માણસ છું. જો કદાચ હું એમ કહેત કે, સ્ત્રીઓ બૂટ મોજાં પહેરે એ મ્હને પસંદ નથી, મરજી ફાવે ત્યાં ફરે એ મ્હને ઠીક લાગતું નથી તો ? હું તમને સ્વાધીન ભાવથી હરવા ફરવા નહિ દેતાં પર્દામાં રાખત તો ? "

" તો તેવી રીતે રહેત, બૂટ મોજાં ન પહેરત, કપાળમાં કુમકુમનો ચાંલ્લો કરત. "

રમણીએ થોડી ક્ષણ સુધી સ્વગત કાંઇ વિચાર કર્યો. પછી તેણે કહ્યું:-" સુશીલા ! તમે જે કાંઇ કહ્યું તે અંતઃકરણપૂર્વક કહ્યું છે કે ? આ જે સઘળી કલ્પનાઓ કરવામાં આવે છે તે પ્રમાણે વાસ્તવિક રીતે હું જો અવિવાહિત હોત, આ અઢાર ઓગણીસ વર્ષથી તમે ઇંગ્રેજી રીતભાત પ્રમાણે મ્હોટાં થયેલાં હોવા છતાં એકાએક તમારી સાથે લગ્ન કરી, તમને અંતઃપુરમાં પુરી જબરદસ્તીથી હિંદુ બનાવવાનો મ્હેં પ્રયત્ન કર્યો હોત તો એ સઘળું તમે સહન કરી શકત કે ? તેથી તમને કાંઇ દુઃખ ન થાત કે ? "

સુશીએ દૃઢ સ્વરે કહ્યું:-" એમાં દુઃખ જેવું શું છે ? સ્વાધીનભાવથી દોડધામ કરીને તથા ટેબલ ઉપર બેસી છરી કાંટાથી

ખાઈને હું ઘણી કંટાળી ગઈ છું." બીજી જ ક્ષણે માથું હલાવી તેણે કહ્યું:–" હું પર્દામાં રહેતી હોત તો પણ રજાઓના દિવસમાં તમે જ્યારે પ્રવાસ કરવા નીકળત ત્યારે હું તમને એકલા તો કોઈ પણ રીતે ન જવા દેત, સમજ્યા ? ! "

આ હસવા જેવી વાત હોવા છતાં બન્નેમાંથી કોઈના મુખ ઉપર હાસ્ય દેખાયું નહિ.

સુશીએ પૂછ્યું:–" તમે ચ્હા પીને આવ્યા છો કે ? "

" યાદ નથી. મ્હને લાગે છે કે, ચ્હા પીધી નથી. "

સુશીએ તત્કાળ આયાને બોલાવી ચ્હા લાવવાની આજ્ઞા કરી. આયા ચાલી ગઈ એટલે તેણે કહ્યું:–" શા માટે પેર ગરબડ થઈ હતી એ વાત તો હજી સુધી તમે કહી નહિ ! "

રમણીએ કહ્યું:–" તમારી સઘળી હકીકત મ્હેં ઠકુરાણીને કહી છે—"

સુશી બોલી:–" કેવળ મ્હારી જ હકીકત કહી છે ? તમારી નથી કહી ?

" મ્હારી હકીકત પણ કહી છે. "

ઠકુરાણીને તમે શું શું કહ્યું છે ? જુઓ, આજે મ્હારું ચિત્ત ઠેકાણે નથી. આજે મ્હને શું થયું છે એ હું પોતે પણ સમજી શકતી નથી. ફરીથી કહો શું શું પૂછ્યું હતું તથા તમે તેમને શું કહ્યું હતું ? "

આ વખતે હૉટેલનો ખાનસામો ચ્હા લઈ આવ્યો. સુશીએ રમણીને ચ્હા આપી. ખાનસામો ત્યાં ઉભો રહ્યો.

ચ્હા પી રહ્યા પછી રમણીએ પૂછ્યું:–"સુશીલા ! હવે આપણે ફરવા જઈશું ? "

" ક્યાં જઈશું ? "

" ચાલો, ફર્યા પછી ઇડન ગાર્ડનમાં જઈ એકાન્ત બેન્ચ શોધી કાઢી તેના ઉપર બેસી હું તમને સઘળી હકીકત કહી સંભળાવીશ. આજે મ્હારે તમને ઘણી હકીકત કહેવાની છે. "

"બહુ સારું, હું જોડા બદલી આવું." આમ કહી સુશી તેના શયનગૃહમાં ગઈ.

શયનગૃહમાં સુશીને વિલંબ થવા લાગ્યો. લગભગ પંદર મિનિટ પછી તે જ્યારે પાછી ફરી ત્યારે તેણે જોડા એકલા જ નહિ; પરંતુ વસ્ત્રો સુદ્ધાં બદલી નાખ્યાં હતાં. સોહાગપુરમાં રમણીએ તેને જે મદ્રાસી સાડી ખરીદી આપી હતી એ સાડી હમણાં તેણે પહેરી હતી.

બન્ને જણાં હૉટેલમાંથી નીચે ઉતર્યાં. નીચે રમણીની મૉટર ઉભી હતી. બન્નેને લઈ મૉટર રસ્તા ઉપર દોડવા લાગી.

---

## પ્રકરણ ૧૬ મું

---

### હરકત નથી

બપોર પછીથી પવન બિલકુલ નહિ હોવાથી ઘણો ઉકળાટ થતો હતો. મૉટર ખુલ્લા રસ્તા ઉપર દોડવા લાગી એટલે સુશી તથા રમણીએ ઘણો આરામ અનુભવ્યો. એ રસ્તો ગંગાના તીર ઉપર આવેલો હતો. એ ઘોડદોડના મયદાનની ચારે બાજૂની સડક હતી. ઘોડદોડના ગોળાકાર રસ્તા ઉપર બે ત્રણ વખત ફરી રમણીની મૉટર ઇડેન ગાર્ડનના દરવાજા નજીક જઇ પહોંચી. ગાર્ડનમાં વિજળીની પ્રખર બત્તીઓ સળગતી હતી. બૅન્ડ વાગતું હતું. બૅન્ડ સ્ટૅન્ડની ચારે બાજૂએ લીલી હરિયાળીવાળી જમીન ઉપર ઘણાં અંગ્રેજ નરનારીઓ અને બંગાળી ગૃહસ્થો ફરતાં હતાં. રમણી સુશીને મૉટરમાંથી નીચે ઉતારી બાગમાં પ્રવેશ કરી ધીમે ધીમે બૅન્ડ સ્ટૅન્ડ તરફ અગ્રેસર થયો. સુશી પણ તેની સાથે ચાલતી હતી.

સુશીએ થોડે દૂર જઇ કહ્યું:—" આ તરફ તો માણસોની ઘણી ગિર્દી જણાય છે, માટે બીજી તરફ ચાલો."

"બૅન્ડ નથી સાંભળવું કે? મ્હને લાગે છે કે, બૅન્ડ બંધ

થવા આવ્યું છે. સાડા સાત વાગ્યા છે.”

“ના, મ્હારે બૅન્ડ સાંભળવું નથી.”

બન્ને પાછાં વાંક વળીને પૂર્વ દિશા તરફ જવા લાગ્યાં. ધીમે-ધીમે મનુષ્યોની ભીંડ અને દીપકોની પ્રખરતા ઓછી થઇ ગઇ. થોડા-થોડા અંતરે એકેક ફાનસ બળતું હતું. થોડે દૂરથી એવું એક ફાનસ જોઇ સુશીએ કહ્યું:–“જુઓ, વેલાઓની ઝાડી ઉપર પેલું ફાનસ બળે છે!”

રમણી હસ્યો. સુશીએ એ ફાનસ પાસે જઇને જોયું કે, ફાનસ લોહસ્તંભના માથા ઉપર જ હતું; પરંતુ એ લોહસ્તંભની આસપાસ પુષ્કળ વેલાઓ ગુંચાઇને વળી ગયા હતા. દૂરથી જોતાં વેલાઓના જુથ ઉપર ફાનસ સળગતું હોય એવો ભાસ થવાનો સંભવ હતો.

ચુપકીદીથી ધીમે પગલે બન્ને જણાં ચાલતાં હતાં. બન્નેનાં મુખ ચિંતાતુર હતાં. તેઓ મૉટરમાં એક કલાક સુધી સાથે બેઠાં હતાં. ત્યારે પણ તેમની વચ્ચે વિશેષ વાતચિત થઈ નહોતી.

ધીમે ધીમે તેઓ કૃત્રિમ સરોવરના કિનારા ઉપર જઇ પહોંચ્યાં. દેવદારુ ઝાડ નીચે પાણીની પાસે જ એક બેંચ હતી. તેના ઉપર શ્વેતાંગ યુગલમૂર્ત્તિ બેઠેલી હતી. થોડે દૂર આગળ જતાં બીજી એક ખાલી બેંચ તેમના જોવામાં આવી. રમણીએ કહ્યું:–“સુશીલા! બેસવું છે કે? તમને થાક લાગ્યો છે કે?”

સુશીએ કહ્યું:–“ના, હજી થોડોવખત ફરીએ. ફરવાથી શરીને સારી હવા આવે છે.”

પછી લગભગ દશ મિનિટ સુધી તેઓ બાગના એ પ્રાયઃ જનહીન ભાગમાં ફર્યાં. એક સ્થળે ન્હાના રસ્તાની બન્ને બાજૂએ બે વાંસનાં ઝાડ હતાં. બન્ને ઝાડનાં પાંદડાંઓએ મળી જઇને માર્ગના શિરોભાગ ઉપર જાણે કે એક તોરણ કર્યું હતું. માથું નમાવી બન્ને એ તોરણ નીચેથી પસાર થયાં. વચ્ચે વચ્ચે રસ્તાની ધાર ઉપર કુંડાઓ ગોઠવેલાં હોઇ તેમાં ન્હાના મ્હોટા રોપાઓ હતા.

અંધકાર હોવાથી એ રોપાઓની જાત ઓળખી શકાતી નહોતી. સુશીએ થોડે દૂર જળની પાસે એક ખાલી બેંચ જોઈને કહ્યું:–"ચાલો આપણે પેલી બેંચ ઉપર બેસીએ."

બન્ને જણાં એ બેંચ ઉપર જઈને બેઠાં. સ્હામે સરોવર હતું. સ્હામી પાર વૃક્ષલતાઓમાં અંધકાર ફેલાયો હતો. જે બેંચ ઉપર સુશી અને રમણી બેઠાં હતાં તેની પાછળ એક ફાનસ હોવાથી બેંચની ચારે બાજૂએ અજવાળું હતું. ખીસ્સામાંથી સિગારેટ બ્હાર કાઢી તેને સળગાવીને રમણીએ કહ્યું:–" ઉહ ! એક પણ વૃક્ષનું પાંદડું હાલતું નથી !" અડધી સિગારેટ પીધા પછી રમણીએ પૂછ્યું:–" સુશીલા ! તમે શો વિચાર કરો છો ?"

" હું એમ વિચારું છું કે, જો આપણી મુલાકાત ન થઇ હોત તો સારું "

" કારણ ?" આમ કહી રમણીએ સુશીના હસ્તને સ્પર્શ કર્યો.

" મ્હારે માટે કેટલી ઉપાધિ ઉભી થઇ છે ! મ્હેં તમને કેવા સંકટમાં નાખ્યા છે ! તમારા મનમાં સુખ નથી, શાન્તિ નથી. તમારા ઘરનાં માણસોને પણ સુખશાન્તિ નથી. એ અશાન્તિ કેવળ મ્હારે લીધે જ છેને !"

ચુપકીદીથી સિગારેટ પી રહ્યા પછી રમણીએ કહ્યું:–"સુશીલા ! તમે ભાગ્ય માનો છો કે ?"

સુશીએ કહ્યું:-" હા, માનું છું."

" મ્હારી સાથે તમારી મુલાકાત થશે, આ સઘળું બનશે એમ આપણા ભાગ્યવિધાતાએ અગાઉથી જ નક્કી નહિ કર્યું હોય કે ?"

" અવશ્ય કર્યું હશે."

" ત્યારે હવે દુ:ખ જેવું શું છે સુશીલા ?"

" ભાગ્યવિધાતાએ આપણા ભાગ્યમાં હજી બીજું શું શું નિર્માણ કર્યું હશે એ કોણ જાણે છે !"

થોડી ક્ષણુ સખી ચુપ રહ્યા પછી રમણીએ કહ્યું:–" થોડા વખત પહેલાં તમે એમ કહી ચુક્યાં છો કે જો, હું અવિવાહિત હોત તો ઇચ્છા કરત ત્યારે તમને મેળવી શકત–તમે મ્હારાં સહધર્મિણી થાત. એ વાત તમે હૃદયપૂર્વક કહી છે કે ? "

સુશીઃ–હા.

સુશીનો કંઠસ્વર અશ્રુજળથી ભીંજાઇ થોડો ભારે થયો હતો.

રમણીઃ–" મ્હારે એક સ્ત્રી છે તેથી હું ઇચ્છા કરું તો તમને ન મેળવી શકું કે ?

સુશી વિસ્મિત બની જઇ રમણીના મુખ તરફ જોઇ રહી. દીપક પાછળ હોવાથી રમણી તેનું મુખ બરાબર જોઇ શકયો નહિ. સુશીએ કહ્યું:–" એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી કેવી રીતે થઇ શકે ? "

એમાં દોષ જેવું શું છે ? "

" કાયદા પ્રમાણે બાધ નથી આવતો ? "

" ધારો કે કદાચ બાધ ન આવતો હોય અને કોઇ ઉપાય હોય તો ? "

સુશીએ ઉત્તેજિત સ્વરે કહ્યું:–" મનુષ્યના કાયદાને બાધ ન આવતો હોય; પણ ઇશ્વરના કાયદાને તો બાધ આવે જ ! જેની સાથે તમે એક વખત લગ્ન કર્યું છે, હમ્મેશાંને માટે જેના સુખ દુઃખનો ભાર તમે લીધો છે, જીવનનું એક માત્ર અવલંબન સમજી જેણે તમને આત્મસમર્પણ કર્યું છે તેને તમે આવો મ્હોટો આઘાત કરો તો ધર્મને બાધ ન આવે કે ? "

" એ કદાચ આ કાર્યને આઘાત ન સમજે અને એની આ કાર્યમાં સંપૂર્ણ સંમતિ હોય તો ? "

" સંમતિ હોય ? એ અસંભવ છે. "

" ના સુશીલા ! એ અસંભવ નથી. હિંદુ સ્ત્રીઓને તમે બરાબર ઓળખતાં નથી. બીજી જાતિની સ્ત્રીઓ માટે જે અસં-

ભવ છે, હિંદુ સ્ત્રીઓને માટે એ સંભવ છે. તેઓ સ્વામીને ભોગ-વિલાસની સામગ્રી સમજતી નથી. તેથી સ્વામી જો બીજી સ્ત્રી સાથે લગ્ન કરે છે તો તેને તે ભયંકર નુકસાન થયેલું ધારતી નથી. તે દિવસે પેલા ઉર્વશી-મિલન નાટકમાં—"

સુશી વચ્ચે બોલી ઉઠી:-"એ બધી ચોપડીઓની વાતો છે. હું એ વાત કબૂલ કરું છું કે, પૂર્વે એક વખત એવો પણ હતો કે જે વખતે હિંદુ સ્ત્રીઓ નિસ્વાર્થ ભાવથી સ્વામીને પૂજનીય દેવતા સમજતી હતી---ભોગની સામગ્રી સમજતી નહોતી; પણ તમે શું એમ કહેવા ઇચ્છો છો કે, કળિકાળમાં—આ વીસમીસદીમાં હિંદુ-સ્ત્રીઓ પ્રાચીન કાળના જેવી જ છે ? વીસમીસદીમાં સુભદ્રા-મિલન સર્વથા અસંભવ છે."

રમણીએ કહ્યું:-"સુશીલા ! તમારી ભૂલ થાય છે. હજારો વર્ષથી હિન્દુ શાસ્ત્રોએ સ્ત્રીજાતિને જે શિક્ષણ આપ્યું છે એ શિક્ષણ હાલની બે ત્રણ નવલકથાઓ અથવા શ્રૃંગારિક વાર્તાઓ વાંચવાથી વિસ્મૃત થશે કે ? પ્રથમ મ્હારો વિચાર તમારા જેવો જ હતો. હું એમ વિચારતો હતો કે, સંસ્કૃત કાવ્ય નાટકના યુગની હિંદુ સ્ત્રીઓ અને આજની હિંદુ સ્ત્રીઓ-બન્ને ભિન્ન પ્રકૃતિના જીવ છે; પણ એ વિચાર ભૂલભરેલો છે-એ આપણો ઉભયનો કેવળ ભ્રમ છે."

"આ ભૂલ અથવા ભ્રમનું જ્ઞાન કેવી રીતે થયું ?"

"ઠકુરાણીનું આચરણ જોઇને. કાલે તમારી પાસેથી ઘેર ગયા પછી આખી રાત હું ઊંઘ્યો નહોતો. મ્હને એમ જ થયા કરતું હતું કે હું ઘણો અન્યાય કરું છું. હું વિવાહિત પુરુષ હોવા છતાં મ્હારા મનને તમારા તરફ આકર્ષાવા દઉં છું એ અનુચિત કરું છું. જબલપુરમાં જે દિવસે આપણે બન્ને પહેલ વહેલાં ફરવા ગયાં હતાં તે દિવસથી જ અન્યાય થાય છે એમ હું સમજું છું. એ બનાવ બન્યા પછી બે ચાર દિવસમાં જો કદાચ હું જબલપુરનો

ત્યાગ કરી ચાલ્યો ગયો હોત તો થોડા દિવસમાં તમને ભૂલી શકત; પરંતુ તેમ નહિ કરતાં–"

સુશીએ પોતાનાં બન્ને સજળનયન રમણીના મુખ ઉપર સ્થાપિત કરી અભિમાનસૂચક સ્વરે કહ્યું:–" તમે મ્હને ભૂલી જાત કે ?"

રમણીએ કહ્યું:–" સુશીલા! તમે મ્હારી વાત સાંભળી લ્યો. "

" એ સઘળું હું જાણું છું. બકુરાણી સાથે તમારે જે વાતચિત થઇ હોય તે જ મ્હને કહો. "

" એ વાત જ હું કહેતો હતો. પત્રાસમાંથી બકુરાણીને કોઇ વાત સ્પષ્ટ લખેલી નહોતી; છતાં તે સઘળું સમજી ગઇ હતી એમ અત્રે આવ્યા પછી મ્હને માલૂમ પડયું. ત્યાર પછી મ્હેં પોતે જ સઘળી ખરી હકીકત તેને કહી છે. "

" કયારે કહી છે ? "

" કાલે. તે પહેલાં સ્પષ્ટ ભાષામાં તેને કાંઇ કહ્યું નહોતું અને તમને પણ કાંઇ કહ્યું નહોતું. કાલે સ્હવારે એ વાત તેને કહી અને સંધ્યાકાળે તમને કહી. કાલે રાત્રે હૉટેલમાં જે કાંઇ બન્યું હતું તે આજે મ્હેં બકુરાણીને કહ્યું છે–એનાની કોઇ પણ વાત મ્હેં છુપાવી નથી. કાલે આખી રાત મન સાથે વિચાર કરી મ્હેં જે નિશ્ચય કર્યો હતો તે પણ બકુરાણીને જણાવ્યો છે. મ્હેં શો નિશ્ચય કર્યો છે તે તમે જાણો છો ? જયાં સુધી તમે તમારું પોતાનું કાંઇ ઠેકાણું ના પાડી શકો ત્યાં સુધી તમારો ભાર બકુરાણીને સોંપી વર્ષકને માટે અદૃશ્ય થઇ જવાનો મ્હારો નિશ્ચય હતો. જે સ્થળોએ મ્હને કોઇ ઓળખી શકે નહિ એવાં નિર્જન સ્થળોએ રખડી રઝળી મન ઉપર કાબૂ મેળવી હું દેશમાં પાછો ફરત. "

" ત્યારે તો સંન્યાસી બની જંગલ અને પહાડ પર્વતમાં ફરવાનો નિશ્ચય હશે ? "

" ના–ના, સંન્યાસી બનીને નહિ. એટલું બધું કવિત્વ મ્હારામાં નથી. બિહાર, છોટાનાગપુર, ઓઢીઆમાં રેલ્વે સ્ટેશનથી વીસ

ત્રીસ માઇલને અંતરે કેટલાક ડાક બંગલાઓ આવેલા છે. એ સ્થળો ઘણાં નિર્જન હોઇ ખાવા, સૂવા રહેવા વગેરેનો સામાન્ય બંદોબસ્ત છે. એવાં સઘળા સ્થળોએ કેવળ બે ચાકરને સાથે લઇ–"

સુશી વચ્ચે જ બોલી ઉઠી:–" રમણીમોહન ! તમે દીવાના માણુસ જેવું આ શું બોલો છો ? એમ કરવા કરતાં તમને ઠકુરાણીને સોંપી દઇ હું જ અદૃશ્ય થઇ જાઉં. "

" પણ ઠકુરાણીની એવી ઇચ્છા નથી. "

" મ્હારી અદૃશ્ય થવાની વાત પણ ઠકુરાણી સાથે થઇ છે કે ?"

" તમારી અદૃશ્ય થવાની વાત નથી. મ્હારો અદૃશ્ય થવાનો પ્રસ્તાવ સાંભળી આજે મધ્યાન્હકાળે ઠકુરાણીએ કહ્યું, ' સુશીલા કાંઇ હમ્મેશાં તમારા જીવનમાર્ગમાં રહેવાની નથી. આજે, કાલે કિંવા થોડા દિવસ પછી તેઓ બીજા કોઇ સ્થળે જશે, તેમની સાથે તમારી મુલાકાત પણ નહિ થાય, ક્રમે કદાચ તમે તેમને ભુલી શકશો પણ ખરા. આમ છતાં તમારો જ્યારે એમના ઉપર આટલો બધો પ્રેમ છે અને તે પણ તમને અંતઃકરણપૂર્વક ચ્હાય છે ત્યારે પછી તમારો બન્નેનો વિવાહ થવો ઉચિત છે. "

સુશીએ આશ્ચર્ય ચકિત બની જઇ કહ્યું:–" ઠકુરાણીએ આવું કહ્યું છે ? "

" હા. "

" અંતઃકરણપૂર્વક કહ્યું છે ? "

" મ્હને તો એમ જ લાગે છે. "

સુશીએ એક ગાઢ નિઃશ્વાસ મૂકી કહ્યું:–" આવી વાત ઉપર વિશ્વાસ મૂકી શકાય તેમ નથી. "

" એ ખરું છે; પણ હિંદુ સ્ત્રીને માટે આ કાંઇ અસંભવ વાત નથી. મ્હારા એક આત્મીયની સ્ત્રીએ એમ જ કર્યું હતું. તેને સંતાન થતું નહોતું. તેમની પાસે પુષ્કળ સંપત્તિ હતી. સ્ત્રીની ઉમ્મર વધી ગઇ હતી તથા તેને ભવિષ્યમાં સંતાન થાય એવી આશા

નહોતી. તેથી તેણે આગ્રહપૂર્વક પતિ પાસે બીજી સ્ત્રી કરાવી. હિંદુ સમાજ સિવાય બીજા કોઇ પણ સમાજમાં એમ બની શકે ખરું કે ?"

આ સાંભળી સુશી સ્હામી પારના અંધકાર તરફ જોઇ બેસી રહી. રમણીએ બીજી એક સિગારેટ સળગાવી. થોડી ક્ષણ પછી અડધી બળેલી સિગારેટને પાણીમાં ફેંકી દઇ સુશીનો હાથ પકડી તેણે કહ્યું:-" સુશીલા ! હવે હરકત શી છે ? તમે મ્હારાં થશો કે ? "

સુશી:-કાયદાની શી વાત કરતા હતા ?

" એ વાત પછી થશે. હવે તમે એમ જ ધારોને કે, કાયદા પ્રમાણે ભદ્રભાવથી આપણો વિવાહ થાય તો તમે રાજી છો કે ? તમે મ્હારાં થશો કે સુશીલા ? "

સુશી સરોવરના પાણી તરફ જોઇ ચુપ બેસી રહી. રમણી ઉત્તર મેળવવા માટે આગ્રહ કરવા લાગ્યો. સુશીએ રમણીના મુખ તરફ જોઇ ક્ષીણ સ્વરે કહ્યું:-" હું તો તમારી જ છું. "

રમણીએ સુશીને પોતાની વિશેષ પાસે ખેંચી તેનાં સજળ નયન તરફ સ્નેહપૂર્ણ દૃષ્ટિ કરી કહ્યું:-" સુશીલા ! તમે સર્વ પ્રકારનો વિચાર કરી જુઓ. તમારું અને મ્હારું ભાગ્ય જો હમ્મેશાંને માટે એક સૂત્રમાં ગુંથાઇ જાય તો તે તમે સહન કરી શકશો કે ? મ્હારે એક સ્ત્રી છે, મ્હારાં સગાં સંબંધીઓ છે, એ માણસો કદાચ તમને સ્નેહની દૃષ્ટિથી ન જુએ એ સંભવિત છે. એવી સ્થિતિની આકાંક્ષા કોઇ પણ નવવધૂ કરે નહિ. સુશીલા ! તમે સંપૂર્ણ વિચાર કરી જુઓ. તમે ભણેલાં ગણેલાં છો, તમારામાં જ્ઞાન બુદ્ધિ છે, તમારા હિતાહિતનો વિચાર તમે કરી શકો તેમ છો. વિચારી જોજો કે, જે હરકતો મ્હેં દર્શાવી છે તે સઘળી વેઠીને તમે મ્હારાં સહધર્મિણી થવાને ઇચ્છો છો કે કેમ ? "

સુશી અત્યાર સુધી રમણીના મુખ તરફ જોઇ રહી હતી. આ વખતે તેણે નીચું જોયું. રમણી ઉત્તર સાંભળવાની રાહ જોવા લાગ્યો. સુશીને ચુપકીદીથી બેસી રહેલી જોઇ તેણે કહ્યું:-" મ્હેં તમારી

પાસેથી ઉત્તર મેળવવાની ઉતાવળ કરી છે એ ઠીક નથી. સુશીલા ! હમણાં મ્હને તમારો ઉત્તર જોઇતો નથી. તમે સમય લ્યો. સર્વ પ્રકારનો પૂરતો વિચાર કર્યા પછી તમે મ્હને ઉત્તર આપજો." આમ કહી રમણીએ સુશીના હાથને મૃદુ સ્પર્શ કર્યો.

સુશીએ મુખ ઉંચું કર્યું. સજળનયને ધીમે ધીમે તે કહેવા લાગીઃ–" ના, મ્હને વખત જોઇતો નથી. મ્હારે વિચાર કરી જોવા જેવું કાંઇ નથી. તમને એમ લાગે કે, એથી બકુરાણીને કાંઇ અન્યાય થાય તેમ નથી, એથી એમના અંતરાત્માને આઘાત થાય તેમ નથી તો પછી મ્હને કાંઈ હરકત નથી. જો તમે મ્હને તમારી પોતાની બનાવો, જો કદાચ તમને સુખી કરવાનો તેમજ તમારી સેવા કરવાનો અધિકાર મ્હને મળે તો પછી તમારાં સગાં સંબંધીઓ તરફથી જે હરકતો વેઠવી પડે તે સુખેથી વેઠી લેવા હું તૈયાર છું. જો મ્હારા નસીબમાં એવો શુભ દિવસ આવે, જો ઇશ્વરે મ્હારા ભાગ્યમાં એવું મહા સુખ નિર્માણ કરેલું હોય તો પછી મ્હારા જીવનમાં મ્હને બીજું કાંઇ એથી વિશેષ પ્રિય નથી. આલોકમાં તેમજ પરલોકમાં તમારી ચરણસેવિકા થઇ રહેવામાં જ હું મ્હારા સ્ત્રીજીવનની સંપૂર્ણ સાર્થકતા સમજું છું."

આમ કહી સુશીએ મસ્તક નમાવી આંખોમાંથી ટપકતાં અશ્રુ-બિંદુ છુપાવવાનો પ્રયત્ન કર્યો.

રમણીએ કાંઇ બોલવાનો પ્રયત્ન કર્યો; પરંતુ તે કંઠમાંથી શબ્દોચ્ચાર કરી શકયો નહિ. સુશીનો હાથ પકડી પોતાના હૃદય ઉપર દબાવી રાખી સ્હામેના કાળા પાણીમાં ફાનસની જે છાયા નૃત્ય કરતી હતી તે તરફ એ જોઇ રહ્યો. થોડા વખતથી ઉકળાટ શાન્ત થયો હતો અને મૃદુ વાયુ વિહરવા લાગ્યો હતો.

આવી સ્થિતિમાં બે ત્રણ મિનિટ પસાર થઇ એટલે કેટલાંક વૃષ્ટિબિંદુ બન્નેનાં શરીર ઉપર પડયાં. બન્નેએ આકાશ તરફ જોયું. રમણી બોલી ઉઠયોઃ–" ઓહ ! આકાશમાં ઘણાં વાદળાં ઘેરાયાં છે!

અત્યાર સૂધી આપણે કાંઇ જોયું નહિ. ઉઠો હવે ચાલીએ. એમ લાગે છે કે, સત્વર વૃષ્ટિ થશે."

સુશીએ કહ્યું:–"આ શરતનાં વાદળાં હમણાં વેરાઈ જશે. અહીં બેસી રહેવું મ્હને ઘણું ગમે છે."

"ના–ના, તમે ગાંડાં છો! વાદળાંનો ઘેરાવો કેટલો બધો થયો છે! ધીમે ધીમે વિશેષ વૃષ્ટિબિંદુઓ પડે છે; ઉઠો." આમ કહી રમણીએ સુશીનો હાથ પકડી તેને બેંચ ઉપરથી ઉઠાડી.

સુશી ઉઠી ઉભી થઇ પણ તેણે ડગલું ભર્યું નહિ. રમણીના મુખ તરફ જોઇ એક વખત હસીને તેણે નીચું જોયું.

રમણીએ કહ્યું:–"કેમ શું છે?"

સુશી:—કાંઇ નથી, ચાલો.

રમણીએ એકાદ ક્ષણ સૂધી કાંઇ વિચાર કર્યો. પછી તેણે સુશીના નમી ગયેલા મુખને બન્ને હાથમાં લઇ તેને ચુંબન કર્યું.

સુશીએ લજ્જાથી અવરુદ્ધ થઇ ગયેલા કંઠે કહ્યું:–"આજે તમારી પાસે મ્હારું આટલું લેણું હતું. હવે ચાલો."

રમણી હસતો હસતો ચાલવા લાગ્યો. સુશી પણ હસતી હસતી રમણીનો હાથ પકડી ચાલવા લાગી.

આકાશ તરફ જોતાં બન્ને ચાલતાં હતાં. ધીમે ધીમે વાયુનો વેગ વધી ગયો. વચ્ચે વચ્ચે વૃષ્ટિબિંદુઓ તેમના ઉભયના અંગ ઉપર પડવા લાગ્યાં. બન્નેએ પોતાની ચાલ ઉતાવળી કરી. બાગના એ ભાગમાં પ્રકાશની અલ્પતા હોઇ આકાશ ઘનઘટાચ્છન્ન હતું. રસ્તો બરાબર સૂઝતો નહોતો. રમણીએ કહ્યું:–"સુશીલા! તમે મ્હારો હાથ ઝાલો; નહિ તો કદાચ ઠોકર વાગશે અને પડી જશો."

બન્ને એક બીજાનો હાથ પકડી બૅન્ડ સ્ટૅન્ડ આગળ જઇ પહોંચ્યાં. એ વખતે વૃષ્ટિનું જોર વધ્યું. ત્યાંથી દરવાજા સૂધી જવા માટે એક મિનિટ લાગે તેમ હતું. આ એક મિનિટમાં તો બન્નેનાં વસ્ત્ર ભીંજાઇ ગયાં. તેઓ જ્યારે દરવાજા બ્હાર નીકળી મોટરમાં

બેઠાં ત્યારે તેમનાં વસ્ત્રોમાંના જળથી બેઠકની ગાદી સુદ્ધાં ભીંજાઈ ગઈ.

મૉટર ચાલૂ થઇ. આ વખતે બન્ને જણાં પુષ્કળ હસવા લાગ્યાં. સુશીએ હસતાં હસતાં કહ્યું:–" આખું શરીર ભીંજાઇ ગયું છે ! "

રમણીએ હસીને કહ્યું:–" આવી રીતે ભીંજાવાનું સૌભાગ્ય ઘણા કાળથી પ્રાપ્ત થયું નથી."

" બાલ્યાવસ્થામાં વૃષ્ટિજળથી ભીંજાવામાં ઘણો આનંદ થતો હતો. "

" આજે પણ ક્યાં થોડો આનંદ થયો છે ! જો કોઇ હમણાં આપણો વ્યવહાર જુએ તો આપણને બન્નેને તદન છોકરવાદ સમજે ! "

રસ્તામાં પાણી ભરાઇ ગયેલું હોવાથી મૉટર ઝડપથી ચાલી શકતી નહોતી. ઠંડી હવા આવતી હતી. રમણીએ થોડી ઠંડીનો અનુભવ થવાથી કહ્યું:–" તમને ઠંડી લાગે છે કે સુશીલા ? "

" થોડી થોડી લાગે છે. ગમે તેમ હો પણ વૃષ્ટિજળમાં ભીંજાવાથી આજે ઘણો લાભ થયો છે. "

" શો લાભ થયો છે ? "

" જુઓ પેલી બેંચ ઉપર આપણે બેઠાં હતાં અને તમે જ્યારે મ્હારો હાથ લઇ તમારા હૃદય ઉપર રાખ્યો ત્યારે મ્હારું મસ્તક ભમતું હતું અને આંખે અંધારાં આવવા લાગ્યાં હતાં. કાલે રાત્રે મૂર્છા આવતાં પહેલાં જેમ થતું હતું એમજ આજે થતું હતું. વૃષ્ટિમાં ભીંજાવાથી અને ઝડપથી ચાલવાથી એ બધું મટી ગયું છે."

હૉટેલ પાસે ગયા પછી રમણી મૉટરમાંથી નીચે ઉતર્યો. એ વખતે પણ વૃષ્ટિ પડતી હતી; છતાં તેનું જોર નરમ પડી ગયું હતું. સુશીને નીચે ઉતારી રમણીએ કહ્યું:–" આયા પાસે ટૉવેલથી આખું શરીર લુંછાવી નાખજો. આવી ભીંજાયલી હાલતમાં હું હવે હૉટેલમાં નહિ આવું. "

" તમે પણ ઘેર જઇ જલ્દી કપડાં બદલી નાખજો. તમને કાંઇ દુઃખ ન થવું જોઇએ. કાલે ક્યારે આવશો ? "

" હજી ઘણી વાત કરવાની છે. કાલે મધ્યાન્હકાળે આવીશ. ગુડનાઇટ–" કહી સુશી સાથે કરકંપન કરી ભીંજાયલી ટોપી હાથમાં લઇ રમણીએ મૉટરમાં પુનઃ પ્રવેશ કર્યો. મૉટર ચાલૂ થઇ.

## પ્રકરણ ૧૭ મું

### કાયદાની વાત

બીજે દિવસે બપોરે બાર વાગ્યે સ્નાનાદિથી નિવૃત્ત થઇ સુશી રમણીની રાહ જોવા લાગી. ઘરમાં બેસી બેસી જાણે કે તેનો જીવ કંટાળતો હતો. તે બ્હાર છજામાં જઇને અધીર ચિત્તે ફરવા લાગી. ક્ષણે ક્ષણે સતૃષ્ણનયનથી તે એસ્પ્લેનેડરોડ તરફ જોતી હતી. પ્રત્યેક મિનિટે અનેક મૉટરો હૉટેલ પાસે ' હુ હુ ' અવાજ કરતી આવતી જતી હતી; પણ રમણીની મૉટર નજરે પડતી નહોતી. આકાશમાં વાદળાં હતાં; નહિ તો મધ્યાન્હકાળે ખુલ્લા છજામાં સુશી ફરી શકત નહિ. ફરતાં ફરતાં તેને થાક લાગતો હતો. જ્યારે થાકનો અનુભવ થતો ત્યારે છજાની રેલિંગને પકડી તે ઉભી રહેતી હતી.

આવી રીતે એક વાગ્યો. હૉટેલમાં રહેતાં નર–નારીઓએ ડિનરરૂમમાં જઈ લંચ લેવાની શુરુઆત કરી દીધી. ફટ ફટ કરતા બીઅરની બાટલીઓ ખુલવાના અવાજ, છરી કાંટાઓના ખખડાટ, ભોજન કરનારાઓના મૃદુ ગુંજનધ્વનિ વગેરે ક્રિયા અવિરામ ચાલવા લાગી. એક નોકરે બ્હાર આવી સુશી પાસે ઉપસ્થિત થઇ સલામ કરી પૂછ્યું:–"હજુર હમણાં લંચ નહિ લે કે ?"

સુશીએ કહ્યું:–" ચાલ આવું છું. "

ક્ષુધા બિલ્કુલ નહોતી. સામાન્ય આહાર કરી સુશી ટેબલનો ત્યાગ કરી ઉભી થઇ. પછી તે પોતાના બ્લૉક તરફ જવા લાગી.

બેઠકખાનામાં પ્રવેશ કરતાં જ તે બોલી ઉઠીઃ–" આ શું!"

રમણી સૅાફા ઉપર આડો થઇ સિગારેટ પીતો હતો. પાસે ટેબલ ઉપર ઍશટ્રેના અભાવે એક રકાબી રાખેલી હતી.

સિગારેટને નીચે મૂકી ઉઠી ઉભા થઇ સુશીના બન્ને હાથ પોતાના હાથમાં લઇ રમણીએ કહ્યું:–" કેમ છો સુશીલા ?"

" સારી છું. તમારી તબીયત કેમ છે ? કાલે ભીંજાવાથી તમારું શરીર બગડયું તો નથીને ?"

" ના, ઘેર જઇ કપડાં બદલી મ્હેં એક સ્ટીમ્યુલન્ટ ડોઝ લીધો હતો. ત્યાર પછી જમીને સૂઇ ગયો હતો. ગઇ કાલે ઘણા દિવસે ઘણી સારી ઊંઘ આવી હતી–એક ઊંઘે સ્હવાર થયું હતું !"

" ત્યારે કાલે ભીંજાવાથી તમને પણ લાભ જ થયો છે. તમને ભીંજાયલા જોઇ બકુરાણીએ કાંઇ કહ્યું હતું કે ?"

" ઘેર કોઇ નહોતું. નિમંત્રણ હોવાથી ભાભી બકુરાણી અને સૌદામિની ભવાનીપુર ગયાં હતાં. રાત્રે તેઓ ક્યારે પાછાં આવ્યાં હતાં તે હું જાણતો નથી. સ્હવારે ઉઠયા પછી મ્હેં તેમને જોયાં. કાલે અહીં આવ્યા પછી તમે શું કર્યું હતું તે કહો."

બન્ને સૅાફા ઉપર બેસી વાતચિત કરવા લાગ્યાં. આજે નવ વાગ્યા પછી બકુરાણી સાથે રમણીની મુલાકાત થઇ હતી. સુશી વિવાહ કરવા રાજી છે એમ સાંભળી બકુરાણીએ કહ્યું હતું કે, 'સારું થયું.' એ સમાચારથી તેને ઉદ્વેગ થયો હોય એમ રમણીને લાગ્યું નહોતું. ઉલટું કેવી રીતે ક્યાં વિવાહ થશે એ સર્વ વિષયોની બકુરાણીએ ઇચ્છાપૂર્વક રમણી સાથે વાતચિત કરી હતી.

એ હકીકત સાંભળી સુશી કેટલીક ક્ષણ સૂધી ચુપ બેસી રહી. છેવટે તેણે કહ્યું:–" રમણીમોહન ! મ્હને એમ લાગે છે કે, બકુરાણી તમને બિલકુલ ચ્હાતાં નથી અને જો તેમ ન હોય તો એમનો પ્રેમ સમુદ્રની માફક એટલો બધો ગંભીર અને નિર્મળ હોવો જોઇએ કે જે પ્રેમની તુલનામાં આપણો આ પ્રેમ કેવળ છોકરવાદી રમત જેવો છે."

રમણી ચુપકીદીથી સિગારેટ સળગાવવા લાગ્યો.

થોડી ક્ષણ પસાર થયા પછી સુશીએ પૂછ્યુંઃ–" બકુરાણીને તમે શું કહ્યું ? ક્યાં કેવી રીતે આપણો વિવાહ થશે ? "

" એ વાત તમને સમજાવવા માટે કાયદા સંબંધીનું મ્હારે એક ભાષણ કરવું પડશે. સાંભળવું છે ? "

" હા . "

રમણી સિગારેટ ફેંકી દઇ કહેવા લાગ્યો–" પહેલી વાત એ છે કે, જો તમે હિંદુ હોત તો હિંદુ રીત્રાજ પ્રમાણે વિવાહ થઇ શકત; કેમ કે આપણે બન્ને જણાં કાયસ્થ છીએ-અંતતઃ તમારા પૂર્વજો કાયસ્થ જ હતા; પરંતુ તમે ક્રિશ્ચિયન્ હોવાથી એમ બની શકે નહિ. બીજી વાત એ છે કે, વર અને વહૂ બેમાંથી એક જણ ક્રિશ્ચિયન્ અને બીજું હિંદુ, બૌદ્ધ અથવા મુસલ્માન હોય તો પણ ક્રિશ્ચિયન્ મેરેઇજ એક્ટ પ્રમાણે વિવાહ થઇ શકે; પરંતુ મ્હારી એક સ્ત્રી હયાત હોવાથી એમ પણ બની શકે નહિ. વળી બ્રહ્મસમાજીઓ માટે જે કાયદો ઘડાયો છે તે કાયદા પ્રમાણે પણ આપણો વિવાહ થાય તેમ નથી. હવે કેવળ બે ઉપાય બાકી રહે છે. આપણે બન્ને જણાં જો કદાચ મુસલ્માન ધર્મ સ્વીકારીએ તો વિવાહ થઇ શકે અગર આપણે આર્ય સમાજમાં પ્રવેશ કરીએ તો થઇ શકે. "

સુશીએ કહ્યુંઃ–" લાહોરનો આર્યસમાજ કે ? જે સમાજની સ્વામી દયાનંદ સરસ્વતીએ સ્થાપના કરી છે એને ? મ્હેં આર્યસમાજની ઘણી પ્રશંસા સાંભળી છે. એ માર્ગ જ ઉત્તમ છે. "

" ખરું છે. થોડા દિવસ ઉપર એક હિંદુએ પોતાની સ્ત્રી હયાત હોવા છતાં આર્યસમાજમાં પ્રવેશ કરી એક ઇંગ્રેજ કન્યા સાથે વિવાહ કર્યો હતો. "

" વર્ત્તમાનપત્રમાં એ હકીકત મ્હેં વાંચી હતી. એ સમાજમાં કોઇને સ્ત્રી હોય તેમજ કોઇને સ્વામી હોય તો પણ મરજી થાય તેની સાથે વિવાહ થઇ શકે છે કે ? "

" સ્ત્રી હયાત હોય તો પુરુષ પુનર્વિવાહ કરી શકે છે; પણ સ્વામી હયાત હોય તો સ્ત્રીથી પુનર્વિવાહ થઇ શકતો નથી. મ્હારે મદ્રાસ જવું પડશે. "

" તમારે મદ્રાસ જવું પડશે કે ? મદ્રાસ જવાનો તમને રોગ લાગુ પડયો છે, કેમ ? "

" હા, એમ જ છે ! આજે નહિ જવાય તો કાલે જઇશ. હવે ચાલો બ્હાર ફરવા નીકળી પડીએ. તમારે માટે એન્ગેજમેન્ટ રીંગ લઇ આવીએ. "

" કાલે મદ્રાસ જવાનું તમને કોણે કહ્યું છે ? "

" કહે કોણ ? હું જ કહું છું. "

" અને કાલે હું તમને ન જવા દઉં તો ? "

રમણીએ હસી પડી સુશીને પાસે ખેંચી કહ્યું:-" તો કાલે નહિ જાઉં. જયારે તમારો હુકમ મળશે ત્યારે જઇશ. "

સુશીએ રમણીના ખભા ઉપર માથું રાખી કહ્યું:-" જોજો, બરાબર યાદ રાખજો. મ્હારા હુકમ સિવાય આજથી કોઇ પણ કાર્ય કરવાનો તમને અધિકાર નથી. ગઇ કાલે જ હું તમને મેળવી શકી છું—હજી ચોવીસ કલાક પણ પૂરા થયા નથી અને એટલામાં તો તમે મ્હારો ત્યાગ કરી જવાની વાત ઉચ્ચારો છો કે ? કાલે હું જવા દઇશ નહિ. હું કાંઇ બકુરાણી જેવી ભોળી નથી—હું ઘણો કડક ન્યાયાધીશ છું, સમજ્યા ? "

રમણીએ સ્નેહથી સુશીના ગાલ ઉપર એક ચુંટી ખણી કહ્યું:- " હું તમને સારી રીતે ઓળખું છું ! હવે વીંટી પસંદ કરવા ચાલો. કયો હીરો તમને પસંદ છે ? એમરલ્ડ ? "

સુશીએ માથું ધુણાવી કહ્યું:-" ના ના, એમરલ્ડ નહિ. એ તો Jealousy છે ! ચાલો ત્યાં ગયા પછી જોઇ તપાસીને હું પસંદ કરીશ. ચ્હા નહિ પીઓ કે ? "

" આવીને ચ્હા પીશું. હજી તો ફક્ત ત્રણ વાગ્યા છે ! "

બન્ને બ્હાર નીકળી પડી કેટલીક ઇંગ્રેજી દુકાનોએ ફરી વચ્ચે હીરો અને આસપાસ ચુનીઓ બેસાડેલી એક વીંટી પસંદ કરી ખરીદી. હૉટેલમાં ગયા પછી બેઠકખાનામાં પ્રવેશ કરી રમણી એ વીંટી સુશીને પહેરાવવા તૈયાર થયો એટલે સુશીએ તેનો હાથ તરછોડીને કહ્યું:–" ના, હમણાં નહિ. "

" ત્યારે ક્યારે ? "

સુશીએ લાડકા કંઠે કહ્યું:–" સંધ્યાકાળ પછી બાગની અંદર પેલી બેંચ ઉપર જઇને આપણે બેસીશું. એ વખતે આ વીંટી તમે મ્હને પહેરાવજો. "

રમણીએ વીંટીને ડબ્બીમાં મૂકી કહ્યું:–" તમે છોકરવાદપણું કરો છો ! ઠીક, તમારા કહેવા પ્રમાણે કરીશ; પણ આજ એ વખતે વરસાદ આવશે તો ? "

" આવવાનો હશે તો આવશે. ભીંજાવું સારું લાગે છે. હવે ચ્હા લાવવા કહું કે ? અરે આયા ! બૉયને ચ્હા લાવવા કહે.

દશ મિનિટમાં જ હૉટેલનો નોકર ટ્રે ભરી ચ્હાની સામગ્રી અને ખાદ્ય પદાર્થ લઇ આવ્યો. બન્ને જણાં વાત કરતાં કરતાં એ વસ્તુઓનો સદુપયોગ કરવા લાગ્યાં.

---

## પ્રકરણ ૧૮ મું

---

### વિચારવા જેવી વાત

ચ્હા પીતાં પીતાં સુશીએ પૂછ્યું:–" આજે તમારો કાર્ય-ક્રમ શો છે ? "

રમણીએ હસીને કહ્યું:–" તમે જ મ્હારો કાર્યક્રમ નક્કી કરી આપો. "

" ચ્હા પીધા પછી આપણે ફરવા જઇશું. થોડો વખત ફર્યા પછી સંધ્યાકાળના અરસામાં ઇડન ગાર્ડનમાં જઇ કલાક બેકલાક બેસીશું. ત્યાર પછી ? "

" પછી તમે કહો તેમ. "

પોતાના રૂમાલથી રમણીને ઝાપટ મારી સુશીએ કહ્યું:–" તમે Hopeless માણસ છો ! ત્યાર પછી મ્હને હૅાટેલ પાસે ઉતારી ઘેર જઈ, જમીને સૂઇ જવાનો વિચાર કરો છો કે ? "

રમણી આ વખતે સુશીની મતલબ સમજી શક્યો. આજે સુશીને વિવાહના અંગીકારની વીંટી પહેરાવ્યા પછી તે તેની સાથે જમે નહિ તો કેવું દેખાય ? તેણે કહ્યું:–" જો તમે મ્હને નિમંત્રણ કરતાં હો તો હું ઘેર શામાટે જાઉં ? હું પણ અહીં આવી તમારી સાથે જમીશ. "

" નિમંત્રણ કર્યા સિવાય તમે અહીં નહિ જમો કે ? નિમંત્રણનાં કાર્ડ મ્હારી પાસે નથી. ખરીદી લાવું કે ? "

" કાર્ડ ખરીદી મંગાવવાની કાંઇ જરૂર નથી. તમે મુખેથી કહ્યું એ બસ છે. પણ જો અત્રે જમવાનું હોય તો સંધ્યાકાળ પછી પોષાક બદલવા મ્હારે ઘેર જવું પડશે. "

" ઘેર જવાની કાંઇ જરૂર નથી. આપણે ડાઇનિંગ રૂમમાં નહિ જતાં અહીં બેસીને જ જમીશું. હું બંદોબસ્ત કરી આવું છું. "

નોકરોને યથોચિત સૂચના આપી સુશી અને રમણી પાંચ વાગ્યા પછી બ્હાર નીકળી પડયાં. કલાકેક સુધી મયદાનમાં ફરી પછી ઇડેન ગાર્ડનમાં ઉપસ્થિત થઇ તેઓ ગઇ કાલના સ્થાન તરફ જવા લાગ્યાં. ત્યાં જતાં જ ગઇ કાલવાળી બેંચ ઉપર તેમણે કૅાલેજના કેટલાક વિદ્યાર્થિઓને બેઠેલા જોયા. એક વિદ્યાર્થી ગાન ગાતો હતો અને બીજા સિગારેટ પીતા હતા. સુશીએ તેમને જોઇ મૃદુસ્વરે કહ્યું:–" કેવી આફત ! "

ત્યાંથી ખસી થોડે દૂર પડેલી એક ખાલી બેંચ પાસે જઇ તેના ઉપર બન્ને જણાં બેઠાં.

રમણીએ કહ્યું:–" હવે આપણે શું શું કરવું એ નક્કી કરીએ. પ્રથમ આપણો વિવાહ ક્યારે થશે તે કહો ? "

" વિવાહ કરવા માટે આપણે લાહોર જવું પડશેને ? "

" અહીં પણ આર્યસમાજ છે; પરંતુ લાહોર તેનું આદિસ્થાન હોવાથી ત્યાં જવું ઉત્તમ છે. ક્યારે જઇશું તે કહો ? "

" તમે કહેશો ત્યારે જઇશું. "

" મ્હારી શી ઇચ્છા છે એ જાણો છો કે ? વિવાહ થયા પછી આપણે બન્ને જણાં યુરોપની મુસાફરી કરી આવીએ તો કેમ ? "

સુશીએ ઉત્સાહથી કહ્યું:–" એ તો ઉત્તમ વાત છે. "

" ત્યારે તો આપણે જેટલાં વહેલાં નીકળી શકીએ તેટલું સારું; ઑક્ટોમ્બર માસના પાંચ દિવસ વીતિ ગયા છે. જો માસની આખરે આપણે નીકળી શકીએ તો ઘણી ઠંડી પડતાં પહેલાં જ યુરોપ પહોંચી જઇએ. વિશેષ ઠંડીમાં ત્યાં જઇએ અને કદાચ તમે એ ઠંડી સહન કરી શકો તો ?! "

" ઠંડી હું સારી રીતે સહન કરી શકું છું. એક વખત મ્હારા પિતાની સાથે ડિસેંબરમાં દાર્જીલિંગ જઇને ત્રણ અઠવાડીઆં સુધી હું રહી હતી. મ્હને ત્યાંની ઠંડી ઘણી સારી લાગતી હતી."

" દાર્જીલિંગ કરતાં વિલાયતમાં પુષ્કળ ઠંડી પડે છે. આપણે આ માસની વચ્ચે જ લાહોર જઇએ, કેમ ?"

" ભલે તેમ કરીશું. "

" ત્યારે તો મ્હારે હવે મદ્રાસ જવામાં વિલંબ કરવો જોઇએ નહિ ! કાલે જો વિદાય થઇ શકું તો સારું "

" વાહ ! તમે કેવા ધૂર્ત્ત છો ! "

" કેમ, મ્હેં શી ધૂર્ત્તતા કરી ? "

" કાલે પાછી હું તમને મદ્રાસ જતા અટકાવું એવી આશંકાથી કૌશલપૂર્વક મ્હારી પાસે ' હા ' કહેવડાવવાનો તમે પ્રયત્ન કર્યો છે ! "

" એવું કાંઇ નથી; પરંતુ હવે મદ્રાસ જવાની અનિવાર્ય અગત્ય છે. "

" એ વાતનો ગઈ કાલથી હું વિચાર કરું છું. તેણે કહ્યું છે કે, તેની પ્રથમની એક સ્ત્રી હયાત છે; પરંતુ તેની વાત ઉપર ખાત્રી કર્યા સિવાય વિશ્વાસ મૂકવો ઉચિત નથી. "

" જો તમે રોકી ન રાખ્યો હોત તો હું ક્યારનોય મદ્રાસ ચાલ્યો ગયો હોત. "

સુશીએ કહ્યું:-" જો મ્હેં રોકી ન રાખ્યા હોત તો તે દિવસે જે વાત સાંભળવાનું સૌભાગ્ય મ્હને પ્રાપ્ત થયું છે તે પ્રાપ્ત થાત નહિ!"

" એ વાત બે દિવસ પછી તમે સાંભળત. "

" કેવી રીતે સાંભળત ? તમે એમ ધારતા હતા કે, જો મ્હારી સંમતિ હોય તો આપણો વિવાહ થવામાં કાંઇ હરકત નડે તેમ નથી. તેથી જ તમે મનની વાત મ્હને કહી હતી. જો એવું જાણવામાં આવત કે, આપણું મિલન થવું અસંભવ છે તો એવી વાત તમે મ્હને કહેત કે ? "

" કદાચ ન પણ કહેત. "

" કદાચ એમ ધારો કે, જો મદ્રાસ ગયા પછી પોલે જે કાંઇ કહ્યું હતું તે ખોટું છે એમ તમે જાણત તો તમે અહીં આવીને એમ કહેત ખરા કે, ' હું તમને ચ્હાઉં છું ? "

" નોન્સેન્સ ! એ શા માટે જૂઠું બોલે ? "

" એને તમે યુધિષ્ઠિર કિંવા વૉશિંગ્ટન ધારો છો કે ? "

" ના-ના, એ વખતે જૂઠું બોલી શકવા જેવી એની સ્થિતિ નહોતી. "

" તમે જાણો છો કે, એ મ્હારો સંબંધ તોડી નાખવા ઇચ્છતો હતો. તમે જઇને એનો તોટો પકડયો હતો. ' બબ્બે સ્ત્રીઓનું ભરણ પોષણ હું કેવી રીતે કરી શકું ? મ્હારી આર્થિક સ્થિતિ ખરાબ છે.' વગેરે અસત્ય હકીકત તેણે શા માટે ન કહી હોય ? "

" તમને એ સંભવિત લાગે છે ? "

" મ્હને તો એ વિશેષ સંભવિત લાગે છે. વળી પોતાને

હિંદુ ક્રિશ્ચિયન્ તરીકે ઓળખાવી અજ્ઞાનતા દર્શાવવાનો ગમે એટલો ઢોંગ કરે તો પણ બે વિવાહ કરવા એ અપરાધ હોઇ, જે પુરુષ તેમ કરે તેને જેલમાં જવું પડે એ તે નથી જાણતો કે શું ? જરૂર જાણે છે. જો એમ જ હોત તો જેલમાં જવાના ભયને માથે રાખી તે વિવાહ કરવા માટે મ્હને દેવળમાં લઇ જાત કે ? જો મ્હારી પાસે પુષ્કળ પૈસા હોત અને તે કદાચ દ્રવ્યલોભને વશ થઇ એમ કરત તો જૂદી વાત હતી. ”

રમણીએ થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી કહ્યું:-“ પરંતુ આ સઘળી વાત તમે મ્હને પહેલાં કેમ ના કહી ? ”

“ આટલા દિવસ સુધી મ્હેં એ વાતનો વિચાર જ નહોતો કર્યો. તમે જો કે એ પ્રસંગ કાઢ્યો હતો ખરો; પણ હું તો એમજ ધારતી હતી કે, એના જીવનનો ઇતિહાસ જહન્નમમાં જાઓ. તેને એક સ્ત્રી હોય કે દશ હોય તેથી મ્હને શું નુકસાન છે ? તમે મ્હારી સાથે વિવાહ કરવાની ઇચ્છા દર્શાવશો એવી આશાને એ વખતે મ્હેં મ્હારા મનમાં સ્થાન આપ્યું નહોતું—એ વખતે મ્હને એ ઘટના સર્વથા અસંભવ લાગતી હતી.”

“ પરંતુ તમે તો મ્હને ચ્હાતાં હતાં એ વાત તમે તમારે મુખે કાલે કબૂલ કરી ચુક્યાં છો ! ”

સુશીએ સહજ હસી મ્હોં નીચું કરી કહ્યું:-“ હા, એ વાત ખરી છે. ”

“ આપણે છુટાં પડી જઇશું એટલે કાળક્રમે મ્હને ભુલી જવાશે એમ તમે ધારેલું હશે ? ”

“ ના, મ્હેં એમ ધાર્યું નહોતું. ”

“ ત્યારે ? ”

સુશીએ પાછું નીચું જોઇ સહજ હસીને કહ્યું:-“ મ્હેં જે વિચાર કરી રાખ્યો હતો એ જાણવામાં આવતાં તમે હસશો. એક રીતે તો તમે મ્હને હમ્મેશાં છોકરવાદ કહો છો ! ”

સુશીએ શો વિચાર કરી રાખ્યો હતો એ જાણવાનો રમણી ઘણો આગ્રહ કરવા લાગ્યો. છેવટે સુશીએ કહ્યું:–" મ્હેં એમ વિચાર્યું હતું કે, હું તમારાથી છૂટી પડીશ એટલે આ કલકત્તા શહેરમાં જ રહેત. બીજે કોઇ સ્થળે જાત નહિ. આ ઠેકાણે જ કોઇ કન્યાશાળામાં નોકરી મેળવી કિંવા ટાઇપ રાઇટિંગનું કામ કરી કોઇ પણ રીતે મ્હારી આજીવિકા ચલાવત. તમારો કોર્ટમાં જવાનો જે રસ્તો છે એ રસ્તા ઉપર જ હું એક ઘર ભાડે લેત. એ ઘરને રસ્તો જોઇ શકાય એવી એક બારી પણ હોત. એ બારી ઉપર હું ચક નાખી મૂકત. તમારા કોર્ટમાં જવાના અને આવવાના વખતે હું એ બારી પાસે બેસી રહેત. દિવસમાં એક વખત કેવળ તમારું દર્શન કરી હું સંતુષ્ટ થાત. હું કલકત્તામાં છું અને હમ્મેશાં તમારું દર્શન કરું છું એ વાત તમે જાણી પણ શકત નહિ."

રમણીએ સુશીના હાથને દબાવી કહ્યું:–" તમે મ્હને દર્શન ન દેત કે ?"

" ના."

" કારણ ? તમે મ્હારું દર્શન કરો અને મ્હને તમારું દર્શન ન કરવા દો એ કેવો સ્વાર્થ !"

" મ્હારે કોઇ છે નહિ. હું મ્હારી ઇચ્છામાં આવે એટલો પ્રેમ તમારા ઉપર કરી શકું તેમ છું—તેથી કોઇને કાંઇ નુકસાન થાય તેમ નથી. પરંતુ તમારી સ્થિતિ મ્હારાથી વિપરીત છે. એ વખતે મ્હારી ધારણા એવી જ હતી !"

દિવસનો ક્ષીણ પ્રકાશ ક્યારનોય અદૃશ્ય થઇ ગયો હતો. હમણાં અંધકારનો વિસ્તાર થયો હતો. થોડે થોડે અંતરે ફાનસ સળગતાં હતાં. સુશીએ કહ્યું:–" અત્યાર સૂધીમાં પેલા વિદ્યાર્થીઓ ચાલ્યા ગયા હશે. હમણાં ગાઢ અંધકાર છે. ફાનસોનો પ્રકાશ આ અંધકારને ભેદી શકતો નથી. ચાલો, આપણે પેલી બેંચ ઉપર જઇને બેસીએ."

રમણી કાંઇ બોલ્યા સિવાય ચુપકીદીથી ધૂમ્રપાન કરવા લાગ્યો. એકાદ વખત તેના મુખ તરફ જોઈ સુશીએ પૂછ્યું:–" શો વિચાર કરો છો ? "

" હું મદ્રાસની વાતનો વિચાર કરું છું. જો તમે કહ્યું તેમ હોય તો સર્વનાશ થયા જેવું છે ! "

" હવે એ વાતનો વિચાર કરવાથી શું ફળ છે ! તમે આવી રીતે ચિંતાતુર બની જશો નહિ. ચાલો, આપણે પેલી બેંચ ઉપર જઇ બેસીએ. " આમ કહી સુશી ઉઠી ઉભી થઇ તથા તે રમણીના કોટનો છેડો ખેંચવા લાગી.

રમણી એક ગાઢ નિઃશ્વાસ મૂકી ઉઠી ઉભો થઇ સુશી સાથે ચાલવા લાગ્યો. કૉલેજના વિદ્યાર્થીઓ ચાલ્યા ગયા હતા. ખાલી પડેલી બેંચ ઉપર બન્ને જણાં બેઠાં.

રમણીને ચુપકીદીથી બેઠેલો જોઇ ભિન્ન ભિન્ન વાત કાઢી સુશી તેના ચિત્તને આનંદિત કરવાનો પ્રયત્ન કરવા લાગી. વિવાહ થઇ ગયા પછી, મુંબાઇ કિંવા કલકત્તાથી યુરોપ જવું પડશે, સમુદ્રનો દેખાવ કેવો છે, યુરોપના કયા બંદરે ઉતરવાનું છે, યુરોપમાં કયાં કયાં સ્થળો ખાસ જોવા લાયક છે વગેરે અનેક પ્રકારની વાત તે કરવા લાગી; પરંતુ રમણીના મુખમાંથી એક જ અક્ષરમાં ઉત્તર મળતો હતો.

બે મિનિટ પછી એકાએક સુશીનો હાથ પોતાના હાથમાં લઇ રમણીએ કહ્યું:–" સુશીલા ! હું તમને એક વાત કહું તેથી તમે દુઃખ લગાડશો નહિ. "

આ શબ્દો સાંભળી સુશીલાએ શંકિત ભાવથી રમણીના મુખ તરફ જોયું. રમણીએ ખીસ્સામાંથી વીંટીની ડબ્બી બ્હાર કાઢી કહ્યું:–" આ ડબ્બી હમણાં તમે તમારી પાસે રાખો. હું મદ્રાસ જઇ આવ્યા પછી જો મ્હારા ભાગ્યમાં હશે તો એ તમારી આંગળીમાં પહેરાવી દઇશ. લ્યો રાખો. "

સુશીએ કાંઈ ઉત્તર આપ્યો નહિ; તથા વીંટી લેવા માટે પણ તેણે હાથ લંબાવ્યો નહિ. લાકડાની પુતળી માફક તે બેસી રહી.

રમણીએ કહ્યું:—"હું શા માટે આમ કહું છું એ તમે સમજી શકો છો કે? જો તમે કહ્યું છે એમ જ હોય, જો પોલે જે કાંઇ કહ્યું છે તે ખોટું ઠરે, જો તમારી સાથેનો તેનો વિવાહ ન્યાયદૃષ્ટિથી વ્યાજબી હોય તો પછી તમારી આંગળીમાંથી વીંટી મ્હારે પાછી કાઢવી પડે!"

આ શબ્દો સાંભળીને પણ સુશી કાંઇ બોલી નહિ. રમણી વિચારવા લાગ્યો:—"તમારું મન દુઃખી થાય છે કે સુશીલા? મ્હેંજ ઘણી મૂર્ખતા કરી છે. મદ્રાસ જઈ પોલની હકીકતની ખાત્રી કરી આવ્યા પહેલાં વિવાહ વગેરેની વાત કરી મ્હેં ઘણો અન્યાય કર્યો છે. સુશીલા! મ્હારા આ અપરાધની મ્હને ક્ષમા આપો. જો પોલે કહેલી હકીકત સાચી હશે તો જે દિવસે હું મદ્રાસથી અત્રે પાછો ફરીશ તે દિવસે સંધ્યાકાળે આ સ્થળે બેસીને જ આ વીંટી હું તમારી આંગળીમાં પહેરાવી દઇશ. આવી અચોક્કસ સ્થિતિમાં વીંટી જો તમારી પાસે રાખવાને તમે નારાજ હો તો હું મ્હારી પાસેજ રાખું છું." છેલ્લા શબ્દો ઉચ્ચારતાં ઉચ્ચારતાં રમણીનું હૃદય ભરાઇ આવ્યું.

સુશીએ રુમાલથી આંખો લુંછી પોતાનો હાથ લંબાવીને કહ્યું:—"લાવો." ડબ્બી હાથમાં લઇ વીંટી બ્હાર કાઢીને તેણે કહ્યું: "મ્હારી આંગળીમાં પહેરાવો."

રમણીએ કહ્યું:—"પણ જો કદાચ—"

"જો મ્હારું કપાળ ફૂટેલુંજ હશે તો આપણો વિવાહ નહિ થાય એજને! વિવાહ નહિ થવાનો હોય તો નહિ થાય. આ જન્મમાં હું તમારી આશામાં તમારી વાગ્દત્તા થઇ રહીશ—પરજન્મ-

માં તમે મ્હને તમારા હૃદય પાસે ખેંચી લેજો." આમ કહી બન્ને હાથમાં મ્હોં ઢાંકી સુશી રુદન કરવા લાગી.

રમણીએ આ વખતે સુશીને પોતાની તરફ ખેંચી તેને ગાઢ આલિંગન કર્યું.

## પ્રકરણ ૧૯ મું

### ચૌધુરી મહાશયનો પત્ર

રમણીની મૉટર જ્યારે હૉટેલ પાસે જઇ ઉભી રહી ત્યારે રાતના નવ વાગ્યા હતા. બન્નેએ દાદર ચઢી ડાઇનિંગ સેલૂન પાસે જઇને જોયું તો સર્વેનું સંધ્યાભોજન થઈ ગયું હતું. કેવળ એ લાંબા હૉલમાં બે ચાર ટેબલો પાસે ઇંગ્રેજ પુરુષો સિગાર પીતા પીતા અને વચ્ચે વચ્ચે સુરાપાન કરતા વાતચિત ચલાવતા હતા.

સુશીના બેઠકખાનામાં પ્રવેશ કરી બન્નેએ જોયું કે, ભોજનનું ટેબલ ત્યાં સુસજ્જિત કરી રાખ્યું હતું. વિજળીનો પંખો ચાલુ કરી પિયાના પાસે કાર્પેટ ઉપર સૂઈ રહી આયા આરામથી નિદ્રા લેતી હતી. સુશીએ તેને ઉઠાડીને પૂછ્યું:-"સ્નાનગૃહમાં પાણી તૈયાર છે કે?"

આયાએ ઝડપથી ઉઠી ઉભી થઈ આંખો ચોળતાં ચોળતાં કહ્યું:-"હા હજુર! પાણી તૈયાર છે."

સુશીએ રમણીના મ્હોં તરફ જોઈ પૂછ્યું:—"હાથ મ્હોં ધોશો કે?"

રમણીએ કહ્યું:-"જાઓ, તમે પ્રથમ ધોઇ આવો."

રમણી એ બેઠકખાનામાં ફરવા લાગ્યો. થોડા સમય પછી સુશીએ હાથ મ્હોં ધોઈ આવીને કહ્યું:-"જાઓ, તમારે માટે ગરમ પાણી તૈયાર રાખ્યું છે. હવે ખાણું મંગાવું કે?"

" મંગાવો. " કહીને રમણીએ શયનગૃહમાં પ્રવેશ કર્યો. પર્દો ખેંચી એ ઓરડામાં થોડી ક્ષણ સૂધી ઉભો રહી તે આમ તેમ જોવા લાગ્યો. એક સ્થળે લોખંડ અને પીત્તળની બનાવટને પલંગ હતો. પલંગ ઉપર મચ્છરદાની હતી. રમણીને એમ યાદ આવ્યું કે, મૂર્ચ્છાને અંતે સુસુપ્ત સ્થિતિમાં તે સુશીને એ બિછાનામાં રાખી મધ્યરાત્રે ચાલ્યો ગયો હતો. એ બનાવ બન્યાને હજી ૪૮ કલાક પણ થયા નહોતા; છતાં આ ટુંક સમયમાં શું શું બની ગયું ? રમણી એક ગાઢ નિઃશ્વાસ મૂકી ધીમે પગલે સ્નાન કરવાની રૂમમાં પ્રવેશ કરી કોટ કાઢી નાખી, ખમીસની બાંયો ઉંચી ચઢાવી હાથ મ્હોં ધોવા લાગ્યો.

હાથ મ્હોં ધોયા પછી રમણી શયનગૃહમાં આવી આયનાવાળા ટેબલ પાસે ઉભો રહ્યો. કેશસંસ્કાર કરવાની સુશીની સામગ્રી એ ટેબલ ઉપર હતી. રમણીએ એક સુગંધિદ્રવ્યની શીશી હાથમાં લઈ તેની ઉપરનું નામ વાંચ્યું. બુચ કાઢી તેણે તેની સુગંધિ લઇ જોઈ. એ સુશીની પ્રિય સૌરભ હોઇ રાત્રિ દિવસ સુશીના શરીરમાંથી એની સુગંધ આવતી હતી. કાંસકી અને બ્રસ પણ ટેબલ ઉપર પડયાં હતાં; પરંતુ એ કાંસકી પુરુષોપયોગી નહોતી-તેના અડધા દાંતા મ્હોટા અને અડધા સાંકડા હતા. એ કાંસકીથી જ રમણીએ પોતાના વાળ ઓળ્યા. સુશીના અંગની વિજળી એ કાંસકીને લાગી હતી કે કેમ એ અમે જાણતા નથી; છતાં પોતાના મસ્તકની સઘળી ગરમી એ સુખસ્પર્શથી શાન્ત થઇ ગઇ હોય એમ રમણીને લાગ્યું. બિછાના પાસેના ટેબલ નજીક જઇને તેણે જોયું તો ટેબલ ઉપર એક પુસ્તક પડેલું હતું. રમણીએ તપાસી જોયું તો હૉટેલની લાયબ્રેરીમાંની એ એક પ્રેમરસપરિપૂર્ણ નવલકથા હતી. ટેબલ ઉપર એક કાચપાત્રમાં ગુલાબનાં તાજાં પુષ્પો હતાં. રમણીએ એ પુષ્પોની સુગંધ લીધી. ગયે પરમ દિવસે રાત્રે પણ રમણીએ સુશીના બિછાનાં પાસે પુષ્પો જોયાં હતાં. તેણે મનમાં ને મનમાં કહ્યુંઃ-" સુશીને પુષ્પો આટલાં

બધાં ગમે છે? હું તો એને માટે કોઇ પણ દિવસ પુષ્પો લઇ આવ્યો નથી. હવેથી અવશ્ય લેતો આવીશ."

શયનગૃહમાંથી રમણી બ્હાર નીકળ્યો એ વખતે નોકરો ટેબલ ઉપર ખાણાની વસ્તુઓ લાવી ગોઠવતા હતા. બન્ને જણાં ટેબલ પાસે બેસી ખાદ્ય પદાર્થોનો સદ્વ્યવહાર કરવા લાગ્યાં.

ભોજનકાર્ય સમાપ્ત થઇ ગયા પછી નોકરો ટેબલ સાફ કરી લઇ ગયા. આયાએ ભોજન કરી આવવાની રજા માગી. તેને રજા આપી સુશી અને રમણી એ સૉફા ઉપર બેસી વાતચિત કરવા લાગ્યાં. અત્યાર પહેલાં ઇડેન ગાર્ડનમાં બેસી બન્ને જણાંએ મદ્રાસ જવા સંબંધીનો વિચાર કર્યો હતો તથા આવતી કાલની રાતની ગાડીમાં રમણીએ મદ્રાસ ઉપડી જવું એવો વિચારોને અંતે નિશ્ચય થયો હતો. પોલના પ્રથમ વિવાહ સંબંધી પણ બન્ને વચ્ચે પુનઃ આલોચના થઇ હતી. સુશીએ એમ કબુલ કર્યું હતું કે, સર્વ પ્રકારનો વિચાર કરી જોતાં પોલે જે કાંઇ કહ્યું હતું તે ખરું જ હોવું જોઇએ. આમ છતાં માનવનો અને તેમાં પણ સ્ત્રીજાતિનો સ્વભાવ એવો હોય છે કે, તેના મનમાં અમંગળનો સંદેહ વિશેષ રહે છે. રમણી મદ્રાસ જઇને આવે તો જ સંદેહ દૂર થતાં નિશ્ચિંત થવાય એમ હતું.

સુશીએ કહ્યું:-" ઠીક છે, વિવાહ થયા પછી તમે મ્હને વિલાયત લઇ જવા ઇચ્છો છો એ ખરું; પણ તેથી તમારાથી કોર્ટમાં નહિ જઇ શકાય તેનું કેમ ?"

" કોર્ટમાં નહિ જવાય તેથી શી ચિંતા છે? કોર્ટનો વિયોગ કોઇ પણ દિવસે મ્હને દુઃખનો અનુભવ કરાવતો નથી."

" તમને કોર્ટમાં જવું ગમતું નથી કે? રોજ નથી જતા કે?"

" વચ્ચે વચ્ચે જાઉં છું."

" ત્યારે હું મ્હારા મકાનની બારી નજીક ચક પાછળ બેસી રહેત તો રોજ તમારું દર્શન કરી શકત નહિ."

" હા, તમારું કહેવું ખરું છે."

"ત્યારે તો બધો બંદોબસ્ત ફેરવાઇ ગયો એ સારું થયું છે. જો કે હજી નિશ્ચયપૂર્વક કાંઇ કહી શકાય તેમ નથી. ધારો કે કદાચ આપણે વિલાયત જઇએ તો ત્યાં કેટલો વખત રહેવાનું થશે?"

"બે માસ."

"બે માસ? ત્યારે તો નહિ બને."

"શું નહિ બને?"

"મ્હારા મનમાં એક વિચાર ઉપજેલો હોઇ તે પાર પાડવાનું નહિ બને."

"શો વિચાર છે?"

"જો છ માસ ત્યાં રહેવાનું હોત તો કૅનિંગ્ઝટનની મ્યુઝિક કૉલેજમાં છ માસ સૂધી અભ્યાસ કરી હું ડિગ્રી મેળવી શકત. ત્યાં ઘણું શિક્ષણ મળી શકે છે."

"ઠીક છે, ત્યાં ગયા પછી જોઇ લેવાશે. ત્યાં જઇને બીજું શું શું કરવાનો વિચાર છે?"

"ત્યાં હું પુષ્કળ છબીઓ જોઇશ તથા જેટલી નવીન નવલ-કથાઓ પ્રસિદ્ધ થશે તે સઘળી વાંચી નાખીશ."

"આ છેલ્લી વાત બધા કરતાં વિશેષ ગમે છે કેમ? નવલ-કથા મળતાં સ્ત્રીજાતને ઘણો જ આનંદ થાય છે!"

"અને પુરુષ જાતિને નથી થતો કે? અપવાદ કેવળ સ્ત્રી-જાતિ ઉપર જ મૂકવામાં આવે છે. ઠીક રમણીમોહન! આપણા બન્નેના સંબંધમાં જે કાંઇ બન્યું છે તે કોઇ યથાક્રમે સંબંધ સાચ-વીને લખે તો એક નવલકથા થાય; ખરું ને?"

"હા, અવશ્ય થાય."

"આપણે બન્ને જણાં મળીને લખીશું, કેમ? આપણે આપણાં ખરાં નામ નહિ લખતાં નામ ધામ બદલીને બધી હકીકત લખીશું. કેમ તમારો શો મત છે?"

"છેવટના પ્રકરણમાં શું બને છે એ પ્રથમ જોવાની જરૂર છે."

"નવલકથાના છેલ્લા પ્રકરણમાં વિવાહ સિવાય બીજું શું બને ? આમ છતાં કોઇ કોઇ નવલકથાને અંતે વિયોગ પણ આવે છે. આપણે જો કદાચ આપણી નવલકથા લખીએ અને પાઠકોની વાત બાજૂએ રાખીએ તો પણ સ્ત્રી વાંચકો શુરુઆતનો થોડો ભાગ વાંચી છેલ્લું પ્રકરણ તપાસી આપણો વિવાહ થયો છે કે નહિ તે વાંચી જોશે. બર્માંમાં મ્હારાં જે કાકી છે તેમને એવી જ ટેવ હતી. કોની સાથે કોનો વિવાહ થયો અને કોનો ન થયો એ જાણી નિશ્ચિંત થયા પછી જ તેઓ નવલકથાનો વચ્ચેનો ભાગ વાંચતાં હતાં."

"આપણા જીવનની જે નવલકથા ભાગ્યદેવતાએ લખી રાખી છે તેનું છેલ્લું પ્રકરણ જો આપણે જોઇ શકયાં હોત તો !"

"વારું, તમને મિલનાન્ત નવલકથા ગમે છે કે વિયોગાન્ત ?"

"મિલનાન્ત."

સુશીએ કહ્યું:—"મ્હને પણ મિલનાન્ત ગમે છે. જે નવલકથાને છેડે વિયોગ હોય છે એ નવલકથા મ્હારી નજરે ઝેર જેવી લાગે છે. એવી ચોપડીને ફાડી કકડા કરી હું બાળી નાખું છું. ઠીક, આપણને બન્નેને જ્યારે મિલનાન્ત નવલકથા ગમે છે ત્યારે આપણા ભાગ્ય-દેવતાએ આપણા જીવનની નવલકથાને વિયોગાન્ત લખી રાખી હશે કે?"

આ વખતે આયાએ પ્રવેશ કરી એમ જણાવ્યું કે, મેનેજર સાહેબનો ચપરાસી બ્હાર ઉભો રહ્યો છે. હુકમ મળતાં એ વ્યક્તિએ પ્રવેશ કરી રમણીના હાથમાં એક પત્ર આપી કહ્યું:—"હજુર જ્યારે બ્હાર ગયા હતા ત્યારે હજુરને બંગલેથી નોકર આ પત્ર લઇ આવ્યો હતો. મેનેજર સાહેબે એ પત્ર સાચવી રાખ્યો હતો." આમ કહી તે સલામ કરી ચાલ્યો ગયો.

રમણીએ કવર હાથમાં લઇ જોયું તો તેના ઉપર અપરિચિત અક્ષરોથી તેનું શિરનામું લખેલું હતું. એક ખુણા ઉપર લાલ શાહીથી 'જરૂરી' લખ્યું હતું. કવર ઉલટાવી જોતાં એ તેના પોતાના જ મૉનોગ્રામવાળું હતું. કવરમાંથી પત્ર કાઢી તે વાંચવા લાગ્યો.

રમણી પત્ર વાંચી રહ્યો એટલે સુશીએ પૂછ્યું:-" કોનો પત્ર છે ? ઘરનો કે ? "

" ના. " કહી રમણીએ પત્ર પાછો કવરમાં રાખી સ્વગત કાંઇ વિચાર કરવા માંડયો. છેવટે પત્ર સુશીના હાથમાં આપી તેણે કહ્યું:-" લ્યો જુઓ. "

સુશીએ કવર હાથમાં લેતાંની સાથે જ કહ્યું:-"આ તો ચૌધુરી મહાશયનો પત્ર છે. તેઓ કલકત્તામાં આવી પહોંચ્યા હોય એમ લાગે છે. " આમ કહી સુશી પત્ર બ્હાર કાઢીને વાંચવા લાગી. એમાં ઇંગ્રેજીમાં લખેલું હતું કે:-

" પ્રિય મહાશય !

લગભગ એક મહિના પછી કાલે સ્હવારે કલકત્તામાં આવી મ્હેં એમ સાંભળ્યું છે કે, આપ બે વખત મ્હને મળવા માટે મ્હારે ઘેર પધાર્યા હતા. આપની સાથે મ્હારો પરિચય નહિ હોવાથી આપના આગમનનું કારણ હું કળી શકતો નથી. આજે મધ્યાન્હકાળે મિસ્ટર સી, કે, પોલ નામના મ્હારા એક બંધુ કે જેઓ આપનાથી પણ પરિચિત છે તેઓ મુંબાઇથી અત્રે આવી પહોંચ્યા છે. તેઓ મ્હારે ઘેર જ ઉતર્યા છે. તેમને મુખે જે હકીકત મ્હેં સાંભળી છે તે ઉપરથી આપનું મ્હારે ત્યાં આવવાનું કારણ કાંઇક અંશે મ્હારા સમજવામાં આવ્યું છે. મિસ્ટર પોલનું કહેવું એવું છે કે, જબલપુરના ડાક બંગલામાં જ્યારે તેઓ પોતાની અર્ધાંગના સાથે રહેતા હતા ત્યારે દૈવયોગે આપ પણ ત્યાં જઇ ચઢયા હતા. આવશ્યકીય કાર્યને અંગે મિસ્ટર પોલને એકાએક જબલપુર છોડી જવું પડયું હતું. એ વખતે એમનાં અર્ધાંગના જબલપુરમાં જ હતાં. પછીથી પોલ સાહેબ જ્યારે પોતાના કાર્યથી નિવૃત્ત થઇ જબ-લપુર આવ્યા ત્યારે ત્યાં તેઓ તેમનાં અર્ધાંગનાને જોઇ શકયા નહિ. ભિન્ન ભિન્ન સ્થળે શોધ કરવા છતાં તેઓ તેમનો પત્તો મેળવી શકયા નથી. આપ સંભવતઃ મિસિસ પોલ સંબંધીની કાંઇ હકીકત

કહેવા મ્હારે ત્યાં પધાર્યા હશો. મિસ્ટર પોલની તબિયત સારી નહિ હોવાથી હું જ આપની મુલાકાત લેવાની ઇચ્છાથી આપને બંગલે આવ્યો હતો; પરંતુ એ વખતે આપ બ્હાર નીકળી પડ્યા હતા. બંગલેથી એવી બાતમી મળી કે, આપે છેક મોડી બંગલે પધારશો. આમ હોવાથી આપની ઑફિસરૂમમાં બેસીને હું આ પત્ર લખું છું. જો આપ કદાચ મિસિસ પોલ સંબંધી કાંઇ હકીકત જાણતા હો તો કૃપા કરી જેમ બને તેમ ત્વરાથી એ હકીકત જણાવી ઉપકૃત કરશો. કહેવાની જરૂર રહેતી નથી કે, મિસ્ટર પોલ તેમની સ્ત્રી માટે ઘણી ચિંતામગ્ન સ્થિતિમાં પોતાનો વખત વ્યતીત કરે છે.

આપનો આર, ચૌધુરી.

પત્ર વાંચતાં વાંચતાં સુશીનું મ્હોં લેવાઇ ગયું. છેવટે પત્રને ટેબલ ઉપર પછાડી ગદ્‌ગદકંઠે તેણે કહ્યું:–" હવે શું થશે, રમણીમોહન ? "

"એ પાપી શા હેતુથી અત્રે આવ્યો હશે એ હાલ તરત સમજી શકાય તેમ નથી. હું કાલે સ્હવારે જ ચૌધુરી સાહેબને ઘેર જઇશ."

" સઘળી હકીકત હું ક્યારે જાણી શકીશ ? "

" ચૌધુરી સાહેબને ઘેરથી નીકળી બારોબાર હું અત્રે આવીશ. એ દુરાચારી નરાધમે ચૌધુરી સાહેબને કેટલીક હડહડતી ખોટી હકીકત સમજાવી હોય એમ લાગે છે. "

" અહીં આવીને એ કાંઇ ઉપદ્રવ તો નહિ કરે ? "

" આ ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાં ? ના–ના, એનામાં એટલી શક્તિ નથી. એ માટે તમે સર્વથા નિશ્ચિંત રહો; છતાં તમે હૉટેલની બ્હાર જશો નહિ. "

સુશીએ રમણીના કંઠમાં માધવીલતાની માફક વળગી પડીને કહ્યું:–" પ્રિયતમ ! એ પાપી મ્હને લઇ જવાનો પ્રયત્ન કરે તો તમે મ્હને એના પંઝામાં સોંપશો નહિ. એ દુરાચારીના આશ્રયમાં હું જીવી શકીશ નહિ—મ્હારું અકાળ મૃત્યુ નિપજશે ! "

રમણીએ પ્રેમથી સુશીના ગાલ ઉપર આંગળીનો આઘાત કરી કહ્યું:-" ના-ના, હું તમને કોઇના હાથમાં નહિ સોંપું."

સુશીનું સાંત્વન કરી, તેને અભય આપી, બીજે દિવસે જેમ બને તેમ વહેલા આવી સઘળી હકીકત કહેવાનું કબૂલ કરી રાત્રે અગીઆર વાગ્યે રમણી વિદાય થયો.



## પ્રકરણ ૨૦ મું

### પિતૃબંધુ

બીજે દિવસે ચ્હા પી સાડા સાત વાગ્યે રમણી બ્હાર નીકળી પડયો. જોડાગિરજામાં ચૌધુરી સાહેબને ઘેર જઇ તેણે તેમની મુલાકાત લીધી.

ચૌધુરી સાહેબની ઉમ્મર પચાસેક વર્ષની હતી. તેમના શરીરનો બાંધો મજબૂત અને રંગ શ્યામ હતો. દાઢી મુડાવેલી હોઇ, મુછો લાંબી હતી. સાદા જીનના અર્દ્ધમલિન પાટલુન ઉપર ખાખી રંગનો કોટ પહેરી ચીરૂટ પીતા તેઓ બેઠા હતા. વિનીતભાવથી માન આપી રમણીને બેસાડી ઇંગ્રેજીમાં તેમણે કહ્યું:-" મ્હારો પત્ર આપને મળ્યો હતો કે ?"

" હા, મળ્યો હતો. મિસ્ટર પોલ ક્યાં છે ?"

વાતચિત ઇંગ્રેજીમાં જ ચાલવા લાગી.

ચૌધુરી સાહેબે રમણીના પ્રશ્નનો ઉત્તર આપ્યા સિવાય પૂછયું:-" તેમની સ્ત્રી સંબંધી કાંઇ હકીકત આપ જાણો છો કે ?"

" હા, જાણું છું. પોલ ક્યાં છે ? દયા કરી એક વખત એમને બોલાવો."

ચૌધુરી સાહેબે ક્ષણ કાળ ચુપ રહીને કહ્યું:-" એ હકીકત મ્હને કહેવાને કાંઇ હરકત છે કે ? આપે સાંભળ્યું હોય યા નહિ, છતાં મ્હારે કહેવું જોઇએ કે, મિસિસ પોલ મ્હારી પરમ આત્મીયા

છે. વિવાહ થતાં પૂર્વે સુશી અમારી સંભાળ નીચે આ ઘરમાં જ રહેતી હતી. આ સ્થળે જ મિસ્ટર પોલ સાથે તેનો પરિચય થયો હતો. તેમનો વિવાહ પણ અત્રે જ થયો હતો. મિસ્ટર પોલને મુખે જ્યારથી મ્હેં એમ સાંભળ્યું છે કે સુશીનો પત્તો નથી ત્યારથી મ્હારી ચિંતાનો પાર રહ્યો નથી. "

ચૌધુરી સાહેબના મુખ તરફ કૌતૂહલપૂર્ણ દ્રષ્ટિપાત કરી રમણીએ કહ્યું:-" આપ જે માહલાની વાત કરો છો તેમના આપ શુભેચ્છક છો એમ મ્હેં સાંભળ્યું છે. સુશીલા કુશળતામાં છે. એ માટે આપ નિશ્ચિંત રહો. છતાં તેમનું ઠેકાણું આપતાં પહેલાં પોલ શા હેતુથી અત્રે આવ્યા છે એ હું જાણવા ઇચ્છું છું. "

ચૌધુરી સાહેબે કહ્યું:-" એ હેતુ ગઇ કાલના આપ ઉપરના પત્રમાં મ્હેં લખ્યો છે. સ્ત્રીની તપાસ કરવા સિવાય એમનો બીજો શો હેતુ હોય ? "

રમણીએ હસીને કહ્યું:-" મિસ્ટર ચૌધુરી, હજી આપ સઘળી હકીકત જાણતા હો એમ લાગતું નથી અને તેથી જ આપ આમ કહો છો. "

ચૌધુરી સાહેબે સહજ વિસ્મિત થઇને કહ્યું:-" કેમ, શું બન્યું છે ? પોલે તો એવું કહ્યું છે કે, એકાએક સરકારી કામ આવી પડવાથી સુશીને જબલપુરના ડાક બંગલામાં રાખી તેમને મુંબઇ ચાલ્યા જવું પડયું હતું. કામ પરવારી જબલપુર પાછા આવી ત્યાં તેઓ સુશીને જોઇ શકયા નહિ તેમજ ત્યાંથી કોઇએ તેમને સુશીનો પત્તો આપ્યો નહિ. આ હકીકત ખરી નથી કે ? "

" ના મિસ્ટર ચૌધુરી ! "

" ત્યારે ? "

" આપ કૃપા કરી મિસ્ટર પોલને બોલાવો. તેમની કુકીર્તિની વાત તેમની હાજરીમાં જ હું આપને કહીશ. તેઓ કયાં છે ?"

આ પ્રશ્નનો ઉત્તર આપતાં ચૌધુરી સાહેબ સંકોચાવા લાગ્યા. તેમનો ભાવ જોઈ રમણીએ પૂછ્યું:-" પોલ ઘરમાં નથી કે ? "

" ના, બ્હાર ગયા છે. "

" આટલા વ્હેલા ? ક્યારે બ્હાર ગયા છે ? "

ચૌધુરી સાહેબે ક્ષણકાળ સુધી ચુપ રહ્યા પછી મૃદુસ્વરે કહ્યું:- " ગઇ કાલે હું જે વખતે આપને બંગલે ગયો હતો એ વખતે મ્હારી ગેરહાજરીમાં તેઓ બ્હાર ચાલ્યા ગયા છે. રાત્રે પાછા ફર્યા નથી. ક્યાં ગયા છે એ પણ કોઇને કહ્યું નથી. "

" ત્યારે તેઓ બીમાર છે તેથી મ્હારી પાસે આવી શકયા નથી એમ આપે આપના પત્રમાં શા માટે લખ્યું હતું ?! "

ચૌધુરી સાહેબે પ્રથમના જેવા સંકુચિત ભાવથી કહ્યું:-" હા તેમનું શરીર બીમાર હતું ખરું; પણ..........."

રમણી વચ્ચે બોલી ઉઠયો:-" તેઓ છાકટા બન્યા હતા કે ?"

" એમ જ હતું." આમ કહી ચૌધુરી સાહેબે નીચું જોયું.

રમણીએ ખીસ્સામાંથી ઘડીઆળ કાઢી વખત જોઇને કહ્યું:- " મિસ્ટર ચૌધુરી, હવે હું રજા લઉં છું. પોલ પાછા આવે એટલે મ્હને મળવા માટે કહેજો."

આમ કહી રમણી ઉઠી ઉભો થયો. ચૌધુરી સાહેબે ઉઠી ઉભા થઇ કહ્યું:- " મિસ્ટર બોઝ ! આપને વિના કારણ દુઃખ દીધું છે એ માટે ક્ષમા આપજો. હવે હું કેવળ એક જ વાત આપને પૂછવા ઇચ્છું છું. પોલે સુશી સાથે કંઇ અન્યાયી વર્તન ચલાવ્યું છે કે ? "

" અન્યાયી વર્તન ચલાવ્યું છે એટલું જ નહિ પણ એણે સુશીના સર્વસ્વનો નાશ કર્યો છે. તેણે સુશી સાથે જે અન્યાયી વર્તન ચલાવ્યું છે તેથી તેને જેલની સજા ભોગવવી પડે તેમ છે. એ આવે એટલે આ વાત એને કહેજો. હું રજા લઉં છું. ગુડ મૉર્નિંગ."

ચૌધુરી સાહેબે નમ્રતાપૂર્વક કહ્યું:-"મિસ્ટર બોઝ! આપ એક મિનિટ રોકાઓ આપે કહ્યું છે કે, સુશી કુશળતામાં છે. પોલ કદાચ તેના તરફ કાંઇ અત્યાચાર કરે એવી આશંકાથી આપ તેનું ઠેકાણું જણાવતા નથી કે ?"

" હા."

"તે જ્યાં છે ત્યાં ખુસીમાં છેને ? જુઓ, હું એ સંબંધી આપને આટલી બધી પૂછપરછ કરત નહિ; પરંતુ એ મ્હારા મિત્રની કન્યા છે. તેના પિતા કુમુદનાથ અને હું સ્કૂલમાં સાથે અભ્યાસ કરતા હતા. એના પિતા ન્હાની ઉમ્મરમાં જ મૃત્યુ પામ્યા. ત્યાર પછી સુશીની માતા, કાકા વગેરે સર્વનું મૃત્યુ નિપજવાથી સુશી મ્હારે ઘેર આવીને રહી હતી. તે અહીં ઘણા દિવસ સુધી રહી હતી. અમે એના ઉપર કન્યા જેવો જ સ્નેહ રાખતાં હતાં. ખરી વાત હું આપને કહું છું. પોલ વિદેશી માણસ છે, તેના સંબંધી અમને કાંઇ ખબર નહોતી. એની સાથે સુશીનો વિવાહ થાય એવી અમારી ખાસ ઇચ્છા પણ નહોતી; છતાં ઘટનાચક્રના પ્રભાવથી વિવાહ થઈ ગયો. શું બન્યું છે એ આપની સાથેની વાતચિત ઉપરથી હું સમજી શકતો નથી. સર્વ પ્રકારમાં મ્હને એક જાતનું ગંભીર રહસ્ય જણાય છે. પોલ આવશે એટલે હું પૂછી જોઇશ. સુશી સારી સોબતમાં, સારી સ્થિતિમાં છે એટલું જાણી હાલ તરત હું નિશ્ચિંત થઈ શકીશ."

"મિસ્ટર ચૌધુરી, આપ કોઇ પણ પ્રકારની ચિંતા કરશો નહિ. તેઓ સારી સોબતમાં અને સારી સ્થિતિમાં છે. ગુડ મૉર્નિંગ." આમ કહી રમણી દ્વાર તરફ અગ્રેસર થયો.

ચૌધુરી સાહેબે રમણીની પાછળ પાછળ આવી કહ્યું:-" જુઓ સાંભળો મિસ્ટર બોઝ, સુશી સાથે આપની મુલાકાત થાય અગર પત્ર વ્યવહાર થાય તો આપ તેને જણાવજો કે, આ ઘરનાં દ્વાર હુમ્મેશાં એને માટે ખુલ્લાં છે. મરજી થાય ત્યારે તે અત્રે આવી શકે તેમ છે. અમે તેને કન્યા તરીકે રાખીશું."

"જરૂર જણાવીશ." આમ કહી ચૌધુરી સાહેબ સાથે કર-મર્દન કરી રમણી વિદાય થઈ ગયો. ચૌધુરી સાહેબે પોતાના બેઠક-ખાનામાં જઈ, ખુરસીમાં બેસી આંખો લુંછતાં લુંછતાં પોતાના મનમાં કહ્યું:-" Poor girl! Poor girl!"

રમણીએ બ્હાર નીકળી મૉટરમાં બેસી સૉફરને કહ્યું:–"લાલ-બજાર."

લાલબજારની પોલિસ ઑફિસે જઈ રમણીએ એક નોકરને પૂછ્યું:–" ગઇ કાલે રાત્રે સી, કે, પોલ નામના કોઈ દેશી ક્રિશ્ચિયનને છાટક હાલતમાં અત્રે લાવવામાં આવ્યો છે કે ?"

નોકરે એક રજીસ્ટર ઉઘાડતાં કહ્યું:–" આપે શું નામ કહ્યું ?"

" પોલ—સી, કે, પોલ."

રજીસ્ટરનાં પૃષ્ઠ તપાસી થોડા સમય પછી નોકરે કહ્યું:–" ના જી. એ નામનો કોઇ માણસ અત્રે આવ્યો નથી. અહીં જે કેટલાક માણસો આવેલા છે તેમનાં નામ હજી મળ્યાં નથી; છતાં એ માણસોમાં દેશી ક્રિશ્ચિયન્ કોઇ નથી."

રમણીએ પૂછ્યું:–" લોકલ ગાણામાં જે સઘળા છાકટાઓ પકડાયા છે તેઓ ક્યાં છે ?"

નોકરે દિવાલ ઉપરની ઘડીઆળ તરફ જોઇને કહ્યું:–" તેઓ દશ વાગ્યે આવશે."

રમણીએ ઘડીઆળમાં જોયું તો સાડા આઠ વાગ્યા હતા. તેણે ત્યાંથી નીકળી ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાં જઇ સુશીને સઘળી હકીકત કહી સંભળાવી.

ચૌધુરી સાહેબની હકીકત સાંભળી સુશીની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, તેણે કહ્યું:–" ખરેખર, એ માણસોનો મ્હારા ઉપર ઘણો પ્રેમ હતો. હમણાં જ તેમની પાસે જવાની મ્હને ઇચ્છા થાય છે."

" હમણાં ત્યાં જવું ઉચિત નથી. પહેલાં પાપી પોલને શહેરમાંથી વિદાય થઇ જવા દો; ત્યાર પછી તમે બેલાશક જજો."

બીજી કેટલીક વાતચિત કર્યા પછી રમણીએ ઉઠી ઉભા થઇ કહ્યું:–" ઠીક, ત્યારે હું હવે જાઉં છું."

" ક્યાં જાઓ છો? દશ વાગ્યે પાછા લાલબજાર જશો કે શું?"

" હા. "

" ત્યાં જવાની કાંઇ જરૂર નથી. એ વાંદરાની પ્રકૃતિ તમારાથી અજાણી છે કે ? તમને જોઇ અસંખ્ય માણસો વચ્ચે એ કાંઇ અપમાનની વાત કહેશે તો ! ના—તમે જશો નહિ. "

રમણીએ સુશીનો હાથ પકડી કહ્યું:–" ઠીક, નહિ જાઉં. " ર્‌હાંજે આવવાનું કબૂલ કરી રમણી ઘર તરફ વિદાય થયો.

## પ્રકરણ ૧૮ મું

### મિત્રતાનો સંબંધ !

ર્‌હાંજે ચાર વાગ્યે રમણી બ્હાર જવાની તૈયારી કરતો હતો એવામાં નોકરે પોલના નામનું કાર્ડ લઇ આવી તેને આપ્યું.

પાંચ મિનિટ પછી નોકરની સાથે પોલે પ્રવેશ કર્યો. તેનો પોષાક તદ્દન નવીન અને મૂલ્યવાન્ હતો, હાથમાં ચાંદીની મુઠવાળી એક પાતળી લાકડી હતી. ઘણા ભભકાથી એક ગૃહસ્થ બનીને તે આવ્યો હતો.

" ગુડ આફ્ટર નુન મિસ્ટર બોઝ. " કહી અનુમતિ મળ્યા વગર જ પોલ એક ખુરસી ખેંચી તેના ઉપર બેઠો.

તેના મુખ તરફ થોડો વખત સુધી જોયા પછી રમણીએ કહ્યું:–" ગુડ આફ્ટર નુન. હમણાં એકાએક કયાંથી ? "

પોલે ગંભીરભાવથી કહ્યું:–પોલિસકોર્ટમાંથી. "

" કેટલો દંડ થયો ? "

પોલે ભ્રુકુટી ચઢાવી કહ્યું:–" દંડ ? શાનો દંડ ? "

કૌતુકના હાસ્યને મુખમાં દબાવી રમણીએ કહ્યું:–" કાલે રાત્રે છાકટા બનીને તમે પોલિસના હાથમાં પકડાયા હતાને ? "

પોલે મૃદુ હસીને કહ્યું:–" ના મિસ્ટર બોઝ ! આપને ખોટી ખબર મળી છે. "

" ત્યારે ? કાલે આખી રાત તમે ક્યાં હતા ? "

પોલે કહ્યું:–" એ ઘણી લાંબી વાત છે. જો આપને સાંભળવી હોય તો મ્હને કહેવાને હરકત નથી."

રમણીએ કહ્યું:–" કહો જોઇએ, હું સાંભળું છું. "

આ વખતે પોલે ખીસ્સામાંથી સોનાની એક સિગારેટ કેસ બ્હાર કાઢી. સિગારેટ સળગાવી ખુરસીને અઢેલી તે કહેવા લાગ્યો:– " કાલે ચૌધુરી સાહેબ આપને ઘેર આવ્યા એ વખતે મ્હને એકલાને ત્યાં નહિ ગમવાથી હું ફરવા માટે બ્હાર નીકળી પડયો હતો. ધર્મતલાના નાકે ડિસોઝા નામના એક જુના સ્નેહી સાથે મુલાકાત થઇ. આપે મિ. ડિસોઝાનું નામ સાંભળ્યું હશે–તેઓ પોલિસકોર્ટના એક પ્રખ્યાત ટાઉટ છે અને દેશી ક્રિશ્ચિયન્ છે. તેઓ મ્હને પકડી લઇ ગયા. રાત્રે પણ તેમણે મ્હને છોડયો નહિ. ખાઇપીને હું ત્યાં જ સૂઇ રહ્યો. વાતમાં ને વાતમાં મ્હારા દુઃખની હકીકત જાણી લીધી. તેમણે મ્હને ઘણો ઠપકો આપીને કહ્યું, ' એક માણસ તમારી સ્ત્રીને છેતરીને લઇ ગયો છે; છતાં આટલા દિવસ સૂધી તમે તેના નામ ઉપર ફરિયાદ કેમ ન કરી ? ' મ્હેં કહ્યું, ' મ્હારી પાસે પૈસા નહિ હોવાથી હું ફરિયાદ કેવી રીતે કરું ? ' ડિસોઝાએ કહ્યું, 'પૈસા માટે તમે ફિકર કરશો નહિ. પોલિસકોર્ટના મ્હોટા મ્હોટા વકીલો મ્હારા હાથમાં છે. હું ભલામણ કરીશ એટલે ફી લીધા વગર તેઓ કેસ ચલાવશે. "

" એટલા માટે જ પોલિસ કોર્ટમાં ગયા હતા કે ? ઠીક, મ્હોટા મ્હોટા વકીલોએ શું કહ્યું ? "

" તેમણે કહ્યું કે, ' સાક્ષી પ્રમાણોનો બંદોબસ્ત કરી ફરિયાદ કરીશું."

" તમારી એક સ્ત્રી હયાત છે એ વાત તમે મ્હોટા મ્હોટા વકીલોને કહી છે કે ? "

પોલે જાણે કે આશ્ચર્યચકિત બની જઇ આગળ નમીને કહ્યું:– મ્હારે બીજી સ્ત્રી ક્યાં છે ? "

"ઘણી મોડી રાતે દારૂ પીને તમે ઘેર ગયા હતા ત્યારે જે સ્ત્રીએ જુતાં મારી પતિપૂજા કરી હતી એ સ્ત્રીની હું વાત કરું છું."

પોલ દિંગ્મૂઢ બની જઇ રમણીના મુખ તરફ જોઇ રહ્યો. તેણે કહ્યું:–" આપ શું કહો છો એ હું સમજી શકતો નથી. મ્હને જુતાં કોણ મારે તેમ છે ? આપને આવી ખોટી હકીકત કોણે કહી ? "

" તમે જ કહી છે. "

" મ્હેં કહી છે ? ક્યારે ? "

" જબલપુરના ડાક બંગલામાં આપણે મળ્યા હતા ત્યારે. સુશીનો નેકલેસ ચોરી લઇ તમે સોનીને વેચી દીધો હતો. આપણે બન્ને જણા જઇને જે દિવસે નેકલેસ પાછો લઇ આવ્યા તે દિવસે આ હકીકત તમે મ્હને કહી હતી. "

પોલ બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો. થોડા સમય પછી તેના મુખ ઉપર કિંચિત્ હાસ્ય દેખાયું. તેણે કહ્યું:–" હા હા, હવે યાદ આવે છે. તે દિવસે પુષ્કળ દારૂ પી હું મ્હારું ભાન ગુમાવી બેઠો હતો. દારૂના નશામાં હું જેમ ફાવે તેમ બોલ્યો હોઉં એમ લાગે છે. આપ એ સઘળી હકીકત ખરી માનો છો કે ? ના–ના, એમાંનું કાંઇ ખરુ નથી. મ્હારી એક સ્ત્રી જીવતી હોત તો હું સુશી સાથે શા માટે વિવાહ કરત ? બે વિવાહ હું કદાપિ કરું નહિ. "

રમણી ઉઠી એક કબાટ ઉઘાડી કાંઇ શોધવા લાગ્યો. એક પત્ર લઇ આવી ખુરસી ઉપર બેસી, પત્રમાંની કેટલીક હકીકત પોલને વાંચી સંભળાવી તેણે પૂછ્યું:–" આ સોફી પોલ નામની સ્ત્રી કોણ છે ?"

પોલે પૂછ્યું:–" એ પત્ર કોનો છે ? "

" તમારો. જબલપુરમાં તે દિવસે રાત્રે આ પત્ર તમે મ્હને વાંચવા આપ્યો હતો. " આમ કહી રમણીએ કવર ઉપરનું ઠેકાણું વાંચી સંભળાવ્યું.

પોલે હાથ લંબાવીને કહ્યું:–" સોફીનો પત્ર છે કે ? જોઉં ! "

રમણીએ પત્રને ખીસ્સામાં મૂકીને કહ્યું:–" હવે જોવાની

જરૂર નથી. તમે કદાચ ભૂલી ગયા હો તો હું યાદ આપું છું કે, મદ્રાસના બૅપ્ટિસ્ટ ચૅપલમાં ઇ. સ. ૧૯૦૭ ની સાલમાં નવેંબર માસની ૬ ઠ્ઠી તારીખે તમે એ સ્ત્રી સાથે વિવાહ કર્યો હતો. ”

આ હકીકત સાંભળી પોલ ‘ હા હા ’ કરી હસી પડયો. હસતાં હસતાં તેણે કહ્યું-“ છાકટ અવસ્થામાં એ સઘળી હકીકત મ્હેં આપને કહી હતી. આપ ભોળા માણસ હોવાથી જ આપે મ્હારી એ હકીકત સાચી માની હતી. આપ એટલો પણ વિચાર ન કરી શક્યા કે, અમે રોમન્ કૅથોલિક હોવાથી બૅપ્ટિસ્ટ દેવળમાં અમારો વિવાહ થઈ શકે નહિ. વળી આપ ઇ. સ. ૧૯૦૭ ના નવેંબર કિંવા ડિસેંબરની ૬ ઠ્ઠી તારીખ કહો છોને ? મિસ્ટર બોઝ ! એ વખતે હું મદ્રાસમાં નહોતો. એ વખતે તો હું ઇ. આઇ. રેલ્વેનો ગાર્ડ હતો તથા દાનાપુરથી મોગલસરાઇ આવતો જતો હતો. હા-હા-હા ! ૧૯૦૭ ની સાલમાં મદ્રાસના બેપ્ટિસ્ટ ચૅપલમાં મ્હારો વિવાહ થયો હતો ! કેવી હસવા જેવી વાત ! ”

પોલને મુખે આ હકીકત સાંભળી તથા તેના હાવભાવ જોઇ રમણી સહજ ઠંડો થઇ ગયો. ૧૯૦૭ની સાલમાં પોતે દાનાપુરમાં ગાર્ડ હતો એમ પોલ કદાચ ખોટું કહેતો હોય તો એ બનવા જેવું હતું; પણ મુખ્યત્વે કરીને મદ્રાસ પ્રદેશના દેશી ક્રિશ્ચિયનો તો રોમન કૅથોલિક હોય છે ! બીજી તરફથી પત્ર લખનારી પોલની સ્ત્રી હતી એ માટે સંદેહ નહોતો. ત્યારે શું પોલે દેવળનું નામ ખોટું કહ્યું હશે કિંવા પોતાની સાંભળવામાં ભૂલ થઇ હશે ! રમણીએ પત્ર કાઢી જોયું તો તેના ઉપર તેણે પોતાના હસ્તાક્ષરથી જ બૅપ્ટિસ્ટ ચૅપેલ લખેલું હતું.

પોલ રમણીના મુખ તરફ જોઇ રૂમાલને આડો રાખી મૃદુ-હાસ્ય કરતો હતો. છેવટે રમણીએ કહ્યું:-“ તમે ઇ. સ. ૧૯૦૭ માં દાનાપુર હતા ત્યારે પછી સોફીની સાથે કયાં વિવાહ કર્યો હતો ? ”

પોલે બીજી દિશા તરફ જોઇ થોડા સમય સુધી કાંઇ વિચાર

કર્યા પછી કહ્યું:–" મિસ્ટર બોઝ ! આપ આ પ્રશ્નનો ખરો ઉત્તર સાંભળવા ઇચ્છો છો ? "

" હા. "

પોલે ગંભીરભાવથી કહ્યું:–" ઠીક, હું ખરો ઉત્તર જ આપીશ. અહીં વ્હિસ્કી છે કે ? "

રમણીએ હસીને કહ્યું:–" કેમ, વ્હિસ્કીને સ્પર્શ કરી સોગંદ ખાવા છે કે ? "

" જો હોય તો થોડી લાવવા કહો; ઘણી તૃષ્ણા લાગી છે. "

રમણીએ નોકરને બોલાવી વ્હિસ્કી આપવા કહ્યું. નોકરે વ્હિસ્કીની બૅાટલ અને બે ગ્લાસ બ્હાર કાઢી બન્ને જણાની સ્હામે એકેક ગ્લાસ મૂકયો. રમણીએ હાથ હલાવી કહ્યું–"મ્હને નહિ જોઇએ."

પોલે પોતાના ગ્લાસમાં લગભગ પાંચ આંઉસ જેટલી બ્રૅન્ડી રેડી દીધી. નોકરે સોડા ખોલી અડધી સોડા ગ્લાસમાં રેડી એટલામાં તો પોલે ગ્લાસ ઉંચકયો. નોકર સોડાને ટેબલ ઉપર મૂકી ત્યાંથી ચાલ્યો ગયો.

બે ઘુંટડે અડધો ગ્લાસ ખાલી કરી નાખીને પોલે કહ્યું:–"ઘણી સારી વ્હિસ્કી છે. " પછી ખીસ્સામાંથી સિગારેટ બ્હાર કાઢી તે સળગાવીને પોલ પીવા લાગ્યો.

રમણીએ કહ્યું:–" દારુ નહિ પીવાની જબલપુરના ડાક બંગલામાં તમો પ્રતિજ્ઞા કરી હતી ને ? "

પોલે કહ્યું:–" મિસ્ટર બોઝ ! મ્હારા કરતાં આપ વિશેષ ભણેલા ગણેલા છો; છતાં આપનામાં સાંસારિક જ્ઞાન ઘણું ઓછું જોવામાં આવે છે. દારુડીઆ માણસની વાતને ખરી માની શકાય કે ? જે વખતે મ્હેં પ્રતિજ્ઞા કરી હતી એ વખતે મ્હારી સ્થિતિ કેવી હતી એનો વિચાર કરી જુઓ. " આમ કહી પોલે ગ્લાસ ઉંચકી પુનઃ થોડી વ્હિસ્કી પીધી.

રમણીએ પૂછયું:–" વચ્ચે તમે દેશમાં ગયા કે ? "

પોલે મસ્તક હલાવી નકારમાં ઉત્તર આપ્યો.

" આટલા દિવસ સુધી શું કરતા હતા ? "

" નોકરી. "

" ક્યાં ? "

પોલે સહજ વિચાર કરીને કહ્યું:–" ત્યાં–ત્યાં–મદ્રાસમાં. "

" હમણાં રજા લઈને આવ્યા છો કે ? "

" ના, નોકરી છોડી દીધી છે. હવે નોકરી કરવાનો વિચાર નથી. મિસ્ટર બોઝ ! પારકી તાબેદારી કરવી એના જેવું દુ:ખ બીજું એક પણ નથી. હું વેપાર કરવા ઇચ્છું છું તેથી જ આપની પાસે આવ્યો છું. "

" તમારો હેતુ શો છે ? "

પોલે જાણે કે શર્માતાં શર્માતાં કહ્યું:–" મ્હને થોડા રૂપિયાની જરૂર છે. "

" મ્હારા નામ ઉપર ફરિયાદ કરવાનો ભય દર્શાવી બની શકે તો થોડા રૂપિયા અદા કરવા માટે તમે આવ્યા છો, કેમ ? "

પોલે પોતાનાં બન્ને વિહ્વળ નયનથી રમણી તરફ જોઇ રહી કરુણ ભાવથી કહ્યું:–" મિસ્ટર બોઝ ! આપ મ્હારે માટે આવું બોલો છો ! " તેનાં નેત્રોમાં જાણે કે હમણાં આંસુ ભરાઇ આવશે એમ લાગતું હતું. મદ્યના પ્રભાવથી નાસિકા સ્પંદિત થવા લાગી. રુમાલથી આંખો અને મ્હોં લુછી નાખી તે પાછો કહેવા લાગ્યો:–" ગઇ રાત્રે ડિસોઝાએ મ્હને એ વાત કહી ત્યારે મ્હેં લગભગ અડધી બૉટલ ઉપરાંત પીધો હતો. છાકટ હાલતમાં જ મ્હેં ડિસોઝાની વાતનો સ્વીકાર કર્યો હતો એમ હું આપની પાસે કબુલ કરું છું. તેમની શીખવણીથી જ હું આજે પોલિસકોર્ટમાં ગયો હતો; પણ વાસ્તવિક રીતે મ્હારા મનમાં આપના તરફ સહજ પણ શત્રુભાવ નથી. આ વાત માનવી કે કેમ એ આપની ઇચ્છા ઉપર આધાર રાખે છે ! મિસ્ટર બોઝ ! હું આપનો શત્રુ નહિ પણ મિત્ર થવા

ઇચ્છું છું." આમ કહી પોલ ગ્લાસમાંની બધી વ્હિસ્કી પી ગયો.

"દેશમાં જઇને તમે શો વેપાર કરશો?"

પોલે રુમાલથી મ્હોં લુંછતાં લુંછતાં કહ્યું:—"ચીરૂટનો વેપાર. ત્રિચિનોપોલીમાં હું ફૅક્ટરી ઉઘાડીશ તથા ચીરૂટો તૈયાર કરાવી કલકત્તા અને મુંબાઇ રવાના કરીશ. એ વેપારમાં ઘણો લાભ છે. મિસ્ટર બોઝ! આ જુઓ." આમ કહી પોલે ઉઠી રમણી પાસે જઇ, ખીસ્સામાંથી કેટલાક કાગળ બ્હાર કાઢી, તેની સ્હામે મૂકીને કહ્યું, "ફૅક્ટરીમાં જે ચીરૂટો દોઢ રૂપિયામાં સો તૈયાર થાય છે તેની કિમ્મત કલકત્તામાં ત્રણથી ચાર રૂપિયા છે. કેવળ બે હજાર રૂપિયાની મ્હને જરૂર છે. ઘણે સ્થળે પ્રયત્ન કરવા છતાં આ રકમ હું મેળવી શકયો નથી. છેવટે એક દિવસે એકાએક મ્હને યાદ આવ્યું કે, વિશ્વસંસારમાં મ્હારા એક મિત્ર છે તથા તેઓ કલકત્તા હાઇ-કોર્ટના વકીલ મિસ્ટર બોઝ છે. તેમની પાસે જવાથી આ રકમ મળી શકે તેમ છે. આમ વિચારીને હું કલકત્તા આવ્યો છું. ગઇ કાલે જ હું અત્રે આવી પહોંચ્યો છું." પછી સ્વર ધીમો કરી રમ-ણીની છેક પાસે મ્હોં લઇ જઇને તેણે કહ્યું, "ચૌધુરીનું કુટુંબ વારં-વાર સુશીની વાત પૂછવા લાગ્યું. એક વખત ખોટું બોલવાનો વિચાર કર્યો; પરંતુ અભ્યાસ નહિ હોવાથી કોઇ પણ રીતે હું ખોટું બોલી શકયો નહિ—ખરી હકીકત મ્હેં તેમને કહી દીધી."

આટલું કહ્યા પછી પોલે પુનઃ પોતાની ખુરસી પાસે જઇ તેના ઉપર બેસીને કહ્યું:-"બીજી થોડી વ્હિસ્કી આપવા નોકરને કહો."

"હવે વ્હિસ્કી ન પીશો; છાકટ બની જશો."

"મિસ્ટર બોઝ! આપ હસવા જેવી વાત કરો છો! કેવળ બે પેગ પીને હું છાકટ બની જઇશ! હા—હા."

"સોફી સાથે ક્યારે ક્યાં વિવાહ થયો હતો એ વાત તમે કહી નહિ. ખરી હકીકત કહો જોઇએ."

પોલે ખાલી ગ્લાસ તરફ એક વખત જોઇને કહ્યું:-"આપને

એ વાત સાંભળવી છે કે? મિસ્ટર બોઝ! એ વાત સાંભળવાથી આપને શો લાભ છે?"

"મ્હારે એ જાણવાની જરૂર છે. વાત કહેવાથી તમારું કાંઈ અનિષ્ટ થશે નહિ. તમે એવો ભય રાખશો નહિ."

પોલે ટેબલ તરફ જોઈને કહ્યું:–"પોતાની કુકીર્ત્તિની વાત પોતાને મુખે બીજાને કહેવી એ શર્મ ભરેલું છે; છતાં આપ મ્હારા મિત્ર છો તેથી હું એ વાત આપનાથી છુપાવીશ નહિ. ખરી વાત શી છે એ આપ જાણતા નથી. મિસ્ટર બોઝ! સોફી પોલ મ્હારી વિવાહિતા પત્ની નથી; પરંતુ મદ્રાસમાં હું એને મ્હારી સ્ત્રી તરીકે જ ઓળખાવતો હતો. દાનાપુરમાં તેની સાથે મ્હારી મુલાકાત થઈ હતી. એનો પતિ પણ ત્યાં ગાર્ડની નોકરી કરતો હતો. એ વખતે હું ઉછરતી ઉમ્મરનો યુવાન હતો. શરીરમાં ગરમ લોહી હતું. હિતાહિતનો વિચાર કર્યા સિવાય મ્હેં એ કુકાર્ય કર્યું હતું. એ માટે હમ્મેશાં મ્હારે પશ્ચાત્તાપ કરવો પડશે." આમ કહી પોલે એક ગાઢ નિઃશ્વાસ મૂકી કાતરદૃષ્ટિથી કિંવા યાચના કરતો હોય એવા ભાવથી ટેબલ ઉપર પડેલા ખાલી ગ્લાસ તરફ જોયું.

ઉપરોક્ત વાત સાંભળવામાં આવતાં રમણીનું મસ્તક ભમવા લાગ્યું. તેનું મ્હોં ઉતરી ગયું. ટેબલ ઉપર કોણી રાખી, ગાલ ઉપર હાથ રાખી તે બેસી રહ્યો.

થોડી ક્ષણ સુધી રાહ જોયા પછી પોલ પાછો કહેવા લાગ્યો:– "અરેરે! એ માટે જીવનની છેલ્લી ઘડી સુધી મ્હારે પશ્ચાત્તાપ કરવો પડશે. હવે સોફી સાથે મ્હારો કોઈ પણ જાતનો સંબંધ નથી; પરંતુ તેને બે કન્યાઓ અને એક પુત્ર થયેલાં છે. એમનું ભરણ પોષણ કરવું એ હું મ્હારું કર્ત્તવ્ય સમજું છું; છતાં તેમ કરવા જેટલા પૈસા હું ક્યાંથી લાવું? જો ત્રિચિનીપોલીમાં ચિરૂટનું એકાદ કારખાનું ખોલી શકું તો પછી કાંઇ દુઃખ રહે તેમ નથી; વશુ વિના નર પશુ એવી મ્હારી સ્થિતિ છે."

આ વખતે નોકર કાંઇ કાર્યાર્થે એ સ્થળે આવ્યો હતો. તેને જોઇ પોલે કહ્યું:–" અરે એ ! થોડી વ્હિસ્કી આપ."

નોકરે માલિકના મુખ તરફ જોયું. રમણીએ કહ્યું:–" આપ."

વ્હિસ્કી પીતાં પીતાં પોલે કહ્યું:–" સુશી કુશળ છેને ?"

રમણીએ દુર્લક્ષ્યથી કહ્યું:–" કુશળ છે."

પોલે 'હા હા' કરી હસ્યા પછી ઉધરસ ખાતાં ખાતાં ગ્લાસને ટેબલ ઉપર મૂકયો. રમણીએ કુતૂહલથી પોલના મુખ તરફ જોઈ પૂછયું:–" શું છે ?"

પોલે કહ્યું:–" મ્હને એક હસવા જેવી વાત યાદ આવી છે. મ્હારો પેલો મિત્ર પોલિસકોર્ટનો ટાઉટ મિસ્ટર ડિસોઝા કાલે રાત્રે શું બોલ્યો હતો એ આપ જાણો છો કે? એણે કહ્યું હતું કે, 'આ કેસમાં તમારી સ્ત્રી જ મુખ્ય સાક્ષી થશે. તમે બોઝ પાસે જઇ તમારી સ્ત્રીનું ઠેકાણું જાણી લેવાનો પ્રયત્ન કરજો. જો તેઓ ઠેકાણું કહે તો સારી વાત છે અને કદાચ નહિ કહે તો પછી સારા સારા ડિટેક્ટિવો સાથે મ્હારો સંબંધ છે. ડિટેક્ટિવ રોકીને ત્રણ જ દિવસમાં હું તમારી સ્ત્રીનો પત્તો મેળવીશ.' હા–હા–હા–મિસ્ટર બોઝ ! આપ જુઓ છો કે, લગભગ એક કલાકથી હું બેઠેલો હોવા છતાં મ્હેં સુશીનું ઠેકાણું આપને પૂછયું નથી. એ ઉપરથી આપ સહેલાઇથી સમજી શકશો કે, આપના પ્રત્યે મ્હારો શત્રુભાવ છે કે મિત્રભાવ ? સુશીનું ઠેકાણું જાણી હું શું કરું ? મ્હારે એ જાણવાની જરૂર નથી. એ જ્યાં હોય ત્યાં સુખી હોય એટલાથી જ હું સંતુષ્ટ છું. વિશેષ ખાત્રીની જરૂર હોય તો આપ કાગળ કલમ મંગાવો–સુશી ઉપરનો સઘળો અધિકાર છોડી દઇ એ સંબંધીનું કબૂલત પત્ર લખી આપવા હું તૈયાર છું."

" એમ કરવાની કાંઇ જરૂર નથી."

પોલ ચુપકીદીથી પાછો મદ્યપાન કરવા લાગ્યો. થોડા વખત પછી રમણી ઉઠી ઉભો થયો. તેણે કહ્યું:–" મ્હારે હવે બ્હાર જવાનું છે."

"ભલે." કહી પોલે પાછો ગ્લાસમાંનો મદ્ય ઉદરસ્થ કર્યો. પછી ગ્લાસને ટેબલ ઉપર મૂકી તેણે કહ્યું:-"ત્યારે રૂપિયા માટે—"

"તમે કયા અધિકારથી મ્હારી પાસે રૂપિયા માગો છો?"

"અધિકારની વાત જ ક્યાં છે? આપણા મિત્રતાના સંબંધને અંગે હું રૂપિયા માગું છું. આપના ઉપર મ્હારો શો અધિકાર હોઇ શકે?" આમ કહી પોલે નમ્રતાયુક્ત હાસ્ય કર્યું.

"મ્હારી સાથે તમારો કાંઇ સંબંધ નથી અને અધિકાર પણ નથી. હું તમને રૂપિયા આપીશ નહિ."

પોલે કપાળની શિરાઓને સંકુચિત કરી કહ્યું:-"શું કહ્યું? રૂપિયા નહિ આપો?"

રમણીએ દૃઢ સ્વરે કહ્યું:-"ના તમે જાઓ."

પોલે ખીસ્સામાંથી રુમાલ કાઢી મ્હોં લુંછ્યું. દ્વાર તરફ બે ડગલાં અગ્રેસર થઇને તેણે કહ્યું:-"મિસ્ટર બોઝ! આપ સઘળો વિચાર કરી જોજો. હું કાલે પાછો આવીશ."

"વિચારી જોવા જેવું કાંઇ નથી હું તમને ફુટી બદામ પણ નહિ આપું."

પોલે બારણાં પાસે જઇ મ્હોં પાછું ફેરવી કહ્યું:-"આ આપનો છેવટનો જવાબ છે કે?"

"હા."

"ઑલ રાઇટ. મ્હને લાગે છે કે, આવો જવાબ આપવા માટે થોડા વખતમાં જ આપને પસ્તાવું પડશે." આમ કહી નશાની ધુનમાં લથડીઆં ખાતો ખાતો પોલ બ્હાર નીકળ્યો. બારણાંની બ્હાર નીકળી જમણો હાથ ઉંચો કરી તર્જની હલાવીને તે બોલ્યો:-"કાલે આખો દિવસ હું ચુપ બેસી રહીશ. જો આપનો વિચાર બદલાય તો ચૌધુરી સાહેબને ઘેર આપ મ્હને ખબર પહોંચાડજો." આમ કહી પોલ લથડીઆં ખાતો ખાતો કમ્પાઉન્ડની બ્હાર નીકળી પડયો.

## પ્રકરણ ૨૨ મું

### નવીન વર્તમાન

સંધ્યાકાળ પછી હૉટેલમાં જઇ રમણીએ સુશીને સઘળી હકીકત કહી સંભળાવી. એ હકીકત સાંભળી સુશી કેટલીક ક્ષણ સુધી ચુપ બેસી રહી. પછી તેણે કહ્યું:–" જો એ કદાચ ડિટેક્ટિવ રોકશે તો તે મ્હારો પત્તો મેળવી મ્હને પકડી જશે કે ? "

" એમ કરવાની શક્તિ કોઇનામાં નથી. એ કેવળ તમારું ઠેકાણું જાણી જશે. જો કેસ દાખલ કરશે તો સાક્ષી ગણી તમને સમન પહોંચાડી જશે. નક્કી કરેલા દિવસે તમારે કોર્ટમાં જઇ સાક્ષી આપવી પડશે. "

" કોર્ટમાં મ્હને શું પૂછશે ? "

" તમે પોલનાં વિવાહિત પત્ની છો કે કેમ, તથા હું તમને છેતરીને લઇ આવ્યો છું કે કેમ એ પૂછશે."

" એ કેસ દાખલ કરશે કે ? "

" ખરી રીતે જો એનો સોફી સાથે વિવાહ થયેલો હશે તો એ કેસ નહિ જ કરે–એવું સાહસ જ એનાથી નહિ થઇ શકે; કેમ કે ખરી વાત જાહિર થાય તો એને પોતાને જ જેલમાં જવું પડે. પણ આજે તે જે હકીકત કહી ગયો છે તે ખરી હોય તો મ્હેં રૂપિયા આપ્યા નથી તેથી ક્રોધવશ થઇ એ કેસ કરી શકે પણ ખરો."

" જો એ કેસ કરશે તો શું થશે ? "

" કાંઇ નહિ થાય. હું કાંઇ તમને છેતરીને લઇ આવ્યો નથી. " આમ કહી રમણી હસવા લાગ્યો. પછી તેણે કહ્યું. " હું એ વિષયની ચિંતા કરતો નથી. મ્હને કેવળ એટલી ચિંતા થાય છે કે, જો સોફી સાથે તેનો વિવાહ નહિ થયો હોય તો સર્વસ્વનો નાશ થશે ! છતાં વિચારી જુઓ કે, જે આટલું બધું જૂઠું બોલી શકે છે તેની કયી વાત સાચી છે અને કયી વાત જૂઠી છે એ કેવી

રીતે જાણી શકાય ? મ્હને તો એમ લાગે છે કે, જબલપુરમાં તેણે જે હકીકત કહી હતી તે જ ખરી છે. કારણ એ વખતે જૂઠું બોલવાનો તેનો કાંઇ ઉદ્દેશ નહોતો. હમણાં તો ગંભીર ઉદ્દેશ છે. "

" હમણાં શો ઉદ્દેશ છે ? રૂપિયા મેળવવાનો કે ? "

" હા, મૂળ ઉદ્દેશ એ જ છે. એ ઉદ્દેશ પૂર્ણ કરવાના હેતુથી જ તેણે મ્હને કેસ કરવાનો ભય દર્શાવ્યો છે. જો હું એમ જાણું કે એક સ્ત્રી હયાત હોવા છતાં બીજી સ્ત્રી સાથે વિવાહ કરવાનો તેણે ગુન્હો કર્યો છે તો હું એનો ભય શા માટે રાખું ? એટલા માટે જ છાકટ સ્થિતિમાં જબલપુરમાં તેણે મ્હને જે હકીકત કહી હતી તે ખોટી છે એવું સમજાવવાનો હવે એ પ્રયત્ન કરે છે."

" વળી બીજી એક વાત મ્હને યાદ આવી છે. એ રોમન કેથોલિક હોવાથી બૅપ્ટિસ્ટ ચૅપેલમાં વિવાહ ન થઇ શકે એવું નથી. જે સ્ત્રીની સાથે તેણે વિવાહ કર્યો છે તે જો બૅપ્ટિસ્ટ હોય તો બૅપ્ટિસ્ટ ચૅપેલમાં તેમનો વિવાહ થઇ શકે."

" એમ કે ? એવું થાય કે ? "

" હા થાય. મ્હેં એવા વિવાહ જોયા છે. "

રમણીએ આરામથી નિઃશ્વાસ મૂકી કહ્યું:–" ત્યારે આજે એ મ્હને જે હકીકત કહી ગયો છે તે બધી ખોટી હોય એમ જ લાગે છે. સુશી, આવતી કાલે જ હું મદ્રાસ જઇશ. "

" પણ તમે ચાલ્યા જશો તો મ્હને ઘણો ભય લાગશે ! એ જો કદાચ અહીં આવી કાંઇ ઉપદ્રવ કરે તો ? "

" તમે પણ મ્હારી સાથે ચાલો." આપણે બન્ને જણાં મદ્રાસ જઇએ. "

" પણ કદાચ એ કેસ કરે અને આપણે બન્ને કલકત્તા છોડી ચાલ્યાં જઇએ તો તે ઠીક થાય કે ? "

" એ પણ વિચારવા જેવી વાત છે. " આમ કહી રમણી ચુપ રહ્યો. "

પછી બન્ને જણાંએ થોડા સમય સુધી આ વિષયની વાતચિત કરી. છેવટે એવો નિશ્ચય થયો કે, પોલ જ્યાં સુધી કલકત્તા ન છોડી જાય ત્યાં સુધી રમણી મદ્રાસ જશે નહિ.

સુશીનું યથાસાધ્ય સાંત્વન કરી રાત્રે નવ વાગ્યે રમણી ઘેર ગયો. રાત્રે દશ વાગ્યે જમી પરવારી નીચે પોતાની ઑફિસરૂમમાં આવી તેણે ચીરૂટ સળગાવી હતી એવામાં નોકરે આવી ચૌધુરી સાહેબનું કાર્ડ આપ્યું.

ચૌધુરી સાહેબે પ્રવેશ કરી નમ્ર ભાવથી કહ્યું:–" મિસ્ટર બોઝ ! આપને કવખતે તકલીફ આપવી પડે છે એ માટે ક્ષમા આપજો."

રમણીએ સન્માનથી તેમને બેસાડી પૂછયું:–" કેમ શું બન્યું છે ? "

ચૌધુરી સાહેબે કહ્યું:–" મ્હોટું સંકટ આવી પડયું છે. સંધ્યાકાળે પોલ મ્હારે ઘેર આવ્યો હતો. તે પહેલાં તેણે આપની મુલાકાત લીધી હતી એમ તેના કહેવાથી હું જાણી શકયો છું. ડિનર કર્યા પછી અમે છજામાં બેઠા હતા એવામાં પોલિસ લોક આવી, વૉરંટ દેખાડી પોલને બેડી પહેરાવી લઇ ગયા છે."

" આપે વૉરંટ જોયું હતું ? શો ગુન્હો હતો ? "

" હા, મ્હેં વૉરંટ વાંચી જોયું હતું. એ વૉરંટ મુંબાઇથી આવેલું છે. ગુન્હો શો છે એ હું જાણી શકયો નથી; પરંતુ એમાં ૪૦૯ કલમ લખેલી હતી."

" ત્યારે તો એ પૈસા ઉચાપત કરવાનો ગુન્હો છે. વાદીનું નામ લખેલું હતું કે ? "

" હા, પણ હું ભુલી ગયો છું. કોઇ એક કંપનીના મેનેજરનું નામ છે."

" એ કંપનીમાં પોલ નોકરી કરતો હોવો જોઇએ. પૈસા ઉચાપત કરી તે નાસી છૂટેલો હોવો જોઇએ." નવા ભપકાબંધ પોષાક, સોનાની સિગારેટ કેસ વગેરેનું ગૂઢ તત્ત્વ હવે રમણીના જાણવામાં આવ્યું.

ચૌધુરી સાહેબે કહ્યું:–" શું બન્યું છે તે જાણવાના વિચારથી હું પણ એની સાથે લાલબજારમાં ગયો હતો; પરંતુ ત્યાંથી મ્હને કાંઇ ખબર મળી નથી. કાલે પોલિસની દેખરેખ નીચે પોલને મુંબાઇ મોકલવામાં આવનાર છે એટલું જ મ્હારા જાણવામાં આવ્યું છે. મ્હેં જામીન ઉપર એને છોડાવવાનો પ્રયત્ન કર્યો હતો; પણ છોડવાની ના પાડી છે. મિસ્ટર બોઝ! હવે આપણે શું કરવું ?"

" આપણે કાંઇ કરવા જેવું નથી મિસ્ટર ચૌધુરી."

" એનાં સગાં સંબંધીઓને આ ખબર આપવાની જરૂર છે; પણ હું એના એકકે સગા સંબંધીનું નામઠામ જાણતો નથી. મ્હને લાગે છે કે, સુશીને આ ખબર આપવી જોઇએ."

" હું એમને ખબર આપીશ. પોલની બીજી એક આત્મીય વ્યક્તિનું ઠેકાણું હું જાણું છું."

" એ વ્યક્તિ કોણ છે અને ક્યાં રહે છે ?"

રમણીએ ઉઠી કબાટમાંથી સોફી પોલનો પત્ર લઈ આવી ચૌધુરી સાહેબના હાથમાં આપી કહ્યું:–" આ પત્ર વાંચો."

ચૌધુરી સાહેબે ખીસ્સામાંથી ચસમાં બ્હાર કાઢી કવર ઉપરનું શિરનામું વાંચ્યું. પછી તેઓ પત્ર કાઢીને વાંચવા લાગ્યા. પત્ર વાંચી રહ્યા પછી તેમણે પૂછ્યું:–" આ કોનો પત્ર છે ?"

" મિસિસ પોલનો."

" આપ શું કહો છો ? આ સોફી પોલની વિવાહિતા પત્ની છે કે ?"

" હા. ઇ. સ. ૧૯૦૭ ના નવેંબર માસની ૬ ઠ્ઠી તારીખે મદ્રાસના બૅપ્ટિસ્ટ ચૅપેલમાં પોલે એની સાથે વિવાહ કર્યો છે. આ જુઓ, કવરની બીજી બાજૂએ મ્હેં નોંધ કરી રાખી છે."

ચૌધુરી સાહેબે કવર ઉલટાવી રમણીએ કરેલી નોંધ વાંચી પત્રના મથાળા ઉપરની તારીખ જોઇ. પછી તેમણે પૂછ્યું:–" આ વિવાહની વાત આપને કોણે કહી ?"

"પોલે પોતે જ છાકટ હાલતમાં એ વાત કહી છે."

ચૌધુરી સાહેબે પત્રને ક્રોધથી ટેબલ ઉપર પછાડી કહ્યું:–The scoundrel! આપે આજે સ્હવારે કહ્યું હતું કે પોલે સુશીના સર્વસ્વનો નાશ કર્યો છે, એ તદ્દન ખરું છે. પોલ જેલમાં જવા યોગ્ય છે! કેવો ભયંકર માણુસ!"

રમણીએ પત્ર ઉંચકી લઇ ખીસ્સામાં મૂક્યો.

ચૌધુરી સાહેબ લમણે હાથ મૂકી વિચાર કરવા લાગ્યા. તેઓ ઉપરાઉપરી નિઃશ્વાસ મૂકવા લાગ્યા. રમણીએ પૂછ્યું:–"મિસ્ટર ચૌધુરી! આપ કાંઇ લેશો? એક કપ ચ્હા, કૉફી, વ્હિસ્કી?"

"ના, ધન્યવાદ. રાત ઘણી થઇ છે એટલે હું ઉઠું છું. આપને વિરક્ત કર્યાં છે તેથી કાંઇ માઠું લગાડશો નહિ, મિસ્ટર બોઝ." આમ કહી ચૌધુરી સાહેબ ઉઠી ઉભા થયા.

રમણીએ કહ્યું:–"બેસોને. હજી કાંઇ વિશેષ રાત્રિ વ્યતીત નથી થઇ. થોડી વાત કરવાની છે."

ચૌધુરી સાહેબ બેઠા. રમણીએ યથાક્રમે જબલપુરની સઘળી હકીકત તેમને કહી સંભળાવી. છાકટ હાલતમાં પોલે સુશી ઉપર ગુજારેલો સીતમ, પછી પોલનું પલાયન કરી જવું, મૉટર ગાડીમાં સુશીને સાથે લઈ રેલ્વે ટ્રેઇનની પાછળ જવું, નેકલેસ ચોરાવો અને તે પાછો મેળવવો, કલકત્તામાં આવી સુશીને ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાં રાખવી, ચૌધુરી સાહેબને મળવાની સુશીની ઉત્સુકતા વગેરે સર્વ હકીકત રમણીએ યથાક્રમે કહી સંભળાવી. તેણે કેવળ પોતાની બન્નેની વચ્ચે અનુરાગનો સંચાર થયો છે અને વિવાહની વાત ચાલે છે એ હકીકત ગુપ્ત રાખી. છેવટે રમણીએ કહ્યું:–"પોલ પાછો સુશીનું ઠેકાણું મેળવી, તેમની પાસે જઇ કાંઇ ઉપદ્રવ કરી શકે નહિ એ હેતુથી જ આજે સ્હવારે મ્હેં આપને એ ઠેકાણું કહ્યું નહોતું."

વાતચિતમાં રાતના અગીઆર વાગ્યા. ચૌધુરી સાહેબે કહ્યું:–

" પોતાના આવા સંકટકાળમાં સુશી આપના જેવા એક સુશિક્ષિત સદ્ગૃહસ્થનો આશ્રય મેળવી શકી છે એ હું એનું સૌભાગ્ય સમજું છું. હવે કાંઇ ભય રહ્યો નથી. આપ કૃપા કરી આવતી કાલે સુશીને મ્હારે ઘેર લઇ આવજો. Poor girl! "

આ વાતનો સ્વીકાર કરી રમણીએ કહ્યું:–" એમ જ થશે. આપને મળવા માટે તેઓ વ્યાકુળ બની ગયાં છે. "

ચૌધુરી સાહેબ ઉઠી ઉભા થયા. રમણીએ કહ્યું:–" રાત ઘણી થઈ છે. હવે આપને ટ્રામ મળી શકશે નહિ. મ્હારી ગાડી આપને પહોંચાડવા આવશે. "

" ના–ધન્યવાદ. ગાડીની કાંઈ જરૂર નથી. હું ચાલીને સહેલાઇથી જઈ શકીશ. કાલે આપ સુશીને લઇ આવજો. એને જોવા માટે મ્હારો પ્રાણ વ્યાકુળ બની ગયો છે. લ્યો હવે રજા લઉં છું–ગુડ નાઇટ." આમ કહી ચૌધુરી સાહેબે પોતાનો હાથ લંબાવ્યો.

કરકંપન કરી ચૌધુરી મહાશયને વિદાય આપી રમણી એક પત્ર લખવા બેઠો. પત્ર લખી રહ્યા પછી તેણે નોકરને કહ્યું:–" ગ્રેટ ઇસ્ટર્ન હૉટેલમાં જઇ સુશી મેમસાહેબની આયાને બોલાવી આ પત્ર આપજે તથા હમણાં જ મેમસાહેબને જગાડી પત્ર આપવાનું આયાને કહેજે. "

નોકરના ચાલ્યા ગયા પછી રમણી ઘણા વખત સુધી ચુપકીદીથી બેસી રહ્યો. તેણે વિચાર્યું:–" સુશીને જગાડી પત્ર આપવાનું કહેવડાવ્યું તો ખરું; પરંતુ ત્રણ કલાક ઉપર જે હકીકત જાણવામાં આવી છે તેથી સુશીને આજે ઊંઘ આવે એવો સંભવ નથી. આ પત્ર મળ્યા પછી તે શાન્ત જીવે ઊંઘી શકશે. "



# પ્રકરણ ૨૩ મું

## યાત્રાએ જવાની તૈયારી

**બીજે** દિવસે રમણી મદ્રાસ જવા માટે તૈયાર થવા લાગ્યો. હમણાં થોડા દિવસથી બકુરાણી સાથે તેનો વિશેષ મેળાપ થતો નહોતો; છતાં જેટલી વખત મેળાપ થયો હતો તેટલી વખત બકુરાણીએ બની શકે એટલી સાવધાનતાથી આત્મસંવરણ કરીને તેની સાથે વાતચિત કરી હતી. તેના અંતરમાં જે દુઃખનો દાવાનળ સળગતો હતો તે મુખદ્વારા તેણે પ્રકાશિત કર્યો નહોતો! આજે પતિ વિદેશ જવાના હોઇ સરસામાન બંધાય છે એવું સાંભળી તેણે પતિને પોતાની પાસે આવી જવાનો સંદેશો મોકલ્યો.

અલ્પ કાળમાં જ રમણી અવનત મસ્તકે અંતપુઃરમાં પ્રવેશ કરી શયનગૃહમાં ઉપસ્થિત થયો. બકુરાણી કીકીને હાથમાં લઇ બારી પાસે ઉભી રહી હતી. રમણીએ પૂછ્યું:-" હેં મ્હને બોલાવ્યો છે કે ?"

" હા." કહી બકુરાણી ધીમે ધીમે સ્વામી પાસે આવી ઉભી રહી. રમણીએ કીકીને લેવા માટે હાથ લંબાવ્યા. કીકી પિતાના મ્હોં તરફ જોઇ હસવા લાગી; તેણે પિતાની પાસે જવાનો આગ્રહ દર્શાવ્યો નહિ. કીકીના આચરણથી લજ્જિત બની જઇ સુશીએ કીકીને સ્વામીના હાથમાં આપી પૂછ્યું:-" કામમાં હતા ?"

કીકીએ પિતા પાસે જઇ નજીક પડેલા ટેબલ ઉપરની ફુલદાની તરફ આંગળીઓ લંબાવી કહ્યું:-" ફુ—!"

રમણીએ જોયું તો ફુલદાની ખાલી હતી. રમણીએ કહ્યું:- "ફુલ કયાં છે ?"

કીકીએ એ તરફ જ આંગળીઓ લંબાવી ફરી કહ્યું:-" ફુ—"

બકુરાણીએ હસીને કહ્યું:-" આજકાલ ફુલદાનીમાં ફુલ જોવામાં આવતાં નથી તેનું શું કારણ છે એમ એ પૂછે છે."

"એક વખતે એને લે જોઇએ. હું ફુલ લઇ આવું છું." આમ કહી રમણીએ કીકીને બકુરાણીના હાથમાં આપી. બકુરાણીએ કીકીને લઇ કહ્યું:–" પછી લાવી આપશો તો પણ ચાલશે. બેસો."

"ઑફિસરૂમમાં કેટલાંક તાજાં ફુલ પડેલાં છે તે હું લઇ આવું." આમ કહી રમણી બ્હાર નીકળી પડયો. અલ્પ કાળમાં જ ચાર પાંચ ગુલાબનાં ફુલ લઇ આવી તે સૉફા પાસે ઉભો રહ્યો.

એ ફુલ જોઇ કીકીએ આગ્રહસહિત ફુલ તરફ હાથ લંબાવ્યો. રમણીએ કીકીના હાથમાં એક ફુલ આપી, બીજું એક ફુલ બકુરાણી સ્હામે ધર્યું. બકુરાણીએ ફુલ હાથમાં લઇ કહ્યું:–" વાહ ! ઘણું સુંદર ફુલ છે! તમે આ ફુલને મ્હારી વેણીમાં ખોસી દ્યો." આમ કહી તેણે એ ફુલ સ્વામીના હાથમાં આપી મસ્તક નમાવ્યું.

રમણીએ સ્ત્રીની વેણીમાં એ ગુલાબનું પુષ્પ ખોસી દીધું. બકુરાણીએ મ્હોં ઉંચું કરી સ્વામી તરફ જોઇ એક વખત હાસ્ય કર્યું. આ વખતે રમણીએ બીજાં બધાં ફુલ ફુલદાનીમાં મૂક્યાં. પહેલાં આવા પ્રસંગે કેવળ આવા ધન્યવાદસૂચક હાસ્યથી જ રમણી સંતુષ્ટ થતો નહિ–એવા પ્રસંગે એક નિર્દિષ્ટ દાંપત્યપુરષ્કારનો દાવો તે કરતો હતો તથા લોભીની માફક તે અદા કરતો હતો. હમણાં એ સઘળી વાત બકુરાણીને યાદ આવી. તેણે ફુલને વેણીમાં બરાબર કરવાના છળથી મ્હોં નીચું કર્યું.

રમણી ફુલદાનીમાં ફુલ મૂકી આવ્યો ત્યાં સુધીમાં બકુરાણીએ પોતાના ઉચ્છૃંખલ ભાવનું દમન કર્યું હતું. રમણીએ તેની પાસે બેસીને કહ્યું:–" આજે રાતની ગાડીમાં મદ્રાસ જવાનું હોવાથી પ્રવાસની તૈયારી કરતો હતો."

"હા, મ્હેં એ વાત સાંભળી છે. થોડા દિવસ પછી જાઓ તો ચાલે તેમ નથી ?"

"આજે કયી તિથિ છે ?"

"પંચમી. પરમ દિવસે પૂજા છે. પૂજા વખતે તમે ઘેર નહિ રહો ?"

પ્રવાસમાં નીકળતાં પહેલાં બકુરાણીએ જે વાત કરી હતી તે રમણીને યાદ આવી. બકુરાણીએ કહ્યું હતું કે, તમે જ્યાં જાઓ ત્યાંથી નવમી પૂજાને દિવસે ઘેર જરૂર આવતા રહેજો. વિજયાદશમીને દિવસે આપણે બન્ને સાથે રહીશું. વળી થોડા દિવસ ઉપર પણ રમણીએ એમ કહ્યું હતું કે, તે જલ્દી મદ્રાસ જઈ આવી દશમીને દિવસે બકુરાણીને સાથે લઇ હવાફેર કરવા નીકળી પડશે; પરંતુ એ સઘળું ઉલટપાલટ થઇ ગયું ! રમણીએ મૃદુસ્વરે કહ્યું:– "બેએક દિવસમાં કામ આટોપી લેવાને હું પ્રયત્ન કરીશ."

બકુરાણીઃ—અને કદાચ વિલંબ થાય તો વધારેમાં વધારે કેટલા દિવસ લાગે ?

"અહીં બેઠે બેઠે એ સંબંધી કાંઇ ચોક્કસ કહી શકાય નહિ. મ્હને એમ લાગે છે કે, બે ચાર દિવસથી વધારે નહિ લાગે."

બકુરાણીએ કેટલીક ક્ષણ સુધી ચુપ રહીને કહ્યું:–" કાલે વિજનકુમારી આવ્યાં હતાં."

"તેમણે શું કહ્યું ?"

"વિજનકુમારીનો પુત્ર સુરેન્દ્ર કેટલાક માસથી બીમાર છે, આથી એને હવાફેર કરાવવા માટે આજે તેઓ જગન્નાથપુરી લઈ જાય છે. ત્યાં એમણે મકાન ભાડે લીધું છે."

"તેઓ ત્યાં કેટલા દિવસ રહેશે ?"

"એકાદ માસ રહેશે એમ લાગે છે."

"બીજું કાંઇ કહ્યું છે ?"

બકુરાણીએ સહજ સંકોચાતાં કહ્યું:–"તેમણે મ્હને એમ કહ્યું છે કે, 'તું પણ અમારી સાથે ચાલ. થોડા દિવસ હવાફેર થશે. વળી અમારાં એકલાંના દિવસ ત્યાં કેવી રીતે પસાર થશે ?"

રમણીએ પૂછ્યું:–" એમને ત્યાંથી કોણ કોણ જનાર છે ?"

"વિજનકુમારી તેમના પુત્રને લઇ જશે. સાથે ફોઇબા અને દાસ દાસી જશે."

"ત્હારી શી ઇચ્છા છે?"

બકુરાણીએ મૃદુ હસીને કહ્યું:–"મ્હારી ઇચ્છા ઉપર જ આધાર છે કે?"

"ત્હારું શરીર ઘણું બગડયું છે એ માટે બિલકુલ સંદેહ નથી."

બકુરાણી બોલી ઉઠી:–"ના–ના, મ્હારા શરીરને કાંઇ થયું નથી. શરીરની ચિંતાથી મ્હેં હમણાં આ વાત તમારી પાસે કાઢી નથી. વળી વિજનકુમારીને ઘેર જઇ વિશેષ દિવસ સૂધી હું કેવી રીતે રહી શકું? એ સારું દેખાય કે? મ્હેં તો બીજા વિચારથી જ આ વાત કાઢી છે."

"ત્હારો વિચાર શો છે?"

"તમે બે ચાર દિવસ પછી મદ્રાસથી પાછા ફરશો. રસ્તો એ જ છે. જો તમારી અનુમતિ હોય તો આજે હું વિજનકુમારી સાથે જાઉં. ત્યાં બે ચાર દિવસ રહી દેવદર્શન કરીશ. ત્યાર પછી મદ્રાસથી પાછા ફરતી વખતે તમે મ્હને તમારી સાથે ઘેર તેડતા આવજો."

ક્ષણકાળ રાહ જોઇ, પતિને ચુપ જોઇને બકુરાણીએ કહ્યું:– "પણ એથી તમને કાંઇ હરકત ભોગવવી પડે તેમ હોય તો મ્હારી ત્યાં જવાની ઇચ્છા નથી. દેવ કાંઇ નાસી જવાના નથી."

"ના–ના, એમાં હરકત જેવું કાંઇ નથી." રમણી મનમાં ને મનમાં વિચારવા લાગ્યો, "જેણે પોતાના સકળ સ્વાર્થનો ત્યાગ કરી મ્હારા સુખ માટે બીજી સ્ત્રી સાથે વિવાહ કરવાની સંમતિ દર્શાવી છે તેની આવી સામાન્ય પ્રાર્થનાનો અસ્વીકાર કરવો કોઇ પણ રીતે ઉચિત નથી; પરંતુ સુશી તે દિવસની માફક સ્ટેશને આવવાની ઇચ્છા દર્શાવશે તો શું થશે?"

અત્યાર સૂધીમાં કીકી માતાના ખોળામાં ઊંઘી ગઇ હતી.

તેના હાથમાંનું ગુલાબ નીચે કાર્પેટ ઉપર પડી ગયું હતું. 'કીકીને આપી આવું-તમે જતા ન રહેશો. હજી વાત કરવાની છે.' આમ કહી બકુરાણી ઉઠી ઉભી થઈ.

"ના-ના, જતો શા માટે રહું? આટલો બધો અવિશ્વાસ!" આમ કહી તેણે સહજ હસવાનો પ્રયત્ન કર્યો.

"ના-અવિશ્વાસ બિલ્કુલ નથી." આમ કહી બકુરાણી ત્યાંથી ચાલી ગઈ.

રમણી બેઠો બેઠો વિચાર કરવા લાગ્યો:-"બકુરાણીએ મુખે તો અવિશ્વાસ નથી એમ કહ્યું; પણ વાસ્તવિક રીતે એનું કહેવું ખરું છે? આટલું બધું બનવા છતાં મ્હારા તરફ વિશ્વાસ રાખવો એને માટે સંભવિત છે? મ્હેં જો કે એનાથી કોઇ પણ વાત છુપાવી નથી, એની સાથે કોઇ પણ દિવસે છળકપટ કર્યું નથી તો પણ મ્હેં જે કાંઈ કર્યું છે એ એક રીતે જોવા જતાં વિશ્વાસઘાતકતા નથી કે? વિજનકુમારી એને જગન્નાથપુરી લઇ જવા ઇચ્છે છે એનું શું કારણ હશે? એમણે સઘળી હકીકત સાંભળી હોય એમ લાગે છે. બકુરાણીએ પોતાને મુખે એ હકીકત નહિ કહી હોય-ઘરના બીજા કોઇ માણસે કહી હશે. સ્ત્રીજાતિના મનમાં વાત કેવી રીતે ગુપ્ત રહી શકે? એ હકીકત સાંભળી વિજનકુમારીએ એમ વિચાર્યું હશે કે, 'એના શરીરની સ્થિતિ આવી છે ને વળી પાછો તેનો પતિ આવી સ્થિતિમાં નવો વરઘોડો કાઢશે. એ દેખાવ બીચારી બકુરાણીથી કેવી રીતે જોઈ શકાશે! એને અહીંથી ખસેડી બીજે સ્થળે લઇ જવામાં જ સાર છે.' બકુરાણી વિજનકુમારીના પ્રસ્તાવનો અસ્વીકાર કેમ કરતી નથી? એના મનમાં શું છે એ કોણ જાણે છે? તેણે જે સંમતિ દર્શાવી છે તે થોડા દિવસમાં પાછી ખેંચ લેશે? તે શું એમ કહેશે કે, 'તમે સ્વામી છો-સ્વાધીન છો, ઇચ્છ હોય તેમ કરી શકો છો; પરંતુ આ વાતમાં મ્હારી સંમતિ નથી-તમારા ઉપર અભિમાન કરીને જ પ્રથમ મ્હેં સંમતિ દર્શાવી હતી

એ સંમતિ મ્હારા હૃદયની નહોતી.' જો બકુરાણી કદાચ આમ કહે તો હું એને શો ઉત્તર આપી શકું ?"

બકુરાણી આવી પહોંચી એટલે રમણીનો વિચારપ્રવાહ બંધ પડી ગયો. સ્વામીની પાસે ઉભી રહી બકુરાણીએ મૃદુસ્વરે પૂછ્યું:–"તમે કમ્પાર્ટમેન્ટ રિઝર્વ કરાવ્યો છે કે ?"

"આમ પૂછવાનું કારણ શું છે ?"

"સૌદામિની બ્હેન કહે છે કે, 'ભાઈ રજા આપતા હોય તો હું પણ ત્હારી સાથે આવું. મ્હને પણ દર્શન કરવાની ઘણી ઇચ્છા છે.' અમે ત્રણ જણાં–હું, સૌદામિની બ્હેન અને કીકીની દાસી. અમારી ત્રણેની જગ્યા વિજનકુમારીના ડબ્બામાં કેવી રીતે થઇ શકે ?"

"ના, મ્હેં ડબ્બો રિઝર્વ કર્યો નથી. એકલાને જવાનું હોવાથી તેમ કર્યું નથી."

"હમણાં રીઝર્વ નહિ થઇ શકે ?"

રમણીએ માથું હલાવતાં હલાવતાં કહ્યું:–"ના, પૂજાના દિવસોમાં ઓછામાં ઓછા આઠ દિવસ પહેલાંથી રિઝર્વનો બંદોબસ્ત કરી રાખવો પડે છે."

"બરાબર વિજનકુમારીએ પણ એમ કહ્યું હતું ખરું કે, તેમણે એક અઠવાડીઆથી કમ્પાર્ટમેન્ટ રીઝર્વ કરાવી રાખ્યો છે. ત્યારે હવે શું કરીશું ?"

"મ્હારો કમ્પાર્ટમેન્ટ તદ્દન ખાલી તો નહિ જ રહે. પૂજાના દિવસોમાં ગિર્દી પુષ્કળ થાય છે. સગવડ જોઇને સ્ત્રીઓના કોઇ કમ્પાર્ટમેન્ટમાં હું તમને બેસાડી દઇશ."

બકુરાણીએ સૉફા ઉપર બેસીને કહ્યું:–"ત્યારે અમે આવવાનાં છીએ એવો પત્ર હું વિજનકુમારીને લખી મોકલું કે ?"

"હા, લખી મોકલ. હવે કાંઇ કહેવું છે ? નીચે હજી મ્હારે ઘણું કામ આટોપવાનું છે." આમ કહી રમણી ઉઠી ઉભો થયો.

"ના, કાંઇ કહેવું નથી. ઑફિસ રૂમમાં જઇ કમ્પાર્ટમેન્ટ રીઝર્વ થઇ શકે તેમ હોય તો ટેલિફોનથી પૂછી જોજો."

"ઠીક, પૂછી જોઉં છું." કહી રમણી નીચે ચાલ્યો ગયો.

## પ્રકરણ ૨૪ મું

### વિદાય

બપોરે બે વાગ્યે રમણીમોહન સુશીલા પાસે ગયો. સુશીએ તેને જોઇ, ઠપકો આપતી હોય એવા ભાવથી કહ્યું:—"આટલી બધી વાર ! સ્હવારે એક વખત ન આવી જવાય કે ? કાલે રાત્રે આ ચીટ્ઠી લખી ત્યાર પછી બીજી કાંઇ ખબર પણ મ્હને મોકલી નહિ!"

રમણીએ કહ્યું:—" આજે રાતની ગાડીમાં જ હું મદ્રાસ જઇશ. સરસામાન બંધાવવામાં રોકાયલો હોવાથી સ્હવારે અહીં આવવાનો વખત મળ્યો નથી."

" આજે રાત્રે જ જશો ? એટલી બધી ઉતાવળ કરવાની શી જરૂર છે ? "

રમણી સહજ હસ્યો. તેણે કહ્યું:—" અહીં આવતી વખતે પોલિસઑફિસમાંથી મ્હેં ખબર મેળવી છે. ચૌધુરી સાહેબે કાલે રાત્રે જે વાત કહી છે તે ખરી છે. એ દુરાચારીને આજે રાત્રે જ મુંબાઇ લઇ જવામાં આવનાર છે. હવે તમને કોઇ પણ પ્રકારનો ભય રહ્યો નથી. તમે નિશ્ચિંત રહો. હું મદ્રાસનું કામ જલ્દી આટોપી અત્રે પાછો આવીશ. " આમ કહી રમણીએ સુશીનો હાથ પોતાના હાથમાં લીધો.

ગઇ રાત્રે ચૌધુરી સાહેબ સાથે જે સઘળી વાતચિત થઇ હતી તે સંક્ષેપમાં રમણીએ સુશીને જણાવી. એ સાંભળી સુશીએ કહ્યું:—" જ્યારે તમે એમને સઘળી વાત કહી ત્યારે પછી આપણા—"

" આપણા પ્રેમની વાત ? વિવાહની વાત કે ? એ વાત એમને શા માટે નથી કહી તે તમે જાણો છો કે ? એક પુરુષ બે વખત વિવાહ કરે છે એ જાણી તેઓ ચમકી ઉઠત. વળી પોલની કયી હકીકત ખરી છે એ જાણ્યા સિવાય એમને કાંઇ કહેવું મ્હને ઉચિત લાગ્યું નથી. ઇશ્વર જો વખત આપશે તો એક દિવસે તેઓ એ વાત પણ સાંભળશે ! તમને પોતાને ઘેર તેડી લાવવાને। કાલે તેમણે મ્હને ઘણો આગ્રહ કર્યો છે, તેનું કેમ કરવું ? હમણાં આપણે ત્યાં જઇશું ? "

" એ વિષયને। વિચાર કરીએ છીએ. મદ્રાસમાં તમને કેટલો વખત લાગશે ? "

" જો મદ્રાસના બૅપ્ટિસ્ટ ચૅપેલમાં જતાં, ઇ. સ. ૧૯૦૭ ના નવેંબર માસની છઠ્ઠી તારીખે સોફી સાથે પોલને। વિવાહ થયો હતો એવું મ્હારા જાણવામાં આવશે તો એક જ દિવસમાં હું પાછો ફરી શકીશ અને જો કદાચ એવું જાણવામાં નહિ આવે તો એ સ્ત્રીને મ્હારે શોધી કાઢવી પડશે. જબલપુરમાં મ્હેં જ્યારે તેને। પત્ર જોયો હતો ત્યારે તે મદ્રાસમાં જ હતી. એ સ્થળે જો તેને। પત્તો નહિ લાગે તો મ્હને તપાસ કરતાં વખત લાગશે. સંપૂર્ણ તપાસ કર્યા સિવાય હું પાછો ફરનાર નથી. " આમ કહી બીજી દિશા તરફ જોઇ રમણી વિચાર કરવા લાગ્યો.

થોડા સમય પછી સુશીએ પૂછ્યું:-" શો વિચાર કરો છો ? "

રમણીએ કહ્યું:-" હું એવો વિચાર કરું છું કે, જો મ્હને પાછા ફરતાં વિલંબ થાય તો ? હું આવું ત્યાં સૂધી તમે ચૌધુરી સાહેબને ઘેર જઇ રહી શકશો ? "

આ વાત સાંભળી સુશી વિચાર કરવા લાગી. છેવટે તેણે પૂછ્યું:-" તમારી શી સલાહ છે ? "

" મ્હને કેવળ એક પ્રકારની ચિંતા રહે છે. મદ્રાસ જઇને હું ત્યાંની હકીકત જાણી ટેલિગ્રામ કરું તો એ માણસો એ વિષયના

પ્રશ્નો પૂછી તમને કંટાળો નહિ આપે ? અગાઉથી જ વાત ચોળી-ને ચીકણી કરવી એ મ્હને ઠીક લાગતું નથી. યથા સમયે સઘળી હકીકત તેઓ જાણી શકશે. ”

“ હમણાં આવી સ્થિતિમાં એમને ત્યાં જઇને રહેવાની મ્હારી પણ ઇચ્છા થતી નથી. હું એમને મળી આવીશ ખરી. ”

થોડા સમય પછી બન્નેએ એવો નિશ્ચય કર્યો કે, ચૌધુરી સાહેબને ઘેર બન્નેને સાથે જવાની કાંઇ જરૂર નથી. ચ્હા પી રહ્યા પછી રમણી જ્યારે ઘેર જશે ત્યારે સુશી પણ ભાડાની ઘોડાગાડીમાં બેસી ચૌધુરી સાહેબને ઘેર જઇ આવશે.

સુશીએ પૂછ્યું:–“ તમે સ્ટેશને જતી વખતે મ્હને અહીંથી સાથે લઇ જશો કે ? ”

રમણીએ સહજ હસીને કહ્યું:–“ ના, સુશીલા ! આજે તમે સ્ટેશને ન આવશો. ”

“ કારણ ? ”

રમણીએ કારણ કહી સંભળાવ્યું. એ સાંભળી સુશી કાંઇ વિચારવા લાગી. બકુરાણી સાથે જનાર છે એમ જાણી સુશીનું મન ક્ષુણ્ણ થયું હોય એમ રમણીને લાગ્યું; પરંતુ અલ્પકાળ પછી સુશીનું આચરણ જોઇ અને તેનાં વચન સાંભળી રમણી સહજ વિસ્મિત થયો.

સુશીએ રમણીનો હાથ પોતાના હાથમાં લઇ બીજે હાથ તેના ખભા ઉપર રાખી સ્નેહપૂર્ણ સ્વરે કહ્યું:–“ જુઓ, બકુરાણી-ની એક પ્રાર્થના તમે સ્વીકારી છે; મ્હારી પણ એક પ્રાર્થના સ્વીકારશો કે ? ”

“ શી પ્રાર્થના છે ? ”

“ પ્રથમ સ્વીકારવાનું કહો. ”

“ શી પ્રાર્થના છે તે મ્હને કહો તો ખરાં ! ”

“ હું પણ સ્ટેશને આવીશ. તમે મ્હને સાથે લઇ જવાની ના કહો છો તો હું એકલી આવી શકીશ. હું સ્ટેશને આવી બકુરાણીનું દર્શન કરીશ. ”

રમણીએ હસીને કહ્યું:–" દર્શન કરવાથી શું થશે ? "

" જેમણે મ્હારે માટે પોતાના સકળ સ્વાર્થનું બળિદાન આપ્યું છે તેમનું દર્શન કરવાની તથા તેમની સાથે આલાપ કરવાની મ્હને ઇચ્છા ન થાય કે ? "

" કેવી રીતે આલાપ કરશો ? બકુરાણીને તમે કેવી રીતે ઓળખી શકશો ? વળી ત્યાં સૌદામિની અને વિજનકુમારી પણ હશે ! "

સુશીએ ભ્રકુટી ચઢાવી કહ્યું:–" ઠીક, તમે મ્હારી સાથે એમની ઓળખાણ નહિ કરાવી આપો કે ? "

રમણી મૃદુહાસ્ય કરવા લાગ્યો. તેણે કહ્યું:–"થોડા દિવસ પછી બધું થશે; ઉતાવળ કરવાની શી જરૂર છે ? "

છેવટે સુશીને અનેક રીતે સમજાવી ત્યારે જ તેણે સ્ટેશને જવાનો વિચાર માંડી વાળ્યો.

ચ્હા પી, જરૂરી વાતચિત કરી લઇ રમણી વિદાય થવા માટે ઉઠી ઉભો થયો. સુશીનો હાથ પકડી કોમળકંઠે તેણે કહ્યું:–" લ્યો, હવે રજા લઉં છું. "

સુશી ટેબલની કાર્પેટ તરફ જોઇ રહી. એકાએક તેનાથી કાંઇ બોલી શકાયું નહિ. રમણીએ તેના ભાવનું દર્શન કરી કહ્યું:–" બે ચાર દિવસમાં તો હું પાછો આવનાર છું ! " આ વખતે રમણીનો કંઠ ભારે થઇ ગયો હતો.

સુશીએ મ્હોં ઉંચું કરી કહ્યું:–" થોડો વખત બેસો. "

રમણી બેઠો. સુશીએ કહ્યું:–" આપણું બન્નેનું પ્રથમ દર્શન કયે દિવસે થયું હતું એ તમને યાદ છે કે ? "

રમણી મનમાં ને મનમાં તારીખનો હિસાબ ગણવા લાગ્યો. સુશીના મુખ ઉપર મૃદુહાસ્ય જોઇ તેણે પૂછ્યું:–" તમે હસો છો કેમ ? "

" હિસાબ કરો છો કે ? "

" હા, કલકત્તા મ્હેં ૨૨ મી ઑગસ્ટે છોડયું હતું. બીજે

દિવસે અલ્હાબાદ પહોંચ્યો હતો. ત્યાં પાંચ દિવસ રહ્યો હતો. ૨૮ મી તારીખે ત્યાંથી નીકળી—"

સુશી વચ્ચે જ બોલી ઉઠીઃ–" એટલો બધો હિસાબ કરવાની જરૂર નથી. સાતમી સપ્ટેંબરે આપણાં ચતુર્ચક્ષુનું પ્રથમ મિલન થયું હતું. "

" હા, એ બનવા જોગ છે. "

" બનવા જોગ નહિ પણ ચોક્કસ છે. આપણા પરિચયને આજે એક મહિના ઉપર પાંચ દિવસ થયા છે. આ પાંત્રીસ દિવસમાં આપણે બન્નેએ એકબીજાંને ન જોયાં હોય એવો એક પણ દિવસ ગયો છે કે ? "

" ના. "

" પરંતુ કાલે હું તમને જોઇ શકીશ નહિ. લગભગ સાત આઠ દિવસ સુધી મ્હારે તમારા દર્શનસુખથી વંચિત રહેવું પડશે. " આટલું બોલી સુશીએ નીચું જોયું.

રમણીએ પ્રેમથી તેનું મ્હોં ઉંચું કર્યું. સુશીએ કહ્યુંઃ–" કેવળ એક બે વખત દર્શનસુખથી વંચિત થવાય એવો પ્રસંગ ઉપસ્થિત થયો હતો. "

રમણીએ કહ્યુંઃ–" જે દિવસે તમારો નેકલેસ મેળવવા ગયો હતો તે દિવસે એમ બન્યું હતું ખરું; પરંતુ એ રાત્રે પરત આવી, તમને જગાડી તમારા કંઠમાં મ્હેં નેકલેસ પહેરાવી દીધો હતો. "

" મ્હને કાંઇ તમે જગાડી નહોતી. પેલી આયાએ 'મેમસાહેબ ! ઉઠો. સાહેબ આવ્યા છે.' એમ કહી મ્હને જગાડી હતી. એ આયા ઘણી સારી હતી. એ દિવસે આયાએ મ્હને એક વાત કહી હતી તે હજી સુધી મ્હેં તમને જણાવી નથી. એ વાત મ્હને ઘણી મધુર લાગતી હતી ! પરંતુ એ વખતે તેના કહેવા પ્રમાણે બનવું સર્વથા અશક્ય હતું. "

રમણીએ કુતૂહલથી પૂછ્યુંઃ–" શી વાત તેણે કહી હતી ? "

સુશી કહેવા લાગીઃ–" તે દિવસે ત્રણ વાગ્યાની ટ્રેઇનમાં તમે ઝબલપુર ગયા હતા. તમને ટ્રેઇનમાં બેસાડી ડાકબંગલામાં આવી, આરામખુરસીમાં આડી પડી, હાથથી મ્હોં ઢાંકી હું રડતી હતી. થોડા સમય પછી આયાએ આવી શું કહ્યું એ જાણો છો કે ? તેણે કહ્યું, 'મેમસાહેબ ! રડશો નહિ. કોના સ્વામીને બ્હાર ગામ જવું પડતું નથી ?' એ વાત સાંભળી હું ચમકી ઉઠી હતી. મ્હેં તેને કહ્યું, 'કોણ મ્હારા સ્વામી છે ?' એણે કહ્યું, 'હજી તેઓ આપના સ્વામી થયા નથી એ ખરું છે, પણ બે દિવસ પછી સ્વામી થશે! બધું સરખું છે. ઇશ્વર જેમના અંતરમાં પરસ્પર પ્રત્યે પ્રેમ ઉત્પન્ન કરે છે તેઓ સ્વામી સ્ત્રી જ છે."

" એવી એક અશિક્ષિતા આયાના મુખમાંથી આવાં વચન નીકળ્યાં એ આશ્ચર્યજનક છે !"

" આશ્ચર્યજનક નહિ તો બીજું શું! પણ તેણે કહ્યું હતું તેમજ થયુંને ? જુઓ આજે મ્હેં તમને એક ગુપ્ત વાત કહી છે."

રમણીએ કેટલીક ક્ષણ સુધી માનસિક આનંદ અનુભવ્યો. પછી તેણે કહ્યુંઃ–" તમે મ્હને એક ગુપ્ત વાત કહી હવે હું તમને એક ગુપ્ત વાત કહું છું તે દિવસે રાત્રે લગભગ ત્રણ વાગ્યે મ્હેં તમારા કંઠમાં જ્યારે નેકલેસ પહેરાવ્યો અને તમારું મ્હોં હાસ્યથી પ્રફુલ્લ બની ગયું ત્યારે મ્હારા મનમાં શો વિચાર આવ્યો હતો તે જાણો છો ? મ્હને એવો વિચાર આવ્યો કે, માલ્યદાન એક પક્ષી થયું. આ જીવનમાં બીજા પક્ષ તરફ માલ્યદાન થઇ શકે તેમ નથી !"

" એ વખતે મ્હને પણ એવો વિચાર આવ્યો હતો. બરાબર એક માસ ઉપરની એ વાત છે. બીજા એક માસ પછી કપાળમાં શું નિર્માણ થયેલું છે એ હું જાણતી નથી !" આમ કહી સુશીએ એક ગાઢ નિઃશ્વાસ મૂક્યો.

રમણી સુશીનું સાંત્વન કરી લગભગ પાંચ વાગ્યે વિદાય થયો.



# પ્રકરણ ૨૫ મું

## વિજયા–મિલન

આજે મહાનવમી હતી. શરતના ઉજવળ પ્રભાતનો પ્રકાશ જળ સ્થળ ઉપર ફેલાયો હતો. સ્હવારથી જ કેટલાક ગૃહસ્થો સમુદ્રતટ ઉપર સ્વાસ્થ્યપ્રાપ્તિની કામનાથી પરિભ્રમણ કરતા હતા. જેમ જેમ રૌદ્ર પ્રખર થતો હતો તેમ તેમ તેમની સંખ્યામાં ઘટાડો થતો હતો.

સમુદ્રતટથી થોડે દૂર એક સાદો ન્હાનો બંગલો હતો. બંગલાની આસપાસ રેલિંગવાળું કમ્પાઉન્ડ હતું. એ બંગલાના બીજા માળના છજામાં પીઠવાળી એક લાંબી બેંચ ઉપર સૌદામિની એકલી બેસી સમુદ્ર તરફ જોઇ રહી હતી. કમ્પાઉન્ડમાં આવેલાં કેટલાંક ઉંચા વૃક્ષોની ડાળીઓ અને પાંદડાં સમુદ્રવાયુના સ્વાસ્થ્યનો ઉપભોગ કરી અભિમાનમાં હાલતાં હતાં. કમ્પાઉન્ડમાં કેટલીક પુષ્પલતાઓ હોઇ લાલ, પીળાં, સફેદ અને ગુલાબી રંગનાં પુષ્પોથી એ લતાઓ શોભતી હતી. કમ્પાઉન્ડનો કેટલોક ભાગ હરવા ફરવા માટે ખાલી રાખેલો હતો. એ ભાગમાં કેવળ લીલું ઘાસ ઉગેલું હતું. જે સ્થળે સૌદામિની બેઠી હતી એ સ્થળ બંગલાનો પાછળનો ભાગ હતું અને એ તરફ જ સમુદ્ર આવેલો હતો. સ્હામેનો દરવાજો તીર ઉપરથી જતા રાજમાર્ગ ઉપર હતો. દરવાજાના બન્ને બાજૂના થાંભલા ઉપર અંગ્રેજી અને બંગાળીમાં બંગલાનું નામ 'સિંધુનિવાસ' લખેલું હતું.

ધીમે ધીમે નવ વાગ્યા. વિજનકુમારીનો પતિ વિપિનચંદ્ર થોડા વખતથી ફરીને આવ્યો હતો. તેની પરિચર્યા કરી વિજન સૌદામિની પાસે આવીને બેઠી. વાત કરતી કરતી બન્ને જણી સમુદ્રવક્ષ ઉપર તરંગમાળાની નૃત્યલીલાનું દર્શન કરતી હતી. આજે પાંચ દિવસથી તેઓ સર્વ અત્રે આવ્યાં હતાં. પાંચ દિવસથી સમુદ્રનું દર્શન કરવા છતાં સૌદામિનીની આકાંક્ષા તૃપ્ત થતી નહોતી.

સમુદ્રનું દર્શન કરવાનો રોગ સૌદામિનીને હતો અને દેવદેવાદિનું દર્શન કરવાનો રોગ બકુરાણીને હતો. બકુરાણી હમણાં બંગલામાં નહોતી. કીકીને દાસી પાસે સોંપી વિજનની ફોઇબા સાથે તે દેવદર્શન કરવા ગઇ હતી. બન્ને વખત માટે એક ગાડીનો બંદોબસ્ત કરેલો હતો. કોચબૉક્ષ ઉપર બેસી ગોરદેવતા બન્ને વખત બરાબર હાજર થતા હતા. પોતાનો પુત્ર બીમાર હોવાથી વિજન બ્હાર જઇ શકતી નહોતી. સૌદામિની એક વખત દર્શન કરી આવી હતી. પુરીનો ત્યાગ કરતી વખતે પુનઃ એક વાર દર્શન કરવા જવાનું કહી હમણાં તેણે રજા મેળવી હતી. બકુરાણી હમ્મેશાં સમુદ્રસ્નાન કરતી હતી; પરંતુ સૌદામિનીએ પ્રથમ દિવસે સમુદ્રસ્નાન કરી ભયને લીધે એ કાર્ય બંધ કરી દીધું હતું. બકુરાણીનું હમ્મેશાં સમુદ્રસ્નાન કરવાનું સાહસ જોઇ સૌદામિનીએ તેને ' બહાદુર બાળા 'ની ઉપાધિ અર્પણ કરી હતી.

હમણાં બન્ને સખીઓ વચ્ચે બકુરાણીની જ વાતચિત ચાલતી હતી. સૌદામિનીએ કહ્યું:-" એનું મન દુઃખી હોવાથી તે દેવદર્શન કરતી ફર્યા કરે છે ખરેખર, એને જોઇ ઘણું લાગી આવે છે. એણે આવા કામમાં શા માટે રજા આપી ? "

વિજનકુમારીએ કહ્યું:-" એનું માથું બગડી ગયું છે. "

સૌદામિનીઃ—જો એ વાત પ્રથમથી મ્હારા જાણવામાં આવી હોત તો હું એને રજા આપવા દેત નહિ.

વિજનઃ—એ ઘણી વિચિત્ર છે. રમણીબાબુ સાથે એ સંબંધીની વાત થઇ ત્યારે ઘરમાં તમે હતાં, ભાભી હતાં છતાં તેણે તમને કોઇને કાંઇ પૂછ્યા વગર એકદમ રજા આપી દીધી ! સ્ત્રીજાતિથી એવું થઇ શકે ખરું કે ?

" ખરું છે, બહાદુર બાળા સિવાય બીજા કોઇથી એવું બની શકે નહિ. "

આ શબ્દો સાંભળી વિજનને સહજ હસવું આવ્યું. તેણે કહ્યું:

–" આપણે હોઇએ તો કાળાંતરે પણ એવી રજા ન આપીએ. જો એવું કાંઇ જોવામાં આવે તો એમજ કહીએ કે, ' તમારી ખુશી હોય એમ કરો, અમારો મત લેવાની જરૂર નથી. ' ઠીક છે, એણે રજા આપી છે તેથી બગડી શું ગયું ? હવે એમ કહે કે, ' મ્હારી રજા નથી. ' એટલે થયું. "

" હવે તે એમ નહિ જ કહે. મ્હેં અનેક રીતે એને સમજાવવાનો પ્રયત્ન કર્યો છે; પણ એ કાંઈ સાંભળતી નથી. તમે તે દિવસે એને ઉર્વશી–મિલનનું નાટક જોવા લઇ જઇને જ બધું બગાડયું ! એને કાંઇ કહીએ તો તે એમજ કહે છે કે, 'એમાં દોષ જેવું શું છે ? હમ્મેશાં આપણા દેશમાં એવું બનતું આવ્યું છે. આ કળિકાળમાં આપણે મેમસાહેબ બની જઇએ તે સારું કહેવાય કે ? ' હવે એને કોણ સમજાવે ? "

વિજનકુમારી સમુદ્ર તરફ જોઇ બેસી રહી. થોડા સમય પછી તે કહેવા લાગીઃ–" તું ગમે તે કહે; પણ પુરુષ જાતનો કાંઇ વિશ્વાસ નથી ! બન્ને વચ્ચે પહેલાં કેટલો બધો પ્રેમ હતો ! બન્ને જણાં એક દિવસ માટે પણ અલગ રહી શકતાં નહોતાં. ફક્ત બેચાર દિવસ માટે એક અંગ્રેજી ભણેલી છોકરી સાથે મૉટરમાં ફરી તેઓ તેના પ્રેમમાં પડી ગયા ! પ્રેમમાં પડતાંની સાથે જ ડુબી ગયા ! ઠીક, એ છોકરી દેખાવમાં કેવી છે ? બહુરાણી કરતાં બહુ રૂપાળી છે કે ? "

સૌદામિનીએ કહ્યુંઃ–" એ સંબંધી મ્હેં કાંઇ સાંભળ્યું નથી. તે વિશેષ રૂપાળી હોય યા ન હોય; પણ રૂપાળી સુંદરી જોઇ પુરુષ પ્રેમમાં પડી જાય એવું કાંઇ નથી. "

વિજને કહ્યુંઃ–" ના–ના, એવું કાંઇ નથી. કોઇનું મન કાંઇ એમને એમ ડુબી જતું નથી. કોઇ પણ એક કારણ તો જરૂર હોય છે જ. એ અંગ્રેજીમાં વાત કરે છે, પિયાનો બજાવી ગાય છે, સાથે બેસી ટેબલ ઉપર ખાણું લે છે, એ સઘળાં કારણથી જ આજકાલના સાહેબી મિજાજના માણસનું મન મુગ્ધ બની જાય છે. કલકત્તા

પછી હું મ્હારી કન્યાને કન્યાવિદ્યાલયની બોર્ડિંગમાં મોકલનાર. આજકાલ બુટમોજાં ઘણી હિંદુ સ્ત્રીઓ પહેરે છે, પિયાનો બજાવે છે; છતાં હવે એટલાથી ચાલી શકતું નથી ! છૂટે મુખે જીમાં વાતચિત કરતાં આવડવું જોઇએ અને ટેબલ ઉપર બેસી ; લેતાં પણ આવડવું જોઈએ. ”

સૌદામિનીએ કહ્યું:-“ તમારી કન્યા પણ ટેબલ ઉપર બેસી શું લેશે ! એવો અનાચાર તમારાથી જોઈ શકાશે ? ”

“ શું કરવું ? આ સઘળો કાળધર્મનો મહિમા છે ! જો કન્યા ાઇને વશ ન રાખી શકે તો પછી એકલા આચારને ધોઇ કે ? ”

આ વખતે પર્દાવાળી ગાડી આવી પહોંચ્યાનો ધ્વનિ સંભળાયો. ને કહ્યું:-“ તેઓ આવી પહોંચ્યાં. ”

સૌદામિનીએ કહ્યું:-“ બ્હેન ! હું મ્હારી હાર કબૂલ કરું તમે એક વખત વહૂને સમજાવોને. ”

વિજને કહ્યું:-“ મ્હેં પણ એને ઘણું કહ્યું છે. ત્હારી હાજ- ાં એને મ્હેં કહ્યું હતું એ તને યાદ નથી કે ? ”

“ ના—ના, મ્હારી ગેરહાજરીમાં તમે ફરી એને સમજાવ- ા પ્રયત્ન કરજો નહિ તો સંસારનું સત્યાનાશ વળી જવાનો ે ભય રહે છે. ”

“ ઠીક છે, હું ફરી પ્રયત્ન કરી જોઇશ; પરંતુ એણે તમારું નું ન સાંભળ્યું તો પછી મ્હારું ક્યાંથી સાંભળશે ? ”

આ વખતે અંદરના ઓરડામાં પગલાંનો અવાજ સંભળાયો. સાથે એવું વાક્ય સંભળાયું કે, ‘ દાસી—ઓ દાસી, કીકીને લઇ વ. ’ પછી ઠકુરાણી બ્હાર આવી. તેના કંઠમાં ફુલમાળા અને ળમાં ચંદન હતું.

વિજને કહ્યું:-“ કેમ પુણ્યવતી, પુણ્ય કરી આવી કે ? ”

" હા. " કહી બકુરાણી જાણે થાકી ગઇ હોય એવા ભાવથી બેંચના એક ખુણા ઉપર બેસી પડી. સૌદામિનીના મુખ તરફ જોઇ તેણે પૂછ્યું:–" કાગળપત્ર આવ્યો છે કે ? ટેલિગ્રામ છે કે ? "

સૌદામિનીઃ–" ના, કાંઇ નથી. "

" એમ કહી ગયા હતા કે, ચાર દિવસથી વિશેષ વખત નહિ લાગે. આજે પાંચ દિવસ થયા છે. મદ્રાસ પહોંચ્યા પછી એક ટેલિગ્રામ કર્યો છે; ત્યાર પછી કોઇ પણ પ્રકારની ખબર આવી નથી. "

સૌદામિનીએ કહ્યું:–" મ્હને એમ લાગે છે કે, આજકાલમાં આવી પહોંચશે; તેથી જ—"

બકુરાણી વચ્ચે જ બોલી ઉઠીઃ–" તેઓ તાર કર્યા સિવાય બ્હારથી એકાએક આવે છે ખરા ? "

" ના, આવતા તો નથી. આજે આખા દિવસમાં કાંઇ ખબર આવવી જોઇએ. "

"તેમની તબિયત કેવી હશે ! " આટલું બોલતાંમાં બકુરાણીનું મ્હોં ચિંતાતુર બની ગયું. વિજન અને સૌદામિની તેનું સાંત્વન કરવા લાગી. કાગળ લખ્યો હશે પણ પોષ્ટની ગફલતથી ગેરવલ્લે ગયો હશે, જો આજે ત્યાંથી રવાના થસે તો સ્ટેશને આવી ટ્રેઇનમાં બેઠા પહેલાં ટેલિગ્રામ કરશે અને એ ટેલિગ્રામ સંધ્યાકાળના અરસામાં આવી પહોંચશે, આવી રીતે વિજને અને સૌદામિનીએ બકુરાણીને સમજાવી શાન્ત કરી.

આ વખતે દાસી કીકીને લઇ આવી. બકુરાણી કીકીને ખોળામાં બેસાડી રમાડવા લાગી. માતાના કંઠની ફુલમાળા કીકી રોજ પડાવી લેતી હતી; આજે પણ તેણે ફુલમાળા પડાવી લીધી.

થોડા સમય પછી કીકીને સૌદામિનીના હાથમાં આપી બકુરાણી સ્નાન કરવા ગઇ. સમુદ્રનાન કરી શરીરપર ચોંટેલી રેત વગેરે ધોઇ નાખવા માટે બકુરાણી હમ્મેશાં ઘેર આવીને સ્નાન કરતી હતી.

બકુરાણીએ સ્નાનગૃહમાં પ્રવેશ કર્યો એટલે વિજનકુમારી પતિ પાસે ચાલી ગઇ. એ વખતે વિપિનચંદ્ર મ્હોં ગંભીર કરી ધૂમ્રપાન કરતો હતો. તેની પાસેના ટેબલ ઉપર પીળા રંગનું એક કવર પડેલું હતું. વિજને ઝડપથી એ કવર ઊંચકી લઇ પૂછ્યું:-" આ કોનો તાર છે ?"

વિપિનચંદ્રે કહ્યું:-" એસ કહું છું. "

સ્વામીના હાવભાવ જોઇ વિજનકુમારી ઉત્કંઠિત બની ગઈ. તેણે કવરમાંથી ટેલિગ્રામ બ્હાર કાઢયો; પરંતુ તેને અંગ્રેજી આવડતું નહોતું. તેણે પૂછ્યું:-" રમણીમોહનનો તાર છે કે ? "

" હા, તેઓ બીમાર છે. "

વિજનકુમારીએ ચમકી ઉઠી કહ્યું:-" બીમાર છે ? શું થયું છે?"

" તાવ આવે છે. આજે સ્હાંજની ટ્રેઇનમાં અત્રે આવી પહોંચશે. તેમની સાથે એક ડૉક્ટર પણ આવે છે. સ્ટેશને પાલખી મોકલવા લખ્યું છે. "

" તાર ક્યારે આવ્યો ? "

" અડધો કલાક થયો હશે. "

" ભય જેવું છે કે ? "

વિપિનચંદ્રે ભ્રકુટી ચઢાવી મૃદુ સ્વરે કહ્યું:-" ભય જેવું નથી એમ પણ કેવી રીતે કહી શકું ? સામાન્ય તાવ હોત તો સાથે ડૉક્ટર શા માટે આવત ?"

વિજનકુમારીએ ટેલિગ્રામ ટેબલ ઉપર મૂકીને કહ્યું:-" કેવા દુઃખદાયક સમાચાર ! બકુરાણી સ્નાન કરવા જતાં પહેલાં પૂછતી હતી કે કાગળ કિંવા તાર કેમ ન આવ્યો ? કાંઇ સમાચાર આવ્યા નથી એવું સાંભળી તેનું મુખ લેવાઇ ગયું હતું. હવે જો સારી સ્થિતિમાં અત્રે આવી પહોંચે તો સારું. હું જઇને તેને આ ખબર કહું છું."

વિપિનચંદ્રે નાક આગળ હાથ ધરી કહ્યું:-" ના-ના, હમણાં તું કાંઇ કહીશ નહિ. આ સમાચાર સાંભળી તે અત્યંત ભયભીત બની જશે. પ્રથમ રમણીમોહનને આવવા દે. એમની સ્થિતિ કેવી છે એ કેમ કરીને સમજી શકાય ? "

21

સંધ્યાકાળે વિપિનચંદ્ર પાલખી લઇ સ્ટેશન ઉપર ગયો. તેણે રિઝર્વ કમ્પાર્ટમેન્ટમાંથી રમણીમોહનને ઉતાર્યો. વિશેષ તાવ ચઢેલો હોવાથી તે એ વખતે બેશુદ્ધ હતો. તેની સાથે જે ડૉક્ટર હતો તે મદ્રાસી યુવક હતો. તેણે કહ્યું:-"ટ્રેઇન ઉપડી તે પહેલાં તાવ ઘણો થોડો હતો. ખુર્દા જંકશન છોડયા પછી તાવ ધીમે ધીમે ઘણો વધી ગયો છે."

બંગલે આવ્યા પછી વિપિનચંદ્રે સ્થાનીય સિવિલ સર્જનને બોલાવી મંગાવ્યો. રોગની ઉત્તમ પ્રકારે પરીક્ષા કરી, મદ્રાસી ડૉક્ટરને કેટલાક જરૂરના પ્રશ્નો પૂછી, થોડા સમય સુધી સ્વગત વિચાર કરીને તેણે કહ્યું:-"જ્વર ટાઇફોઇડ થઇ જાય એવી આશંકા છે. આવી સ્થિતિમાં અહીં સુધી ટ્રેઇનમાં લાવવામાં આવ્યા એ સારું થયું નથી."

રાતના છેલ્લા પ્રહરે રમણીનો તાવ સહજ ધીમો પડયો. આંખો ઉઘાડી તેણે જોયું તો ઓરડામાં બત્તી સળગતી હતી. બકુરાણી તેના પગ ઉપર હાથ પસવારતી હતી. રમણીએ કહ્યું:-"બકુરાણી, અહીં આવ."

આખી રાતમાં રમણીએ આ પહેલ વહેલા શબ્દો ઉચ્ચાર્યા હતા. બકુરાણી પતિના ઉશિકા પાસે જઇ બેઠી. રમણીએ તેનો હાથ પોતાના હાથમાં લઇ કહ્યું:-"કાલે સંધ્યાકાળ પછી અહીં આવ્યો છું, કેમ?"

"હા."

"એ વખતે સિવિલ સર્જન આવ્યા હતા, ખરું?"

"હા."

"જો, મ્હને બધું યાદ છે. સિવિલ સર્જને શું કહ્યું છે?"

પહેલાં તો ઘરનાં માણસોએ સિવિલ સર્જને કહેલી હકીકત બકુરાણીથી ગુપ્ત રાખવાનો પ્રયત્ન કર્યો હતો; પરંતુ તેમનો એ પ્રયત્ન સફળ થયો નહોતો. બકુરાણીએ સઘળી હકીકત સાંભળી

હતી; છતાં તેણે કહ્યું:-" એમણે કહ્યું છે કે, કોઇ પણ પ્રકારનો ભય નથી. તમને સત્વર આરામ થઇ જશે."

રમણીના મુખ ઉપર ક્ષીણ હાસ્યે દર્શન દીધું. તે પાછો ઊંઘી ગયો. અડધા કલાક પછી પુનઃ આંખો ઉઘાડી તેણે જોયું તો એ વખતે બકુરાણી ધીમેથી તેના કપાળ ઉપર હાથ ફેરવતી હતી. તેણે પત્ની તરફ જોઇ કહ્યું:-" બકુરાણી!"

"શું કહો છો?"

"આજે કયી તિથિ છે?"

"વિજયાદશમીની રાત હજી વીતિ નથી."

રમણીએ આંખો મીંચેલી રાખી મૃદુ સ્વરે કહ્યું:-" વિજયા-દશમીને દિવસે તું અને હું જુદાં નથી રહ્યાં બકુરાણી."

"ના, આપણે સાથે જ રહ્યાં છીએ." આમ કહી મહા મુશ્કિલે બકુરાણીએ આંખોમાં ભરાઇ આવતા અશ્રુજળને રોકી રાખ્યું.

લગભગ દશ મિનિટ ચુપકીદીથી પસાર થયા પછી રમણીએ ક્ષીણ સ્વરે કહ્યું:-" બકુરાણી! તું મ્હારી એક વાત સાંભળીશ કે?"

બકુરાણીએ જોયું કે, સ્વામીની બન્ને મીંચેલી આંખોના ખુણાઓમાંથી અશ્રુબિંદુઓ સરી પડતાં હતાં.

બકુરાણીએ ઉત્તેજિત કંઠે કહ્યું:-" શા માટે ન સાંભળું? મ્હારો જીવ આપીને પણ હું તમારી વાત સાંભળીશ. જે કહેવું હોય તે નિશ્ચિંતે કહો." આમ કહી બકુરાણીએ પોતાના વસ્ત્રના પાલવથી પતિની આંખોમાંનાં આંસુ લુંછી નાખ્યાં.

કેટલીક ક્ષણ સૂધી ચુપ રહ્યા પછી રમણીએ કહ્યું:-" બકુ-રાણી! તને કહેવા જેવું શું છે? તું સઘળું જાણે છે!"

બકુરાણીએ સ્વામીના હૃદય ઉપર હાથ રાખી કહ્યું:-" હા, જાણું છું. હું શું કરું તે કહો મ્હારા નાથ!"

રમણીએ ધીમે અવાજે કહ્યું:-" ત્હારું દર્શન થયું છે. મ્હારી વિજયાદશમી વિફળ નથી થઈ. હવે સુશીનું એક વખત દર્શન કર-

વાની ઇચ્છા છે. ડૉક્ટર ગમે તે કહે; છતાં હવે મ્હને મ્હાર જીવનો વિશ્વાસ નથી. મ્હારા દિવસ પૂરા થયા હોય એમ જ મ્હને લાગે છે!"

આ શબ્દો સાંભળી બકુરાણી તેના અશ્રુપ્રવાહને ખાળી શકી નહિ. અશ્રુવૃષ્ટિ વર્ષાવતાં પોતના હૃદય ઉપર મુખ રાખી તેણે કહ્યું:—"તમે એવું અમંગળ બોલશો નહિ. જો હવેથી તમે એવું બોલે તો તમને મ્હારા સમ છે. હું સુશીલાને તેડાવું છું-હમણાં જ એને તાર કરું છું. મ્હારા ભાગ્યનું જોર ન હોય અને તેના ભાગ્ય જોર હોય તો તેના ભાગ્યથી તમે સાજા થાઓ. સુશીલા મ્હારી માજણી—બ્હેન બરાબર છે."

બકુરાણીનાં નેત્રોના અશ્રુજળથી તેના પતિનું હૃદય ભીંજાઇ ગયું

રમણીએ પત્નીના મસ્તક ઉપર હાથ રાખી કહ્યું:-" રડીશ નહિ. રડે છે શા માટે?"

થોડા સમય પછી રમણી પાછો નિદ્રાધીન થઇ ગયો. પ્રભાત થતાં જ બકુરાણીએ સુશી તરફ અરજન્ટ તાર રવાના કરી દીધો.

## પ્રકરણ ૨૬ મું

### મહાકાળીના મંદિરમાં

રાત્રે જોડાગિરજામાં ચૌધુરી સાહેબને ત્યાંના જમવાના નિમ ત્રણનું રક્ષણ કરી લગભગ દશ વાગ્યે સુશી હૉટેલમાં આવી પહોંચ એ વખતે બેઠકખાનામાં શેતરંજી ઉપર આયા ઊંઘી ગયેલી હત સુશી ચારે તરફ જાણે કે કોઈ વસ્તુ શોધવા લાગી. ટેબલ, ડેર પલંગ, કોચ વગેરે સર્વ વસ્તુઓ ઉપર તેણે નજર ફેરવી તપાસ કર પછી તેણે પૂછ્યું:-" કાગળ અથવા તાર આવ્યો છે કે?"

આયાએ જાગી ઉઠી કહ્યું:-" ના મેમસાહેબ."

આ ઉત્તર સાંભળી સુશીનું અંગ જાણે કે અવશ બની ગયું. " નથી આવ્યો ? " એટલું બોલી તે સોફા ઉપર બેસી પડી. આયાએ આળસ મરડી પાસે આવી કહ્યું:–" મેમસાહેબ કુંચી આપો."

આ શબ્દો જાણે સાંભળ્યા ન હોય તેવી રીતે સુશી અસ્થિર ભાવથી સૉફા ઉપર પડી રહી. આયાએ ફરીથી કહ્યું:–" કુંચી આપો, આપની સ્લિપર કાઢી આપું."

સુશીએ માથું ઉંચું કરી કહ્યું:–"કુંચી ? કુંચી રહેવા દે. તું એક વખત મેનેજર સાહેબ પાસે જઇ મ્હારા નામનો કોઇ કાગળ કે તાર આવ્યો છે યા નહિ તેની તપાસ કરી આવ."

આયા ચાલી ગઇ. પાંચ મિનિટમાં પરત આવી તેણે કહ્યું:– "એકકે કાગળ કે તાર આવ્યો નથી."

સુશીએ એક ગાઢ નિઃશ્વાસ મૂકી બૅગમાંથી શયનગૃહની કુંચી બ્હાર કાઢી આયાને આપી. આયાએ શયનગૃહ ઉઘાડી, સ્લીપર લઇ આવી, બુટ છોડાવી કહ્યું:–" મેમસાહેબ ! રાત ઘણી વીતિ ગઇ છે; પોષાક કાઢી નાખો."

અડધા કલાક પછી આયાને ભોજન માટે રજા આપી, બારણાં બંધ કરી સુશી બિછાનામાં જઇને પડી; પરંતુ સુઇ રહેવાની તેને ઇચ્છા થઇ નહિ. તે બિછાનામાં બેસી રહી વિચારવા લાગીઃ– " તેમણે મદ્રાસ પહોંચીને ટેલિગ્રામ કર્યો છે. ત્યાર પછી બીજે દિવસે એક ટેલિગ્રામ કર્યો છે. એ બીજો ટેલિગ્રામ મળ્યાને ત્રણ દિવસ થઇ જવા છતાં તેમના તરફથી કાંઇ ખબર કેમ આવી નહિ ? તેઓ ક્યાં ગયા હશે, તેમની તબિયત કેવી હશે એ સંબંધી હું કાંઇ સમજી શકતી નથી."

પાસેની ટીપૉય ઉપર સુશીની એક રાઇટિંગ કેસ હતી. તે લઇ તેમાંથી બન્ને ટેલિગ્રામ બ્હાર કાઢી તેણે પુનઃ વાંચ્યા. એક ટેલિગ્રામમાં કેવળ મદ્રાસ પહોંચ્યાના સમાચાર હતા. બીજા ટેલિગ્રામમાં લખ્યું હતું કે, ' હમણાં જ બૅપ્ટિસ્ટ ચૅપેલમાં જઈ આવ્યો

છું. વિવાહની નોંધ બરાબર એ જ તારીખે રજીષ્ટરમાં લખેલી છે. આ મજબૂત પ્રમાણ છે, ગામડે જાઉં છું. ફરી તાર કરીશ. સુશી વિચારવા લાગીઃ-" ગામડામાં ક્યાં ગયા હશે એ હું સમજી શકતી નથી. તેઓ જે ગામડામાં ગયા હશે તે ગામમાં તાર ઑફિસ નહિ હોય કે? તેમનું શરીર કેવું છે એ પણ કેવી રીતે જાણી શકાય? જો કાલે પણ કાંઇ ખબર ન આવે તો શું કરવું? એક વખતે તેમ ને બંગલે તપાસ કરું કે? જો બકુરાણી બંગલે હોત તો કાંઈ ખબર મળી શકત; પરંતુ તે પુરી ગયાં છે. બકુરાણીને પણ તેમણે કાંઇ ખબર નહિ મોકલી હોય કે? ચાર પાંચ દિવસમાં પાછા આવવાનું કહી ગયા છે, આજે પાંચ દિવસ થઈ ગયા છે! પાછા આવતાં તેમને વિલંબ થાય તેની ચિંતા નથી; તેમનું શરીર સારું હોય એટલે થયું."

રાતનો એક વાગ્યો ત્યારે બત્તી બુઝાવી સુશીએ શયન કર્યું ખરું; પણ તેને બરાબર ઊંઘ આવી નહિ. વચ્ચે વચ્ચે તંદ્રા લઇને, બત્તી સળગાવીને તેમજ બિછાનામાં બેસી રહીને કોઈ પણ રીતે તેણે એ રાત પસાર કરી.

બીજે દિવસે સ્નાન કરી નવ વાગ્યે સુશી બ્હાર આવી એટલે આયાએ તેના હાથમાં એક ટેલિગ્રામ આપ્યો. ટેલિગ્રામ લઇ આગ્રહસહિત તે વાંચીને સુશીનું મસ્તક ભમી ગયું. હાથમાં ટેલિગ્રામ લઇ નજીક પડેલી ખુરસીમાં તે બેસી પડી.

આયાએ તેની સ્થિતિનું દર્શન કરી ભયભીત બની જઈ પૂછ્યું:-"મેમસાહેબ! કાંઇ ખોટા સમાચાર નથીને?"

"સાહેબ બીમાર છે." મહાકષ્ટે અશ્રુપ્રવાહને રોકી રાખી તે ઉઠી ઉભી થઇ. વળી પાછી તે તરત ખુરસીમાં બેસી પડી. તેણે આયાને કહ્યું:-"એ ટીપૉય અહીં લઇ આવ."

પછી એક કાગળ ઉપર કાંઇ લખી આયાને મેનેજરની ઑફિસમાં મોકલી તે એ ઓરડામાં ફરવા લાગી.

કેટલીક ક્ષણ પછી આયાએ ત્રણ ચાર ટેલિગ્રામનાં ફૉર્મ અને એક ટાઇમિટેબલ લઈ આવી સુશીને આપ્યાં. સુશી પ્રથમ ટાઇમટેબલ ઉઘાડી જગન્નાથપુરી જવાની ગાડીનો વખત જોવા લાગી. તેણે જોયું કે, સાડાદશ વાગ્યે એક પેસેન્જર ટ્રેઈન ઉપડતી હતી; પરંતુ એ ગાડીમાં જવાથી જે ફળ હતું તે જ ફળ રાત્રે દશ વાગ્યે ઉપડતા મદ્રાસ મેઇલમાં જવાથી હતું. બીજા દિવસના સાત વાગતાં પહેલાં પુરી જઈ શકવાનો ઉપાય નહોતો.

સુશીએ કંપતા હાથે બકુરાણીના નામ ઉપર ટેલિગ્રામ લખ્યોઃ– "કાલે સ્હવારે આવી પહોંચીશ. ઘણી ચિંતા થાય છે. રમણીમોહન કેમ છે ? તારથી ખબર આપો."

હાથમાં ટેલિગ્રામ લઇ સુશી બ્હાર જવા તૈયાર થઇ. આયાએ પૂછ્યું:–" મેમસાહેબ ! કયાં જાઓ છો ? "

" તારઑફિસે. "

"લાવો, હું મેનેજર સાહેબને આપી આવું–તેઓ હમણાં જ રવાના કરી દેશે."

" ના." કહી સુશી બ્હાર નીકળી પડી.

ટેલિગ્રાફ ઑફિસ દૂર નહોતી. સુશીએ ત્યાં જઇ તાર રવાના કરી દીધો. પછી હૉટેલમા પાછાં ફરવાની ઇચ્છા તેને થઇ નહિ. તેનું ચિત્ત અસ્થિર બની ગયું હતું. દિવાલોમાં પુરાઈ રહેવું તેને માટે કઠિન હતું. લાલદીઘીના રસ્તા ઉપર એક ખાલી બેંચ જોઇ, જળ તરફ જોઈ થોડો વખત તે બેસી રહી.

બેસી રહેવું પણ એને માટે કઠિન હતું. તેના હૃદયમાં જાણે કે એક પ્રકારની અવ્યક્ત વેદના થતી હતી. બેસી રહેવા કરતાં ફરવાથી જીવને થોડી શાન્તિ મળશે એમ વિચારી બેંચ ઉપરથી ઉઠી પાણીની પાળ ઉપર તેણે ચાલવા માંડયું. ઑફિસનો વખત હોવાથી દીઘીની ચારે તરફથી અસંખ્ય ટ્રામગાડીઓ ઘંટડી વગાડી ચાલી જતી હતી. બે ત્રણ વખત ત્વરિત ગતિથી લાલદીઘીની પ્રદક્ષિણા કરવાથી તેને

સહજ શાન્તિ મળી. એ વખતે તે એક દરવાજા પાસે ઉભી હતી. એક ટ્રામ ત્યાં આવીને ઉભી રહી. સુશી ઝડપથી એ ટ્રામ પાસે જઈ તેમાં ચઢી ગઇ.

ટ્રામ ચાલૂ થઇ એટલે કન્ડકટર આવ્યો. સુશીએ તેના હાથમાં એક રૂપિયો આપ્યો. કન્ડકટરે પૂછ્યું:–" કયાંની ટિકીટ આપું મેમસાહેબ ? "

સુશીએ માથું હલાવી કહ્યું:–" ખબર નથી. "

કન્ડકટરે વિસ્મિત દષ્ટિથી એક વખત સુશીના મુખ તરફ જોયું. ત્યાર પછી બૅગમાંથી ચૌદ આનાનું પરચુરણ બ્હાર કાઢી, એક બે આનાની ટિકીટ કાપી સુશીના હાથમાં આપી તે ચાલ્યો ગયો.

સુશી બેંચના એક ખુણામાં બેસી લમણે હાથ મૂકી આકાશ પાતાળની ચિંતા કર્યા કરતી હતી. વચ્ચે તેણે મ્હોં ઉંચું કરી જોયું તો ટ્રામ એસ્પ્લેનેડનો રસ્તો વળી ચૌરંગીને રસ્તે જતી હતી. એ વખતે કન્ડકટર નજીક ઉભો રહી બીજા એક આરોહીની ટિકીટ કાપતો હતો. સુશીએ તેને પૂછ્યું:–" આ ટ્રામ ક્યાં જશે ? "

કન્ડકટરે ઉત્તર આપ્યો:–" કાલીઘાટ. "

'કાલીઘાટ' શબ્દ સુશીના કાનમાં જતાં જ તેની ચિંતાનો પ્રવાહ બીજી તરફ વળ્યો. તે વિચારવા લાગી:–" જો હું હિંદુ હોત તો આજે આ ટેલિગ્રામ મળતાં હું કાળીઘાટ જઇને તેમના કલ્યાણની કામનાથી પૂજા કરી આવત. જો બકુરાણી અહીં હોત અને આવી ખબર તેમના જાણવામાં આવી હોત તો તેઓ પણ કાળીઘાટ જઇ મા કાળીની પૂજા કરી સ્વામીના જીવનની ભિક્ષા માગત. બકુરાણી અહીં નથી તેથી જ મ્હારા ભાગ્યદેવતા મ્હને આજે કાળીઘાટને રસ્તે ખેંચી જાય છે કે ? કાળિકા માતાના ચરણોમાં નમી પડી મ્હને એવી પ્રાર્થના કરવાની ઇચ્છા થાય છે કે, 'મા તમે તેમને બચાવો– હું તમને રાજભોગ ધરાવીશ. અમે બન્ને જણાં આવી તમારી પૂજા કરી જઇશું. મા ! હું હિંદુ નથી તેથી મ્હારી પ્રાર્થનાનો અસ્વીકાર કરશો

નહિ. હું ઘણી દુઃખી છું. માતા! મ્હારું દુઃખ દૂર કરજો."

આવી રીતે ચિંતા કરતી સુશી જતી હતી. વચ્ચે વચ્ચે તેની આંખોમાં આંસુ ભરાઇ આવતાં હતાં. રુમાલ લઇ મ્હોં ઉપરથી રસ્તાની ઉડેલી ધૂળ સાફ કરવાના નિમિત્તે તેણે આંખમાંનાં આંસુ લુંછી નાખ્યાં.

યથા સમયે ટ્રામ એલ્ગિન રોડના નાકા ઉપર જઇ ઉભી રહી. ત્યાં એક મ્હોટું મકાન હોઇ તેના ઉપર 'લંડન મિશનરી સોસાયટી' નું નામ લખેલું હતું. એ અક્ષરો ઉપર નજર પડતાં સુશીને એમ લાગ્યું કે, "આજે આ સઘળી ચિંતા મ્હારા મનમાં શા માટે આવે છે? હું માતા કાળિકાની બાધા માનીશ, તેમને રાજભોગ ધરાવીશ, એ ઇચ્છાઓ મ્હારે માટે ઘણી ગર્હિત છે, કેમ કે હું ક્રિશ્ચિયન્ છે. એ માટે ઇશ્વર પાસે હું ક્ષમા યાચીશ. આજે મ્હારો પ્રાણ ઘણો વ્યાકુળ બની ગયો છે-મ્હારું ચિત્ત સ્થિર નથી તેથી જ આવી નિષિદ્ધ ચિંતાએ મ્હારા મનમાં પ્રવેશ કર્યો છે."

યથા સમયે ભવાનીપુર વટાવી ગાડી ડીપો પાસે જઇ પહોંચી. બધાં આરોહીઓને ઉતરી પડતાં જોઇ સુશી પણ ઉતરી પડી. ત્યાંથી તે મંદિરનું શિખર જોઇ શકી. ગલી વટાવી તે મંદિરની નજીક ગઇ. પૂર્વ દિશાના દરવાજા પાસે જતાં એક મારવાડીને તેણે પૂછ્યું:
—"હું અંદર જઇ શકું તેમ છું કે ?"

મારવાડીએ કહ્યું:-"હા જાઓ. આંગણા સુધી જવામાં બાધ નથી. ઘણા સાહેબ લોકો ત્યાં સુધી જાય છે."

સુશી અંદર જઇ થોડા સમય સુધી આમતેમ ફરી. જે પગથીઆં ઉપર થઇ યાત્રાળુઓ દર્શન કરવા માટે ઉપર ચઢતાં હતાં તે પગથીઆં પાસે ઉભી રહેતાં સુશીએ મંદિરનાં દ્વાર ખુલ્લાં જોયાં; પરંતુ મનુષ્યોની ભીડને લીધે મૂર્ત્તિનું દર્શન નીચેથી થઇ શકતું નહોતું. સેંકડો ભક્ત દેવીદર્શન કરી 'જય કાળીમાતાની જય' કહી પોકાર કરતાં હતાં. સુશીનું મસ્તક પાછું ફરી ગયું.

તે નીચે ઉભી રહી મનમાં ને મનમાં કહેવા લાગીઃ—" મા ! તમારા મંદિરમાં પ્રવેશ કરી તમારાં દર્શન કરવાનો મ્હને અધિકાર નથી. હું અહીં ઉભી રહી તમારા ચરણોમાં પ્રાર્થના કરું છું કે, હું મ્હારા મનથી પતિ તરીકે જેમને વરી ચુકી છું તેમની બીમારી દૂર કરી કૃપાપૂર્વક આરોગ્ય અર્પણ કરજો. મા ! તમે તેમનું રક્ષણ કરો. બીજા કોઇ માણુસ દ્વારા હું ભોગ મોકલી આપીશ."

તે વિહ્વળ ચિત્તે કેટલીક ક્ષણ સુધી આવી રીતે ઉભી રહી. પછી એકાએક તેની ચમક દૂર થઇ અને તે ધીમે પગલે મંદિરની બ્હાર નીકળી, રસ્તો પૂછતી પૂછતી ટ્રામના સ્ટેશન નજીક જઈ પહોંચી. હૉટેલમાં ગયા પછી લગભગ એક કલાકે તેને બકુરાણીનો તાર મળ્યો. તેમાં લખ્યું હતું કે, ' સ્થિતિમાં ફેરફાર નથી. તબિયતમાં બિલ્કુલ સુધારો થયો નથી. "

હૉટેલનું બીલ ચુકવી દઈ, સરસામાન બંધાવી રાતના મદ્રાસ મેઇલમાં બેસી સુશી જગન્નાથપુરી તરફ રવાના થઇ.

---

## પ્રકરણ ૨૭ મું

---

### બે બ્હેનો

" ભૂલી તું તો બતાવું હું ! ભરે જલ નેત્રમાં આ શું ?
લલાટે રાખ કર ત્હારો, પછી એ તાવ પણ પ્યારો. "

—કલાપી.

વિપિનચંદ્ર સ્ટેશને જઇ સુશીને લઇ આવ્યો. ગાડીનો ખડખડાટ સાંભળી બકુરાણી બીજા માળના દાદર પાસે આવી ઉભી રહી. તેણે નીચેથી વિપિનચંદ્રને એવું કહેતાં સાંભળ્યો કે, " આપ ઉપર જાઓ. બૈરાં ઉપર છે. "

સુશી ઉપર આવી એટલે બકુરાણીએ તેનો હાથ પકડી કહ્યું—

"આવો." આમ કહી તે તેને પોતાવા શયનગૃહમાં લઇ ગઇ.

સુશીએ ઠકુરાણીના મુખ તરફ જોઇ કહ્યું:–" આપ—"

" હું ઠકુરાણી છું. ગાડીમાં કાંઇ હરકતી પડી નહોતીને ? "

" ના, તેમને કેમ છે ? "

" આખી રાત પુષ્કળ તાવ હતો. હમણાં તાવ ધીમો પડયો હોય એમ લાગે છે. પ્રભાતકાળે ઊંઘી ગયા છે."

પછી પ્રશ્નો પૂછીને સુશીએ રમણી અહીં આવ્યો ત્યાં સુધીની સઘળી હકીકત જાણી લીધી. છેવટે તેણે પૂછયું:–" ડૉકટર કયારે આવશે ? "

" કલાકેક પછી આવશે. ત્યાં સુધીમાં હાથ મ્હોં ધોઇ તમે ચ્હા પી લ્યો. તમારું મુખ જોતાં ગાડીમાં તમને ઘણું કષ્ટ વેઠવું પડયું હોય એમ લાગે છે. "

" ના–ના, મ્હને કષ્ટ વેઠવું પડયું નથી. હમણાં હું એક વખત તેમને મળી શકીશ કે ? "

" મળવું છે ? ચાલો ત્યારે. ચાલો, આપણે ધીમે પગલે જઇશું એટલે એમની નિદ્રાનો ભંગ નહિ થાય. "

સુશી પોતાના પગમાંથી બુટ કાઢી નાખવા લાગી. ઠકુરાણીએ તેના એ કાર્યમાં બાધા કરી નહિ. કેમ કે બુટના અવાજથી પતિ જાગી ઉઠે એવો એને ભય હતો. બુટ કાઢતાં કાઢતાં સુશીએ પૂછયું:– " હમણાં એમના ઓરડામાં કોણ કોણ છે ? "

" સૌદામિની છે–તેઓ મ્હારાં નણંદ થાય છે. "

" હું જાણું છું. આ આપનો ઓરડો છે કે ? "

" અહીં આવી પહેલાં થોડા દિવસ સૌદામિની અને હું આ ઓરડામાં સૂઇ રહ્યાં હતાં. આ બે રાતમાં તો સૂઈ જ નથી રહી !" આમ કહી ઠકુરાણીએ એક ગાઢ નિઃશ્વાસ મૂકયો.

ઠકુરાણીની સાથે સાથે ધીમે પગલે સુશીએ રમણીના ઓરડામાં પ્રવેશ કરી જોયું તો રમણી ઊંઘી ગયેલો હતો. સૌદામિની

બેસી તેના પગ ઉપર હાથ પસવારતી હતી. સુશી બિછાના પાસે ઉભી રહી એકાગ્રદૃષ્ટિથી રમણીના મુખ તરફ જોઇ રહી. ધીમે ધીમે તેનાં બન્ને નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવ્યું. એ જોઇ ઠકુરાણીએ કહ્યું:-" રડો છો શા માટે ? ઇશ્વર ઉપર વિશ્વાસ રાખો તે સહુ સારું જ કરશે. "

છજામાં જતાં વિજનકુમારી સાથે મેળાપ થયો. વિજને સુશીને જોઇ કહ્યું:-" આપ આવ્યાં એ સારું થયું છે. આપ હાથ મ્હોં ધોઇ નાખો ત્યાં સૂધીમાં હું આપને માટે ચ્હા તૈયાર કરી નાખું છું. "

ઓરડામાં પ્રવેશ કરી સુશીએ ઠકુરાણીને કહ્યું:-" જુઓ, હું ક્રિશ્ચિયન્ છું અને આપ સહુ હિંદુ છો. હું અહીં રહું અને ખાઉં પીઉં તેથી જો આપને—"

ઠકુરાણીએ સુશીનો હાથ પકડી કહ્યું:-" ના—ના, મ્હારામાં એવી સંકુચિતતા નથી. તમે ક્રિશ્ચિયન્ હોવા છતાં બંગાળીની કન્યા છો-મેમ નથી ! "

સુશીએ કહ્યું:-" પણ આપણે જેમનાં અતિથિ છીએ—"

" વિજનકુમારી કે ? ના, તેમને પણ કાંઇ આપત્તિ જેવું નથી. તેમને પૂછ્યા પછી જ અહીં આવવાનો મ્હેં તમને તાર કર્યો હતો; પરંતુ એક વાતનો હું વિચાર કરું છું. વિજનકુમારી તેમના પુત્રને હવાફેર કરાવવાને માટે અહીં લઇ આવ્યાં છે. આ બંગલો પણ એમણે જ ભાડે રાખેલો છે. બે ચાર દિવસમાં કલકત્તા પાછાં ફરવાનો વિચાર કરીને જ હું અને સૌદામિની એમની સાથે આવ્યાં હતાં; પરંતુ ઇશ્વરે આવા સંકટમાં નાખ્યાં. એ માટે મ્હને ઘણો સંકોચ થાય છે. આજે ડૉક્તર આવી શું કહે છે તે સાંભળીએ; ત્યાર પછી આપણે બન્ને મળી એ વિષયનો વિચાર કરીશું."

સુશીએ પોતાના કાંડા ઉપરના ઘડીઆળમાં જોઇ કહ્યું:-" હમણાં સવા આઠ વાગ્યા છે. ડૉકટર નવ વાગ્યે આવશે કે ? "

"હા, તમે હાથ મ્હોં ધોઇ નાખો. સ્નાનગૃહમાં ઠંડું અને ગરમ પાણી તૈયાર છે. અહીં આયા બાયા નથી, દાસી છે. તમે—"

"હું મ્હારી જાતે બધું કરી શકું તેમ છું. આયા વિના મ્હારૂં કોઇ કામ અટકી પડવાનું નથી. મ્હારો સરસામાન નીચે પડેલો છે તે જો કોઇની પાસે—"

"હા હું હમણાં જ સઘળો સરસામાન મંગાવી આપું છું." આમ કહી બકુરાણી બ્હાર ચાલી ગઈ.

સુશી બિછાનાની બાજૂએ બેસી વિચાર કરવા લાગી. ગઈ કાલે તેને એમ લાગ્યું હતું કે, રમણીના કહેવાથી બકુરાણીએ પોતાની નારાજી હોવા છતાં, આવવા માટે તાર કર્યો હશે. આજે બકુરાણીનું સૌજન્ય અને આત્મીયના જેવો વ્યવહાર જોઈ તેનો એ ભ્રમ દૂર થઇ ગયો. બકુરાણીએ તેની સાથે સ્વામીને વિવાહ કરવાની સંમતિ આપી હતી એ આજ સૂધી સુશી માટે ઘણા વિસ્મયનો વિષય હતો. હવે તેના વિસ્મયનો ભાવ ઘણા અંશે દૂર થઇ ગયો.

થોડા સમયમાં જ નોકરો સુશીનો સરસામાન ઉપર લાવી મૂકી ગયા. સુશીએ બારણાં બંધ કરી, જરૂરી વસ્ત્રો બ્હાર કાઢી સ્નાનગૃહમાં પ્રવેશ કર્યો.

સ્નાનાદિથી પરવારી અડધા કલાક પછી સુશી બારણાં ઉઘાડી બ્હાર નીકળી. કાંઇ યાદ આવતાં પુનઃ અંદર જઈ તે સ્લિપર કાઢી નાખી આવી. બ્હાર નીકળતાં સમુદ્ર તરફ પડતા છજામાં તેણે વિજનકુમારીને ઉભી રહેલી જોઇ. પાસે જ પેલી લાંબી બેંચની સ્હામે વસ્ત્રથી ઢંકાયલા ટેબલ ઉપર ચ્હાની સામગ્રી ગોઠવેલી હતી.

"આપે સ્નાન પણ કરી લીધું! આવો, હવે ચ્હા પીઓ." આમ કહી વિજને સુશીના ખુલ્લા પગ તરફ જોયું. સુશીની સાથે પેલી બેંચ ઉપર બેસી તેણે કહ્યું:—"દાસી, ગરમ પાણીની કિટલી લઈ આવ."

સુશી ચ્હા પીવા લાગી. વિજને કહ્યું:—"અહીં બીજી વસ્તુઓની

વ્યવસ્થા નથી. થોડો હલવો અને મીઠાઇ છે તે જો અનુકૂળ લાગે તો ખાઓ. મ્હને લાગે છે કે, આપને કષ્ટ થશે.”

“ના–ના, મીઠાઇ ખાવામાં કષ્ટ જેવું શું છે ? ! છતાં હમણાં હું કાંઇ ખાઈ શકીશ નહિ; એ માટે મ્હને ક્ષમા આપજો. હું કેવળ ચ્હા પીશ. વળી મ્હારી માન્યતા પ્રમાણે આપ ખુરસી ટેબલ ઉપર બેસી ચ્હા પીતાં હો એમ લાગતું નથી; છતાં મ્હારે માટે આવી ગોઠવણ કરવાની શી જરૂર હતી ? આપ મ્હને આપના જેવી જ સમજજો. હું મેમસાહેબ છું એવો ભ્રમ કદાપિ કરશો નહિ.”

વિજને સહજ હસીને કહ્યું:–“ આપ બૂટ મોજાં કાઢીને આ-વેલાં હોવાથી કેવી રીતે આપને મેમસાહેબ સમજવાનો ભ્રમ થઇ શકે ?”

સુશીએ ચ્હા પી રહ્યા પછી કહ્યું:–“ છજું ઘણું સરસ છે. સમુદ્રની હવાથી આપના પુત્રની પ્રકૃતિમાં સત્વર સુધારો થઇ જશે.”

“ એવી આશાથી જ હું અહીં આવી હતી; પણ એકાએક આ નવીન સંકટ આવી પડયું.”

આ વખતે બકુરાણીએ છજાના બીજા ખુણામાંથી કહ્યું:— “ સુશીલા ! આમ આવો.”

સુશી ઝડપથી ઉઠી તેની પાસે ગઈ એટલે તેણે કહ્યું:—“ તેઓ જાગ્યા છે; ચાલો.”

આ શબ્દો સાંભળી સુશીનું હૃદય ઘણી ઝડપથી ધબકવા લાગ્યું. તેણે પૂછ્યું:–“ હું આવી છું એમ તેમણે સાંભળ્યું છે કે ?”

“ હા, મ્હેં જ તેમને કહ્યું છે. તેઓ તમને બોલાવે છે. આવો.”

સુશી કંપતાં પગલે બકુરાણીની પાછળ પાછળ જવા લાગી. દ્વાર નજીક જઇ બકુરાણીએ કહ્યું:–“ અંદર જાઓ.”

સુશી ઉભી રહી સંકોચાવા લાગી. તેણે કહ્યું:–“ તમે આ ગળ ચાલો.”

"વાહ ! તમે તો ખરાં છો ! તમે સ્નાનાદિ કરી લીધું છે અને મ્હેં હજી મ્હોં પણ ધોયું નથી. ડૉક્ટર આવે ત્યાં સુધી તમે એમની પાસે બેસો. ત્યાં સુધી હું હાથ મ્હોં ધોઇ સ્નાન કરી લઉં છું." આમ કહી સુશીને દ્વારની અંદર હડસેલી બકુરાણી ચાલી ગઈ.

સુશીએ પ્રવેશ કર્યો એ વખતે રમણી દ્વાર તરફ જોઈ રહ્યો હતો. પાસે જઇ રમણીના કપાળ ઉપર હાથ મૂકી અશ્રુજડિત સ્વરે સુશીએ પૂછ્યું:–"પ્રિયતમ ! કેમ છે ?"

"સારું છે, બેસ."

ઓરડાની વચ્ચે એક ખુરસી હતી. સુશી એ ખુરસીને પલંગ પાસે લઇ આવવા જતી હતી એવામાં રમણીએ કહ્યું:–"મ્હારી પાસે પલંગ ઉપર બેસ."

સુશી પલંગ ઉપર બેઠી એટલે રમણીએ તેનો એક હાથ લઈ પોતાના હૃદય ઉપર મૂક્યો. સુશીએ પૂછ્યું:–"હૃદયમાં કાંઈ દુઃખ થાય છે ? હાથ ફેરવું ?"

"ના, હાથ અહીં જ રહેવા દે." આમ કહી રમણીએ સુશીનો હાથ પોતાના બન્ને હાથમાં પકડી રાખ્યો. સુશીએ કહ્યું:–"હજી શરીર ગરમ છે."

રમણીએ કહ્યું:–"ટાઇફોઇડ છે. કયાં સુધી દુઃખ ભોગવવું પડશે એ કોણ જાણે છે ! છેવટે શું થશે એની કોને ખબર છે !"

"ભય શો છે ? તમને આરામ થઈ જશે."

રમણી કેટલીક ક્ષણ સુધી એકાગ્રદષ્ટિથી સુશીના મુખ તરફ જોઇ રહ્યો. પછી રુંધાયલા કંઠે તેણે કહ્યું:–"સુશીલા !"

"કેમ, શું છે ?"

"જ્યાં સુધી હું જીવતો છું ત્યાં સુધી તું અહીં મ્હારી પાસે રહી શકીશ કે ?"

"જ્યાં સુધી હું જીવતી છું ત્યાં સુધી તમારી પાસે જ રહીશ."

"તું મ્હને છોડી નહિ જાયને ?"

"શા માટે હું તમને છોડી જાઉં ? હું અહીં જ રહીશ. હું અને બકુરાણી–બન્ને બ્હેન તમારી સેવા ચાકરી કરી તમને સાજા કરીશું."

"પણ અહીં તને ઘણું દુઃખ વેઠવું પડશે. વળી બકુરાણી, સદુ વગેરે ત્હારી હાજરી સહન કરી શકશે કે કેમ એ કોણ જાણે છે !"

"ના–ના, એવી શંકા રાખશો નહિ. હું આવી ત્યારથી જ બકુરાણી મ્હારી સાથે એક બ્હેન જેવું વર્તન રાખે છે."

રમણી આંખો મીંચી ચુપ રહ્યો. સુશીને ટેલીગ્રામ કરવામાં આવ્યો ત્યારથી તેના મનમાં એક દુશ્ચિંતા હતી- સુશીના શબ્દો સાંભળી તેની એ દુશ્ચિંતા દૂર થઇ ગઇ.

થોડા સમય પછી મૃદુ સ્વરે સુશીએ પૂછ્યુંઃ–" ઉંઘ આવે છે કે ?"

રમણી આંખો ઉઘાડી સુશીના મુખ તરફ સતૃષ્ણ દૃષ્ટિથી જોઇ રહ્યો. છેવટે તેણે કહ્યુંઃ–" મ્હારા કપાળ ઉપર તું હાથ ફેરવ. હું ઊંઘું છું."

સુશી રમણીના કપાળ ઉપર હાથ ફેરવવા લાગી. રમણી પુનઃ જલ્દી ઊંઘી ગયો.



## પ્રકરણ ૨૮ મું

### ઊંડો ખાડો

તે દિવસે લગભગ નવ વાગ્યે ડૉકટરે આવી રોગીની ઉત્તમ પ્રકારે પરીક્ષા કરી એવો મત દર્શાવ્યો કે, હાલ તરત ભયની શંકા રાખવા જેવું નથી. જો પીડા ધીમે ધીમે અવળા માર્ગનું અવલંબન નહિ કરે તો રોગીને બે ત્રણ અઠવાડીઆંમાં આરામ થઈ જશે.

બે દિવસ સમાન સ્થિતિમાં પસાર થયા. રમણીનો જ્વર ક્વચિત્ વધી જતો હતો તો ક્વચિત્ ઓછો થઇ જતો હતો. તાવ ઓછો થતાં તે થોડી વાતચિત કરી શકતો હતો. હવે સુશી જ રમણી પાસે વિશેષ વખત સુધી રહેતી હતી. તે આહાર નિદ્રાનો ત્યાગ કરી રમણીની સેવા શુશ્રુષા અકલાન્ત ભાવથી કરતી હતી. બકુરાણી હવે પ્રથમની માફક વિજનની ફોઇબા સાથે દેવદર્શન કરવા જતી હતી.

ત્રીજે દિવસે એકાંત મળતાં બકુરાણીએ સુશીને કહ્યું:—" જુઓ, હજી એક મહિના સુધી કે કદાચ તેથી પણ વધારે વખત સુધી આપણને અહીં રોકાવું પડશે. વિજનકુમારીનો પુત્ર પણ બીમાર છે. આવી સ્થિતિમાં આપણે એમને ઉપદ્રવ કરીએ એ સારું છે કે?"

" નહિ જ; પણ ઉપાય શો? જો નજીકમાં જ બીજું કોઇ સારું મકાન મળે—"

" મકાન તો છે. આ બંગલા પછી બે મકાન છોડી દેતાં ત્રીજું જે મકાન છે તે ખાલી થવાનું છે. હમણાં એમાં જે માણસો રહે છે તે કાલે કે પરમ દિવસે ચાલ્યાં જવાનાં છે એવી વાત મ્હેં સાંભળી છે; પરંતુ આવી સ્થિતિમાં એમને અહીંથી બીજે સ્થળે કેવી રીતે લઇ જવા? જો કદાચ હિત કરવા જતાં વિપરીત થાય તો?"

સુશીએ ધીમેથી કહ્યું:—" જો ડૉક્ટર એમ કહે કે કાંઇ હરકત નથી તો પણ એમને બીજે સ્થળે લઇ જવાનું સાહસ આપણાથી થઇ શકે તેમ નથી."

આ વખતે સૌદામિની ત્યાં આવી ઉભી રહી. બકુરાણીએ પૂછયું:—" તમે કેમ ચાલ્યાં આવ્યાં?"

" મ્હારા ભાઈ ઊંઘી ગયા છે. તમે બન્ને શો વિચાર કરો છો?"

પછી ત્રણે જણી બેસી ઉપરોક્ત વિષયનો વિચાર કરવા લાગી. સૌદામિનીએ કહ્યું:—" એમને આપણે દુઃખ દઇએ છીએ, એટલું જ

નહિ પણ કેટલી હરકત આપણને પોતાને પણ વેઠવી પડે છે! જો ઘેરથી બીજાં દાસ દાસીને તેડાવવામાં આવે તો સારું; પરંતુ—"

આ વખતે સુશીએ કહ્યું:-" ઠીક, પેલું મકાન કેવું છે? આનાથી સારું છે કે ખોટું?"

બકુરાણીએ કહ્યું:-" મ્હેં અંદર જઇને જોયું નથી. રસ્તેથી જતાં મ્હેં તે જોયું છે. એ મકાન આના જેવું જ હોય એમ લાગે છે; કેમ ખરું ને બ્હેન?"

સૌદામિનીએ કહ્યું:-" હા લાગે છે તો આવું જ. બે માળનું હોઇ સમુદ્ર તરફ છજાં પડે છે—"

સુશી બોલી:-" ત્યારે આપણે એક કામ કરીએ તો શું? આપણે ત્યાં નહિ જતાં એ મકાન ભાડે રાખી લઇ એમને સહુને ત્યાં જવાનું કહીએ તો કેમ?"

સૌદામિની બોલી ઉઠી:-" તમે બરાબર યુક્તિ શોધી કાઢી છે. મ્હને પણ એમ જ કરવું ઉચિત લાગે છે. બકુરાણી! ત્હારો શો મત છે?"

બકુરાણીએ કહ્યું:-" પણ આપણાથી વિજનકુમારીને એવી વાત કેવી રીતે કહી શકાય? આ મકાન એમણે ભાડે રાખેલું છે; છતાં આપણે એમને એમ કહીએ કે, 'અમે અહીં રહીએ છીએ, તમે બીજે સ્થળે જાઓ' એ સારું કહેવાય કે?"

સુશી અને સૌદામિની એમ કહેવા લાગ્યાં કે, જો એ મકાન આ મકાનના જેવું જ હોય તો તેમને ત્યાં જવાનું કહેવામાં કાંઇ દોષ નથી. એ વાત વિજનકુમારી પાસે કેવી રીતે કાઢવી એ, બન્ને જણાં બકુરાણીને શીખવવા લાગ્યાં. છેવટે આજે કોઇ પણ વખતે બકુરાણીએ વિજનકુમારી પાસે એ વાત કાઢવી એવો નિશ્ચય થયો.

સ્હાંજે બકુરાણીએ સંકોચાતાં સંકોચાતાં વિજન પાસે એ વાત કાઢી. વિજને કહ્યું:-" ઠીક છે, હું ઘરમાં એમને પૂછી જોઉં છું."

વિપિનચંદ્રે એ વાત સાંભળી કહ્યુંઃ–“મ્હેં એ મકાન જોયું છે. એ ખાલી થશે એટલે આપણે ત્યાં જઇને રહીશું.”

પછી એ સમાચાર બકુરાણીને જણાવી વિજને કહ્યુંઃ–“આજે સંધ્યાકાળ પછી આવજે. છજામાં બેસી આપણે વાતચિત કરીશું.”

બકુરાણીએ કહ્યુંઃ–“આજે સંધ્યા સમયે ફોઇબા સાથે હું મંદિરમાં આરતિનાં દર્શન કરવા જવાની છું.”

“કાલે ગઇ હતી; આજે ન જાય તો નહિ ચાલે કે?”

“આજે લક્ષ્મીપૂર્ણિમા હોવાથી ઠાકોરને ઘણા સર્જ કરવામાં આવશે.”

“આજે લક્ષ્મીપૂર્ણિમા છે? ઠીક, સંધ્યા સમયે ન અવાય તો રાત્રે આવજે.”

રાત્રે દશ વાગ્યે ભોજન કરીને વિપિનચંદ્ર રમણીમોહનની ખબર જોવા આવ્યો. ત્યાર પછી શય્યા પાસે લૅમ્પ અને ધૂમ્રપાનની સામગ્રી રાખી હાથમાં પુસ્તક લઇ તે બિછાનામાં પડયો. વિજનકુમારીએ પતિની થાળીમાં જ પ્રસાદ લઇ, પાન ખાઇ, હાથમાં પાનનો ડબ્બો લઇ પાછળના છજામાં જઇને જોયું તો પૂર્ણિમાની ઉજ્વળ જ્યોત્સ્નાથી સમુદ્ર પ્રકાશી રહ્યો હતો. થોડા સમય સુધી મુગ્ધદૃષ્ટિથી વિજને એ શોભાનું દર્શન કર્યું. ત્યાર પછી જે ઠેકાણે બેંચ પડેલી હતી તે તરફ અગ્રેસર થતાં તેણે બકુરાણીને ત્યાં બેઠેલી જોઇ. વિજને કહ્યુંઃ–“કેમ, એકલી બેસી શું કરે છે?” વિજન બકુરાણીને કોઈ વખત ‘તમે’ અને કોઇ વખત તું કહીને બોલાવતી હતી. એ સંબંધી કાંઇ ચોક્કસ નિયમ નહોતો.

બકુરાણીએ કહ્યુંઃ–“એકલી ને બદલે બેકલી કેવી રીતે થઈ શકું!”

વિજને બકુરાણી પાસે બેંચ ઉપર બેસીને કહ્યુંઃ–“પોતાની પુંજી અન્યને આપી દઇ—!”

“હું કાંઇ દેવદ્ગ નથી.”

"દૈવત નહિ પરંતુ પરમ અત્ર છે. પાન ખાઇશ કે? આ લે." ડબ્બામાંથી એક પાન લઇ બકુરાણીના હાથમાં આપી વિજને કહ્યું:– "ત્હારામાં બુદ્ધિ નથી–થોડા દિવસ માટે અમારી બુદ્ધિ પ્રમાણે તું ચાલ જોઇએ !"

બકુરાણીએ સહજ હસીને કહ્યું:–"આ વાત કહેવા માટે મ્હને બોલાવી હતી કે? મ્હેં તો ધાર્યું હતું કે, આજે મંદિરમાં કેવી આરતિ થઇ એ વાત તમે પૂછશો."

"આરતિ ઘણી ધામધૂમથી થઇ કે?"

હવે બકુરાણીએ આરતિ સંબંધીની વાત ચાલૂ કરી દીધી. એ વાત પૂરી થયા પછી વિજને કહ્યું:–"હવે કાલથી તું આરતિ બારતી જોવા જઇશ નહિ."

"કારણ ?"

"તું ત્હારા પતિને રાત દિવસ એકલી સુશીલા પાસે રહેવા દે છે એ શું સારું છે કે ?"

"કેમ, એમાં ખોટું શું છે ?"

"રોગના વખતમાં ત્હારે જ ત્હારા સ્વામીની સેવા ચાકરી કરવી જોઇએ."

"સુશીલા નર્સનું કામ શીખવા માટે થોડો વખત હૉસ્પિટલમાં રહેલાં હોવાથી રોગીની પરિચર્યા કરવાનું કામ આપણા કરતાં તેમને ઘણું સારું આવડે છે."

વિજને સહજ ઉત્તેજિત સ્વરે કહ્યું:–"એક તરફથી તું ચુસ્ત હિંદુપણું દર્શાવે છે અને બીજી તરફથી રોગના વખતમાં સ્વામીને નર્સના હાથમાં સમર્પણ કરે છે ! સ્વામીની સેવા કરવી એ સ્ત્રીજાતિનો પરમ ધર્મ છે એમ તું નથી માનતી કે ?"

આ વાક્યોનો બકુરાણીએ કાંઇ ઉત્તર આપ્યો નહિ. ચાંદનીથી પ્રકાશી રહેલા સમુદ્રવક્ષ તરફ તે એકાગ્રદૃષ્ટિથી જોઇ રહી. વિજને વિચાર્યું, જે વાત કહેવાની હતી તે અસરકારક રીતે કહેવાઇ છે.

બકુરાણીના મનને આઘાત લાગ્યો છે. હવે તેને કદાચ અક્કલ આવે પણ ખરી. થોડા સમય પછી તે પાછી કહેવા લાગી:-" એ જ્યારે અત્રે આવી છે ત્યારે ભલે થોડા દિવસ રહે. તું જ્યારે રમણીમોહન પાસે બેઠેલી હોય ત્યારે તે એકાદ વખત ત્યાં આવે જાય તો તેથી કાંઇ હરકત નથી. તું થોડા દિવસ માટે દેવદર્શન કરવા જવાનું બંધ રાખ. પતિની પ્રાણ આપીને સેવા શુશ્રુષા કર. દેવસેવા કરતાં પતિસેવાથી હિંદુ નારી વિશેષ પુણ્ય પ્રાપ્ત કરી શકે છે."

બકુરાણીએ એક મૃદુ નિઃશ્વાસ મૂકી કોમળસ્વરે કહ્યું:-" સુશી-ના પાસે રહેવાથી તથા તેની સેવા શુશ્રુષાથી તેમની તબિયત સારી રહેતી હોય તો મ્હારે શા માટે એ વિષયમાં વચ્ચે પડવું જોઇએ ? "

આ શબ્દો સાંભળવામાં આવતાં વિજનકુમારી ચમકી ઉઠી. થોડા સમય સૂધી બન્ને ચુપ બેસી રહી. પછી વિજને કહ્યું:-" એ તો હું જાણે સમજી; પણ એનું પરિણામ કેવું આવશે ? "

" પરિણામ એ કાંઈ મનુષ્યના હાથની વાત નથી. "

વિજને સહજ ઉત્તેજિત બનીને કહ્યું:-" મનુષ્યના હાથમાં જે કાંઇ હોય તેનો ઉપયોગ તેણે કરવો જ જોઇએ, પણ તું તે સુદ્ધાં કરતી નથી. જો પ્રથમથી તું સહજ કઠિન થઇ હોત તો વાત આ-ટલે સૂધી આગળ વધત કે ? તું તો પ્રથમથી જ બેદરકાર બની ગઇ અને ત્હેં પતિને પુનર્વિવાહ કરવાની રજા સુદ્ધાં આપી દીધી. ત્હેં એ ઘણી ગંભીર ભૂલ કરી છે. ઠીક, હવે જો કદાચ તું એમ કહે કે એ વિવા-હમાં ત્હારી સંમતિ નથી તો પણ રમણીબાબુ સુશીલા સાથે વિવાહ કરશે કે ? "

" એવું કહું તો તેઓ એમ ન કરે એવો મ્હને દૃઢ વિશ્વાસ છે; છતાં તેઓ સુશીને વિવાહ કરી સુખી થઇ શકતા હોય તો મ્હારે એમાં શા માટે હરકત કરવી જોઇએ ? "

" ગાંડી, એમ કદાપિ થઈ શકે કે ? આવા મ્હોટા પાપનું પરિણામ સારું આવે કે ? એ પાપકાર્યનું પરિણામ કોઇને માટે

સારું આવશે નહિ. એનું પરિણામ તમારે ત્રણે જણાંને ભોગવવું પડશે."

" આ કાર્યને તમે પાપકાર્ય શા માટે સમજો છો?"

" પાપકાર્ય નહિ તો બીજું શું? એક સ્ત્રી જીવતી છે, તે સચ્ચરિત્ર હોઇ પ્રાણાર્પણ કરી રહાય છે, તે સંતાનની માતા અને ઘરની લક્ષ્મી થઇ રહી છે; એમ છતાં બીજી સ્ત્રી સાથે વિવાહ કરવો એ પાપકાર્ય નથી કે?"

"જો આ કાર્યને તમે પાપકાર્ય કહેતાં હો તો એ પાપ ચિરકાળથી આપણા દેશમાં ચાલતું આવ્યું છે. આજકાલની વાત બાજૂએ મૂકી આપણા પૂર્વજોના વખતનો વિચાર કરીએ તો એ વખતે આ કાર્ય અત્યારના કરતાં વિશેષ પ્રમાણમાં ચાલૂ હતું."

વિજને કહ્યું:-" તું જેમ ફાવે તેમ બોલે છે! તું પ્રાચીનકાળ સાથે અર્વાચીન કાળને સરખાવે છે! એ વખતે દેશમાં લેખન વાંચનની હાલના જેટલી ઉન્નતિ થયેલી હતી કે? ઘણાંખરાં માણસોનું જ્ઞાન એ વખતે કેવળ મૂળાક્ષરોમાં સમાયલું હતું. લેખન વાંચનની પ્રગતિ થયા સિવાય મનુષ્ય જાતિમાં પોતાના કર્ત્તવ્યનું જ્ઞાન ક્યાંથી આવી શકે? ધર્માધર્મનો વિચાર કરી શકવાની બુદ્ધિશક્તિ પણ કેળવણીના પ્રભાવને જ આભારી છે."

બકુરાણીએ કહ્યું:-" આપણા બાપદાદાઓએ અત્યારના જેટલી કેળવણી કદાચ નહિ મેળવી હોય; પરંતુ જે વખતે ઉર્વશીમિલન નાટક લખાયું હતું એ વખતે જનસમાજમાં કેળવણીનો કાંઇ અભાવ નહોતો!"

આ શબ્દો સાંભળી વિજન ચુપ રહી. એકાએક તેને કાંઇ ઉત્તર સૂઝી આવ્યો નહિ. કાંઇ વિચાર કર્યા પછી તેણે કહ્યું:-" એ વખતે કેળવણીનો અભાવ કદાચ નહિ હોય; પરંતુ સ્વામી સ્ત્રીના પરસ્પર સંબંધનો આદર્શ અત્યારના જેટલો ઉચ્ચ તો નહિ જ હોય. અત્યારના જનસમાજના ખાનપાનની વાત બાજૂએ રાખીએ તો પણ સ્વામી સ્ત્રીનો આદર્શ અધુના અત્યંત ઉચ્ચ સમજવામાં આવે છે એ

નિસ્સંદેહ છે. વર્ત્તમાનકાળના સભ્ય જનસમાજે એક પતિ અને એક પત્નીની નીતિનો જ પૃથિવીમાં પ્રચાર કર્યો છે. ”

“ પરંતુ જે લોકો પોતાને સુસભ્ય તરીકે ઓળખાવે છે તેઓના સમાજમાં એક પતિ અને એક જ પત્ની છે કે ? એમનામાં પણ ઘણો ભેદ જોવામાં આવે છે. ”

“ ના—ક્રિશ્ચિયન્ પુરુષથી એક સ્ત્રીની હયાતીમાં બીજી સ્ત્રી સાથે વિવાહ કરી શકાતો નથી. જે પુરુષ એ નિયમનો ભંગ કરે છે તેને કાયદો ગુન્હેગાર ઠરાવી જેલની શિક્ષા કરે છે. ”

“ એ વિવાહ કરવાથી જેલમાં જવું પડતું હોવાથી તેઓ બીજા નંબર સાથે વિવાહ કરતા નથી અને તેને ઘરમાં પણ લાવતા નથી—કોઇ ગુપ્ત સ્થળે એને રાખે છે. મ્હોટા મ્હોટા રાજનીતિજ્ઞો, જગવિખ્યાત પંડિતો વગેરેમાંનાં ઘણાખરા એ વ્યાપારમાં લિપ્ત છે, એમ સંભળાય છે. એ વાત એમની સ્ત્રીઓ જાણે છે અને જનસમાજ પણ જાણે છે. હવે એમ કરવા કરતાં એ બીજા નંબર સાથે તેઓ વિવાહ કરે તો સારું ન થાય કે ? એ વાત ચોળીને ચીકણી કરવામાં સાર નથી. ”

“ જા—જા, ત્હારી સાથે વાદવિવાદ કરી તને પહોંચી શકાય તેમ નથી ! એટલું યાદ રાખજે કે, તું જાણી જોઇને ત્હારા પગમાં કુહાડી મારે છે. ” આમ કહી વિજન ઉઠી ઉભી થઇ.

“ બ્હેન ! જાઓ છો ક્યાં ? બેસોને. સમુદ્રની શોભા આજે કેવી ચમત્કારિક છે ! આ સમુદ્રમાં ડુબી મરવામાં પણ સુખ છે એમ આજે મ્હને લાગે છે. ”

“ ત્હારે સમુદ્રમાં શા માટે ડુબી મરવું જોઇએ ? તું ત્હારા ખોદેલા ઊંડા ખાડામાં જ ડૂબી મરીશ. ખાડો બરાબર પાણી ભરાય એટલો ઊંડો ખોદજે. ” આમ કહી વિજનકુમારીએ એક પાન બકુરાણીને આપ્યું અને એક પાન તેણે પોતે ખાધું.

થોડા સમય સુધી બીજી વાત કર્યા પછી વિજને કહ્યું:—“હવે

મ્હારે જવું જોઇએ, નહિ તો કદાચ પાછા રીસાશે. અત્યારે એવો વાયુ ફુંકાય છે કે, એ પણ કદાચ એમ કહી બેસે કે 'મ્હારે બીજી એક ખુબસુરત ભણેલી ગણેલી સ્ત્રી જોઇએ છીએ !' આમ હોવાથી મ્હારે પ્રથમથી જ સાવચેત રહેવાની જરૂર છે. તું પણ જા અને સુશીને છુટી કરી ત્હારા પતિની પૂજા કર. હમણાં એમનું શરીર કેવું લાગે છે ? "

" કાંઇક ઠીક લાગે છે. હું જઇને જોઉં છું. " આમ કહી બકુરાણી ઉઠી ઉભી થઈ.

છજામાંથી જતાં જતાં વિજને કહ્યું:–" બ્હેન ! તું ત્હારી બધી મૂર્ખાઇ છોડી દે. હમણાં એક વખત એમનું શરીર સારું થઇ જવા દે. પછી તું એમ કહેજે કે, ' મ્હેં તમને અભિમાનવશ થઇને જ સુશી સાથે વિવાહ કરવાની રજા આપી હતી. મ્હેં જે રજા આપી છે તે હું હવે પાછી ખેંચી લઉં છું. ' તું એમ કહીશ એટલે તેઓ સુશી સાથે વિવાહ નહિ કરે. " આમ કહી વિજને પોતાના શયનગૃહમાં પ્રવેશ કર્યો.

---

## પ્રકરણ ૨૯ મું

### સ્નેહલતાનું આગમન

બીજે દિવસે બકુરાણીએ કલકત્તે પોતાને ઘેર એક પત્ર લખ્યો રમણીની બીમારીની હકીકત ટુંકમાં લખી કેટલાક જરૂરી સરસામાન સાથે બે ત્રણ દાસ દાસીઓને મોકલવા માટે તેણે રમણીની ભાભી સ્નેહલતાને લખ્યું હતું. જે દિવસે વિજનકુમારી પેલા બીજા મકાનમાં રહેવા ગઇ તેને બીજે દિવસે સ્હવારે જ દાસદાસીઓ સરસામાન લઇ આવનાર હતાં. તેમને લઇ આવવા માટે વિપિનચંદ્રે પોતાના નોકરને ગાડી સાથે સ્ટેશને મોકલ્યો.

આઠ વાગ્યા હતા. સુશી સ્નાન કરવા ગઇ હતી. બકુરાણી રમણીની પાસે બેઠી હતી. સૌદામિની બકુની કીકીને દૂધ પીવડાવી

તેને પોષાક પહેરાવતી હતી. એવામાં બંગલાના દરવાજા પાસે ગાડી આવી પહોંચ્યાનો અવાજ સંભળાયો. સૌદામિનીએ બારીમાંથી જોયું તો એક મ્હોટી ગાડી ત્યાં આવી ઉભી રહી હતી. ગાડીની ઉપર સઘળો સરસામાન લાધેલો હતો. દ્વારવાન રામચરણે કોચ-બૉક્ષ ઉપરથી નીચે ઉતરી પડી એ ગાડીનું દ્વાર ઉઘાડયું. પછી ગાડીમાંથી સ્નેહલતા એક દાસી સાથે નીચે ઉતરી.

તત્કાળ સૌદામિની ફીઇને કપડાં પહેરાવવાનું કામ અપૂર્ણ રાખી રમણીના ઓરડા તરફ ગઇ. એ ઓરડાનાં દ્વાર પાસે ઉભી રહીને તેણે સંકેતથી બકુરાણીને બોલાવી. બકુરાણી બ્હાર આવી એટલે મૃદુ સ્વરે તેણે કહ્યું:–" બકુરાણી, ભાભી આવી પહોંચ્યાં છે."

" ક્યાં છે ? "

" હમણાં જ મ્હેં તેમને ગાડીમાંથી ઉતરતાં જોયાં છે. "

" ઠીક છે, તમે તમારા ભાઇ પાસે જઇને બેસો. " આમ કહી બકુરાણી દાદર તરફ અગ્રેસર થઇ. પત્ર લખતી વખતે કલકત્તાથી સ્નેહલતાને અત્રે આવવાનું લખવું કે કેમ એ વિષયનો બકુરાણીએ સૌદામિની સાથે મળી વિચાર કર્યો હતો. વિચારને અંતે સ્નેહલતાને તેડાવવાનું તેમને ઉચિત લાગ્યું નહોતું; કેમ કે સ્નેહલતાની ભક્તિનું પ્રમાણ હદ ઉપરાંત હતું. ક્ષણે ક્ષણે તેને આભડછેટ લાગી જવાની શંકા રહેતી હતી. સ્નેહલતા જો આવશે તો તેની હદ ઉપરની ધર્મભક્તિને પરિણામે એક પ્રકારની અશાન્તિ ઉત્પન્ન થશે તથા સુશીને પણ કદાચ અપમાન સહન કરવું પડશે એમ ધારી નણંદ ભોજાઇએ સ્નેહલતાને આવવા માટે કાંઇ લખ્યું નહોતું. સ્નેહલતાની ઉમ્મર જો કે વિશેષ મ્હોટી નહોતી–રમણી કરતાં તે કેવળ બે ત્રણ વર્ષે મ્હોટી હતી; છતાં બીજી હિંદુ વિધવાઓની માફક તેનામાં અકાળપ્રૌઢત્વ આવી ઉપસ્થિત થયું હતું.

દાદર પાસે જતાં બકુરાણીએ સ્નેહલતાને ઉપર આવતી જોઇ. તે ઉપર આવી એટલે બકુરાણીએ તેને પ્રણામ કર્યા. તેણે હાંફતાં

હોંફતાં કહ્યું:–" દિયરજીની તાબયત કેવી છે ? "

" હજી તાવ ગયો નથી. "

" માણસને ઓળખી શકે છે ? "

" હા. "

" વાતચિત કરી શકે છે ? "

" તાવ ઓછો હોય છે ત્યારે થોડી વાત કરી શકે છે. "

સ્નેહલતાએ આગળ ચાલતાં કહ્યું:–" તેઓ ક્યાં છે ? "

" ચાલો હું તમને ત્યાં લઇ જાઉં. પહેલાં હાથ પગ ધોવા નથી ? "

"ના, થોડું ગંગાજળ હોય તો આપ. એનાથી હું દેહશુદ્ધિ કરી લઇશ. ગાડીમાં અઢારે વર્ણ સાથે એકાકાર થવાયું છે. જો કે સાડી રેશમી હોવાથી તે અશુદ્ધ નથી થઇ; પણ ગંગાજળથી દેહને પવિત્ર કર્યો હોય તો સારું. ગાડી નીચે ઉભી રખાવી છે. દિયરજીની ખબર જોયા પછી હું દર્શન કરી આવીશ. "

" ગંગાજળ નથી—અહીં ક્યાંથી ગંગાજળ મળે ? "

" ઘરમાં બિલકુલ ગંગાજળ નથી ! સારું થયું કે, કલકત્તાથી હું મ્હારી સાથે લેતી આવી છું ! આ ગાડીનો કોચમેન શૂદ્ર જાતિનો હોવાથી ધન્નુસિંહને સ્ટેશનેથી ગંગાજળ ઉંચકી ઘેર આવવા કહેલું છે. "

" નોકર ચાકર ચાલીને આવે છે કે ? "

" હા, તેઓ ચાલીને આવે છે. સ્ટેશન ઉપરથી બીજી એકકે ઘોડાગાડી મળી આવી નહિ. ત્યાં બળદ ગાડી હતી તેમાં બીજો સરસામાન ભરાવી ગાડી સાથે પગે ચાલીને તેઓ આવશે. ચાલ, હવે દિયરજી પાસે જઇએ. કીકીનું શરીર સારું છેને ? "

" હા સારું છે. " કહી ઠકુરાણી આગળ વધી. સ્નેહલતાને રમણીનો ઓરડો બતાવી તે સુશીની તપાસમાં ચાલી ગઇ.

સ્નેહલતાએ ઓરડામાં પ્રવેશ કર્યો એટલે સૌદામિનીએ તેને

પ્રણામ કરી પૂછ્યું:—" સહુ સારા સમાચાર છેને ભાભી ? "

" હા. " પછી રમણીના બિછાના પાસે જઇ તેના મુખ તરફ જોઇને સ્નેહલતાએ કહ્યું:—" હું કોણ છું ? મ્હને ઓળખી શકો છો કે ? "

રમણીએ સજળનયનથી સ્નેહલતાના મુખ તરફ જોઇ હકારમાં મસ્તક હલાવ્યું. સ્નેહલતાએ રમણીના કપાળ ઉપર હાથ ફેરવતાં ફેરવતાં સ્નેહપૂર્ણસ્વરે પૂછ્યું:—" કેમ છો, ન્હાનાભાઇ ? "

" સારો છું ભાભી. "

સ્નેહલતા બિછાના પાસે બેઠી. તેણે કહ્યું:—" ભય શો છે ? તમને જલ્દી આરામ થઇ જશે. હું કાળીઘાટે જઇ માતાજીની પૂજા માનતા કરી આવી છું. માતાજીના ચરણકમળના સ્પર્શથી પવિત્ર થયેલી માટી હું લઇ આવી છું, લ્યો તે તમારા માથા ઉપર અને કપાળે લગાડું. " આમ કહી પહેરેલા વસ્ત્રના છેડા સાથે બાંધેલી થોડી માટી છોડી સ્નેહલતાએ તે રમણીના માથા અને કપાળ ઉપર લગાડી. પછી તેણે કહ્યું:—" માતાજી તમને સાજા કરશે. તમારી તબિયત આટલી બધી બીમાર થઇ ગઈ હશે એમ હું કેવી રીતે જાણી શકું ? ન્હાની વહુનો પત્ર મળ્યો ત્યારથી મ્હારી ચિંતાનો પાર રહ્યો નહોતો. પછીથી અન્નજળ પણ હું લઇ શકી નથી ! જો કે એમણે મ્હને આવવા માટે લખ્યું નહોતું—હું પણ અહીં આવીશ તો કલકત્તાના ઘરની સંભાળ કોણ રાખશે એવી ચિંતાને લીધે તેમણે મ્હને આવવાનું નહિ લખ્યું હોય; પરંતુ તમારી બીમારીની હકીકત જાણી હું કેવી રીતે સ્થિર રહી શકું ? તમારાથી તો સંસાર છે ! કેમ ખરું છે ને સદુ ? "

સૌદામિની પલંગના ઉશિકા પાસે ઉભી રહી હતી. આ વખતે તેણે સ્નેહલતાને ચુપ થઇ જવાનો સંકેત કર્યો.

સ્નેહલતાને કાંઇ ઉત્તર નહિ મળવાથી તેણે કહ્યું:—" એવો ઇશારો બીશારો હું સમજતી નથી. જે કહેવું હોય તે કહેને ! "

" આઠ વાગ્યા છે. દવા પીવડાવવાનો વખત થયો છે." આમ કહી સૌદામિની બ્હાર ચાલી ગઇ. રમણીએ પોતાનાં નેત્રો મીંચી રાખ્યાં.

થોડા સમય પછી સુશી સંકોચાતી સંકોચાતી એ ઓરડામાં આવી ચુપકીદીથી ટેબલ પાસે ઉભી રહી. ઔષધનો ગ્લાસ હાથમાં લઇ શીશી હલાવીને તેણે ઔષધ રેડયું. સુશીએ ઓરડામાં પ્રવેશ કર્યો ત્યારથી સ્નેહલતા વિસ્મિત દ્રષ્ટિથી તેના તરફ જોઇ રહી હતી. એવું જોઇને સુશીનો સંકોચ વધી ગયો. કંપતા હાથે ગ્લાસમાં ઔષધ રેડી રમણી પાસે આવી તેણે કહ્યું:-" આ દવા પી જાઓ."

રમણીએ આંખો ઉઘાડી દવા પી લીધી. સુશીએ દવાનો ગ્લાસ બાજૂએ મૂકી દઇ, પાણીથી રમણીનું મ્હોં ધોઇ ટૉવેલથી સાફ કર્યું. પછી તે ટૉવેલની ગડી વાળતી હતી એવામાં સ્નેહલતાએ પૂછયુંઃ-" તમે કોણ છો ?"

આ વખતે જ સૌદામિનીએ એ ઓરડામાં પ્રવેશ કર્યો. તેણે કહ્યું:-" એ આપણા સ્નેહી છે."

" સ્નેહી છે ! ત્યારે તો સારું. હું એમ ધારતી હતી કે નર્સ હશો—ક્રિશ્ચિયન્ કિંવા અસ્પર્શ્ય હશો !" આમ કહી સ્નેહલતાએ ઘૃણાથી ઉંચું જોયું.

સૌદામિનીએ કહ્યું:-" ભાભી, તમારા ગંગાજળનો ઘડો આવ્યો છે.—ઠકુરાણી તમને બોલાવે છે." અત્યાર સુધીમાં સૌદામિનીએ ઠકુરાણી પાસેથી સ્નેહલતાની હકીકત સાંભળી લીધી હતી.

" આવું છું." કહી સ્નેહલતા ઉઠી ઉભી થઇ. રમણીએ આંખો મીંચેલી હતી. સ્નેહલતાએ કહ્યું:—"ન્હાનાભાઇ ! તમે સૂઇ રહો. હું દેવદર્શન કરવા જાઉં છું. તમને જલ્દી આરામ થઇ જાય એવી હું દેવાધિદેવ જગન્નાથજી મહારાજ પાસે માનતા માની આવીશ. સદુ ! તું અહીં બેસ. ત્હારે મ્હારી સાથે આવવું હોય તો ન્હાની વહૂને અહીં મોકલ અને કપડાં બદલી નાખ. દેવદર્શન કરવા જતી વખતે શુદ્ધ વસ્ત્ર પહેરવાં જોઇએ."

સૌદામિનીએ કહ્યું:—" મ્હારે હમણાં દર્શન કરવા આવવું નથી. હું ભાઇ પાસે બેસીશ. તમે બકુરાણીને તમારી સાથે લઇ જાઓ. એને દેવદર્શન કરવાની સહુના કરતાં વિશેષ હોંશ છે. "

" ઠીક, અમે જઇ આવીએ છીએ. " આમ કહી મૃદુભાવથી રમણીના મસ્તક ઉપર હાથ ફેરવી સ્નેહલતા ચાલી ગઇ.

સુશી ટેબલ ઉપર એક હાથ ટેકાવી સ્થિરભાવથી ઉભી રહી હતી. સ્નેહલતાના વિદાય થઇ ગયા પછી સૌદામિનીએ તેની પાસે જઈ મૃદુસ્વરે કહ્યું:—" આમ આવો. "

દવા પીધા પછી રમણી ઊંઘી ગયો હતો કે કેમ એ અમે કહી શકતા નથી. તેણે આંખો મીંચી રાખી હતી. સૌદામિની સુશીનો હાથ પકડી તેને પાછળ છજામાં લઇ ગઈ. તેના તરફ પ્રાર્થના સૂચક દૃષ્ટિથી જોઇ સૌદામનીએ કહ્યું:—" તમને ખોટું લાગ્યું કે ? કાંઈ મનમાં લાવશો નહિ. અમારાં ભાભીનો સ્વભાવ જ એવો છે. "

સુશીએ સૌદામિનીના મુખ તરફ જોઇ વિષાદનું હાસ્ય હસી નીચું જોયું. થોડી ક્ષણ પછી મ્હોં ઉચું કરી તેણે કહ્યું:—" હમણાં જો કે હું કાંઇ મનમાં લાવતી નથી; પણ જો એમને ખરેખર એમ માલુમ પડશે કે, હું ક્રિશ્ચિયન્ છું તો ?"

" એ વિચારવા જેવી વાત છે ખરી ! આ એક અડચણ ઉભી થઇ છે ! ભાભીને અહીં આવવાનું કોણે કહ્યું હતું ! "

" એમના દિયર બીમાર છે ને એ ન આવે ? તેઓ આવ્યાં છે એ સારી વાત છે. "

થોડા સમય સુધી બન્ને જણાં ચિંતામગ્ન સ્થિતિમાં ચુપ ઉભાં રહ્યાં. પછી સૌદામિનીએ કહ્યું:—" હવે ચિંતા કરવાથી શો લાભ છે? ડૉક્ટર સાહેબને આવવાનો વખત થયો છે. આપણે બધું ઠીકઠાક કરી નાખીએ. તમે એક વખત મ્હારા ભાઇ પાસે જાઓ. હું બકુરાણી પાસે જાઉં છું. "

સુશીને રમણી પાસે મોકલી સૌદામિની શયનગૃહમાં ગઈ તો

તેણે ત્યાં બકુરાણીને કપાળે હાથ મૂકી બેસી રહેલી જોઇ. સૌદામિનીએ પૂછ્યું:–"ભાભી એકલાં જ દેવદર્શન કરવા ગયાં કે ?"

"દાસીને સાથે મોકલી છે. બ્હેન ! મ્હોટી મુશ્કેલી ઉભી થઇ છે !"

"કેમ શું છે ?"

"સુશીની વાત સાંભળી ભાભી ક્રોધના અગ્નિથી સળગી ઉઠયાં છે. મ્હને પણ મરજી પડે એવાં વચન તેમણે સંભળાવ્યાં છે. મંદિરમાંથી આવ્યા પછી સુશીને હાંકી કાઢવાની મહારી પાસે તેમણે બ્હીક બતાવી છે."

"ત્યારે હવે ઉપાય ?" આમ કહી સૌદામિની પણ વિષણ્ણ મુખે ત્યાં બેઠી.

---

## પ્રકરણ ૩૦ મું

### વિજનકુમારીનું દૌત્ય

થોડા સમય સુધી ચિંતાતુર સ્થિતિમાં ચુપ રહ્યા પછી બકુરાણીએ કહ્યું:–"હવે શું કરવું ? સુશીલાને વિજનને ઘેર મોકલી દઉં કે ? કદાચ ભાભી આવી એમને કાંઇ અપમાન લાગે એવા શબ્દો સંભળાવશે તો !"

"જેમ ઠીક લાગે તેમ કરો; પણ ભાઇ સુશીલાને નહિ જુએ તો તેમની તપાસ નહિ કરે કે ?"

"તપાસ જરૂર કરશે. સુશીલા આવ્યાં છે ત્યારથી ઘણો ખરો વખત તેમની પાસે બેસી રહે છે. તેઓ જ તેમને દરેક વખતે દવા પીવડાવે છે."

"મ્હારા ભાઇ કદાચ તપાસ કરશે તો આપણે તેમને શું કહીશું ?"

" એ જ મુશ્કેલી છે. વળી સુશીલાની વાત કાઢી ભાભી ઘરમાં ગરબડ કરી મૂકશે અને એ વિષય તમારા ભાઇના જાણવામાં આવશે તો તેમના અશક્ત દેહ અને મન ઉપર સખ્ત આઘાત લાગ્યા સિવાય રહેશે નહિ! "

" એમ થાય તો સર્વસ્વનો નાશ થઇ જાય ! " સૌદામિનીએ નીચું જોઇ કહ્યું.

કેટલીક ક્ષણ સુધી બકુરાણીએ ઉદાસદૃષ્ટિથી સૌદામિનીના મુખ તરફ જોઇ રહી અશ્રુગદ્ગદ સ્વરે કહ્યું:–" ભાભીને એ વાત જો બરાબર સમજાવવામાં આવે તો તેનું કાંઇ સારું પરિણામ નહિ આવે કે? વળી જુઓ, સુશીલા આવ્યાં છે. ત્યારથી ધીમે ધીમે તમારા ભાઇની સ્થિતિ સુધરવા માંડી છે. આવી સ્થિતિમાં ભાભી જો સુશીલાનો તિરસ્કાર કરી તેમને કાઢી મૂકશે તો ભવિષ્યમાં શું થશે એ સમજી શકાતું નથી ! "

સૌદામિનીએ કહ્યું:–" ભાભીને સમજાવે કોણ ? ત્હારાથી એ કામ બની શકશે ? "

" ના, તમે જ એ કામ કરજો. "

" મ્હારામાં એવી શક્તિ નથી ! મ્હારી વાતને તેઓ ફુંકમાં ઉડાવી મૂકે તેમ છે. મ્હારો વિચાર એવો છે કે, આપણે વિજન-કુમારીને અત્રે બોલાવી મંગાવીએ. વાતને ગોઠવી સ્હામાને સમજા-વવાની તેમનામાં સારી શક્તિ છે. વળી મ્હારા અને ત્હારા કરતાં બ્હારનું માણસ એ વાત ભાભીને સમજાવે તો તેથી સારી અસર થવાનો સંભવ છે. "

તરત જ વિજનકુમારી ઉપર એક ચીઠ્ઠી લખી મોકલવામાં આવી. તેમાં એવી હકીકત લખવામાં આવી કે, ડૉકટર આવવાનો વખત થયેલો હોવાથી વિપિનચંદ્ર વિજનકુમારીસહ એક વખત આવી જાય તો સારું. વિશેષ જરૂરી વાતચિત કરવાનું પણ ચીઠ્ઠીમાં લખ્યું.

બરાબર અગીઆર વાગ્યે સ્નેહલતા દેવદર્શન કરી પાછી

ફરી એટલે વિજનકુમારીએ તેને એકાંતમાં લઇ જઇ વાત કાઢી. એ વાત સાંભળી સ્નેહલતાએ કહ્યું:—" બકુરાણીની બુદ્ધિ શુદ્ધિ ગૂમ થઇ ગઇ હોય એમ લાગે છે. વળી તમે પણ એના જેવી જ વાત કહો છો કે ?"

" બ્હેન ! હું ઇચ્છાપૂર્વક આવી વાત નથી કહેતી. સુશીનું નામ સાંભળી તમારા દિયર ગાંડાઘેલા બની જાય છે. બકુરાણીએ પહેલાં જ્યારે મ્હારી પાસે આવી એમ કહ્યું કે, ' તેઓ સુશીને મળવા ઇચ્છે છે. હું તાર કરું ? ' એ વખતે મ્હેં સહેલાઇથી તાર કરવાની રજા આપી નહોતી. બકુની પાસેથી સઘળી હકીકત સાંભળ્યા પછી હું બધું સમજી શકી હતી. મ્હેં વિચાર્યું કે, જીવ કરતાં કોઇ વસ્તુ વિશેષ નથી. સુશી આવે અને તેને જોઇ રમણીબાબુ ખુશી થાય તો રોગ મટી જાય. એવા વિચારથી જ તાર કરવાની મ્હેં રજા આપી હતી. પહેલાં રમણીબાબુની તબિયત ઘણી બગડી ગઇ હતી; પરંતુ એ છોકરીના આવ્યા પછી દિવસે દિવસે તબિયતમાં સુધારો થયો છે. આવી સ્થિતિમાં ચુપ રહ્યા સિવાય આપણે માટે બીજો શો ઉપાય છે ?! તમારા દિયરની સ્થિતિ કેવી છે એ તમે જોઇ ચુક્યાં છો. એવી સ્થિતિ હોવા છતાં સુશીને માટે કાંઈ ગરબડ ઉભી થશે તો તેની રમણીબાબુની પ્રકૃતિ ઉપર કેવી ભયંકર અસર થશે એનો તમારે વિચાર કરી જોવાની જરૂર છે. તમારી વાત સાંભળી બકુ અને સૌદામિની તો દિંગ્મૂઢ બની ગયાં છે. આ વાત ભયને લીધે તમને કહેવાની હિમ્મત નહિ હોવાથી મ્હારે કહેવી પડી છે. બ્હેન ! થોડા દિવસ માટે ધીરજ ધારણ કરી રાખો. પ્રથમ તમારા દિયરને સારી રીતે આરામ થઇ જવા દો. પછી તમે તમારી મરજી પડે તેમ કરજો. તમે ઘરનાં ગૃહિણી છો. આગળ પાછળનો વિચાર કરી તમે જે કાંઇ કરશો તેમાં કોઇથી વિક્ષેપ થઇ શકશે નહિ."

સઘળી વાત સાંભળી સ્નેહલતા થોડા સમય સુધી ચુપ બેસી રહી.

પછી તેણે કહ્યુંઃ–"ઠીક છે, હમણાં હું કોઇને કાંઇ કહીશ નહિ; પરંતુ જે ઘરમાં ક્રિશ્ચિયન્ હોય એ ઘરમાં મ્હારાથી અન્નજળ લઇ શકાશે નહિ તથા રહી પણ શકાશે નહિ."

"તમે અમારા મકાનમાં આવીને રહો. ફોઇબા સાથે રહેવું તમને ગમશે. તેમની સાથે દેવદર્શન કરવા જવાની પણ તમને અનુકૂળતા થશે."

સ્નેહલતાએ ધીમેથી કહ્યુંઃ–"હું ત્યાં રહેવા આવું એ સારું કહેવાય કે? મ્હારા દિયર અહીં બીમાર હોવા છતાં હું અલગ મકાનમાં જઇ પડી રહું?"

"એમાં કાંઇ ખોટું નથી. અમારું મકાન દૂર ક્યાં છે? આ મકાન પછી બે મકાન છોડયા પછી ત્રીજું જ અમારું મકાન છે. તમે વારંવાર અહીં આવજા કરી શકશો."

"ભલે તેમ કરીશ. જો એ ક્રિશ્ચિયન્ છોકરી મ્હને અડકી પડશે તો મ્હારે તમારે ઘેર આવી, બધાં વસ્ત્ર પલાળી સ્નાન કરવું પડશે. સારું થયું કે, એક ઘડો ગંગાજળ સાથે લેતી આવી છું!"

ડૉક્ટરે કહ્યું હતું કે જો રોગ અવળા માર્ગે નહિ ચઢી જાય તો બે ત્રણ અઠવાડીઆંમાં આરામ થઇ જશે. એકવીસ દિવસ સૂધી તાવની પીડા ભોગવ્યા પછી બાવીસમે દિવસે રમણીનો તાવ ઉતરી ગયો. નવ વાગ્યે ડૉક્ટર આવીને કહી ગયા હતા કે, આજે તાવ નથી. સંધ્યાળે આવીને પણ તેમણે તાવ નહિ હોવાનું કહ્યું. એ સાંભળી સહુના મુખ ઉપર આનંદનું હાસ્ય પ્રકાશી નીકળ્યું.

રાત્રે બકુરાણી અને સુથી રમણીના શયનગૃહમાં એક બાજૂએ સુઇ રહ્યાં. વચ્ચે વચ્ચે તેઓ ઉઠી રમણીના શરીરની તપાસ કરતાં હતાં. એ રાત્રે પણ રમણીને તાવ ચઢયો નહિ.

બીજે દિવસે વિજનકુમારીને ઘેરથી સ્નેહલતા આવી પહોંચી એટલે બકુરાણી તેની પાસે બેસી પૂજા કરી આવવાનો વિચાર કરવા લાગી. છેવટે તેમણે બન્નેએ મળી એવો નિશ્ચય કર્યો કે, ડૉક્ટ-

રના આવી ગયા પછી તેમનો અભિપ્રાય જાણી બન્ને જણીઓ મંદિરમાં જઇ પૂજા કરી આવશે તથા સુશી અને સૌદામિની ઘેર રહેશે.

એ નિશ્ચય જાણી સુશીએ કહ્યું:–" તમે પૂજા કરવા જશો અને મ્હને સાથે નહિ લઇ જાઓ ? "

સ્નેહલતાએ કહ્યું:–"તમે હિંદુ દેવતાની પૂજા કેવી રીતે કરી શકો? હિંદુ દેવતાની પૂજા કરવાથી તમને પાપ ન લાગે કે ? "

સૌદામિનીએ કહ્યું:–" ભાભી, તેઓ હિંદુ નથી એમ કેમ કહો છો ? મનુષ્ય જે માને તે તેનો ધર્મ છે. આપણે જે સઘળું માનીએ છીએ તે સુશીલા પણ માનતાં હોય એમ લાગે છે. કેમ સુશીલા ! હું ખરું કહું છુંને ? "

વિસ્મિત બની જઇને સ્નેહલતાએ પણ પૂછ્યું:–" હેં ! તમે પણ અમારાં દેવદેવાદિને માનો છો કે ?! "

સુશીએ સહજ હાસ્ય કર્યું. તેણે કાંઇ ઉત્તર આપ્યો નહિ. સૌદામિનીએ કહ્યું:–" હા હા, માને છે. સુશીલા ! પેલી વાત હું સહુને કહી દઉં કે ? " આમ કહી તેણે સુશીના મુખ તરફ સ્મિત-દષ્ટિથી જોયું.

બકુરાણીએ પૂછ્યું:–" કયી વાત ? "

સૌદામિનીએ કહ્યું:–" એ વાત તમને પણ નહિ કહેવાનું એમણે મ્હને જણાવ્યું હતું. કેમ સુશીલા ! હવે એ વાત સહુને કહી દઉં કે ? "

સુશીએ લજ્જિત ભાવથી કહ્યું:–"હવે હું ક્યાં ના પાડું છું ! "

સૌદામિની બોલી:–" બકુરાણી, મ્હેં સુશીલાને તાર કર્યો હતો તે યાદ છે કે? તે દિવસે ત્હારો તાર મળતાં કાળીઘાટે જઇ, ભાઇને આરામ થઇ જાય એ માટે તેઓ કાળીમાતાની પૂજા માનતા માની આવ્યાં છે. અત્યાર સૂધી એ વાત એમણે કોઇને કહી નહોતી— કેવળ હું જ જાણતી હતી. સુશીલા ! આજે તમારી ગુપ્ત વાત મ્હેં જાહિર કરી દીધી છે."

સ્નેહલતાએ કહ્યું:—" એમણે જે કાંઇ કર્યું છે તે સારું કર્યું છે. શ્રી જગન્નાથદેવની પૂજા કરવાની ઇચ્છા હોય તો તમે પણ અમારી સાથે ચાલો. તમે અંદર નહિ આવો એટલે થયું. પૂજામાં જે સામગ્રી આપવાની હોય તે અમારામાંથી કોઇના હાથમાં સોંપી બ્હારથી તમે પ્રણામ કરજો. ગમે તેમ પણ તમે ક્રિશ્ચિયન્ હોવાથી તમારાથી મંદિરની અંદર પ્રવેશ ન જ કરી શકાય."

સૌદામિની:-ના-ના, એ તમારી સાથે અંદર જ આવશે. તમે અંદર જાઓ ને એ અનાથની માફક બ્હાર ઉભાં રહે! એમના અંદર આવવાથી પ્રસાદ અભડાઇ જવાનો નથી. આઠ આના આપી દેવાથી પ્રસાદશુદ્ધિ થઇ જશે.

સ્નેહલતા:—આઠ આના આપવાથી પ્રસાદ કેવી રીતે શુદ્ધ થઇ જશે?

સૌદામિનીએ કહ્યું:-" એ તમે જાણતાં નથી કે? જે દિવસની હું વાત કરું છું તે દિવસે એક ગૃહસ્થ દર્શન કરવા ગયો હતો. અંદર ચામડું લઇ જવાની મનાઇ હોવાથી તે પોતાના જોડા દરવાજે મૂકી ગયો હતો. અંદર જઇ તે દેવતાનું દર્શન કરવા લાગ્યો; પરંતુ ઉમ્મર થયેલી હોવાથી ચસમાં સિવાય તેનાથી બરાબર દર્શન થઇ શકયાં નહિ. તેણે ખીસ્સામાંથી ચસમાંની ડબ્બી બ્હાર કાઢી, નાક ઉપર ચસમાં પહેર્યાં. એવામાં એક પૂજારીએ આવી એ ગૃહસ્થનો હાથ પકડી કહ્યું, 'તમે તમારાં ચસમાંની ચામડાની બનેલી ડબ્બી મંદિરમાં લઈ આવ્યા તેથી મહાપ્રભુનો બસો રૂપિયાનો પ્રસાદ ખરાબ થયો છે. જલ્દી બસો રૂપિયા આપો.' આવા શબ્દો સાંભળી એ ગૃહસ્થ કિંકર્ત્તવ્યવિમૂઢ બની ગયો. તેણે કહ્યું, 'મહારાજ! હું જાણતો નથી. અજાણતાં મ્હારાથી આવું કામ થયું છે.' પૂજારીએ કહ્યું, 'જાણતાં થયું હોય અગર અજાણતાં થયું હોય એ સાથે અમને કાંઈ લેવા દેવા નથી. તમે બસો રૂપિયા આપો એટલે બસ. જો પૂરતી રકમ ન હોય તો થોડી છૂટ મૂકવામાં આવે છે.

આજે મહાપ્રભુને સહજ થોડો ભોગ ધરાવીશું; પરંતુ રૂપિયા આપ્યા સિવાય તમારાથી જઈ શકાશે નહિ!' છેવટે ઘણી રકઝક અને હાના પછી છેવટે આઠ આના આપીએ ગૃહસ્થ આવી પડેલા સંકટમાંથી મુક્ત થયો."

આ વાત સાંભળી સહુ મ્હોટેથી હસી પડયાં. તેઓ કહેવા લાગ્યાં:–" બસો રૂપિયાને બદલે છેવટે આઠ આનામાં નિકાલ થયો!" એ મકાનમાં આજે ઘણા દિવસ પછી ઉચ્ચ હાસ્ય ધ્વનિ સંભળાયો.

નવ વાગ્યે ડૉકટરે આવી સર્વાંશે નિર્ભય રહેવાની ખબર કહી. ઔષધ પથ્યાદિની વ્યવસ્થા કરી તેઓ વિદાય થઇ ગયા એટલે સ્નેહલતા, બકુરાણી, વિજનકુમારી અને વિજનની ફોઇબા વગેરે મંદિર તરફ ગયાં; સુશી અને સોદામિની રમણીની સંભાળ રાખવા ઘેર રહ્યાં.



## પ્રકરણ ૩૧ મું

### સ્નેહલતાનો ઉપદેશ

ડૉક્ટર સાહેબ એવું કહી ગયા હતા કે, રોગીને જો કે આરોગ્યની પ્રાપ્તિ થઇ છે તો પણ એ હજી એટલો બધો દુર્બળ છે કે સંપૂર્ણ સુસ્થ અને સબળ થવા માટે ઓછામાં ઓછા એક માસ સુધી તેણે પુરીની ખુલ્લી હવામાં રહેવાની જરૂર છે. આ સાંભળી સ્નેહલતા કલકત્તા ચાલી જવાને તૈયાર થઇ હતી. આજે સંધ્યાકાળની ટ્રેઇનમાં તે વિદાય થવાની હતી.

નમતા પ્રહરે સુશી છજાના પાછલા ભાગમાં પેલી બેંચ ઉપર બેસી કાંઇ સીલાઇનું કામ કરતી હતી. એવામાં સ્નેહલતાએ ધીમે પગલે તેની પાસે જઇ કહ્યું:–" તમે પણ મ્હારી સાથે કલકત્તા ચાલો. ઘણા દિવસથી તમે અત્રે આવેલાં હોવાથી તમારે માટે ચૌધુરી મહાશયને ચિંતા થયા કરતી હશે!"

સુશી મ્હોં ઉંચું કરી સ્નેહલતાના મુખ તરફ જોઇ શકી નહિ. જો કે આટલા દિવસમાં સ્નેહલતાએ તેની સાથે કાંઇ રુઢ વ્યવહાર ચલાવ્યો નહોતો; છતાં તે પોતાને કેવી નજરથી જુએ છે એ સુશી સારી રીતે સમજી ગઇ હતી. પોતાની હાજરીમાં કોઇએ એક પણ દિવસે કાંઇ કહેલું નહિ હોવા છતાં રમણી સાથે પોતાના વિવાહમાં સ્નેહલતા જ મુખ્ય પ્રતિવાદી છે એમ સુશી સ્પષ્ટતાથી સમજી શકી હતી. બકુરાણીએ વિવાહમાં સંમતિ આપેલી હોવાથી તેના તરફ પણ સ્નેહલતાનો વિરક્ત ભાવ સુશીના જોવામાં આવ્યો હતો. વસ્તુસ્થિતિ આવી હોવાથી સુશીના મનમાં સ્નેહલતાનો ભય હતો તથા બનતાં સુધી તે સ્નેહલતાના સહવાસને ટાળી દેતી હતી. સુશીને ચુપ રહેલી જોઇ સ્નેહલતાએ કહ્યું:–" હવે તમારે અત્રે રહેવાની કાંઈ જરૂર છે કે ? " આમ કહી સ્નેહલતા સુશીની પાસે બેંચ ઉપર બેઠી.

આ શબ્દો સાંભળી સુશીને થોડો ક્રોધ ઉપજ્યો. તેણે કહ્યું:– " હા, હજી મ્હારે અત્રે રોકાવાની જરૂર છે. "

" શી જરૂર છે તે મ્હને જણાવશો ? "

આ વખતે સુશીએ સ્નેહલતાના મુખ તરફ જોયું. તેના મુખ ઉપર વિદ્રુપનું હાસ્ય છુપાઇ રહેલું સુશીના જોવામાં આવ્યું. ભવાં ચઢાવી સુશીએ કહ્યું:–" એ વાત જાણી આપ શું કરશો ? "

સ્નેહલતાએ કહ્યું:–" તમને મ્હારા ઉપર ક્રોધ ઉપજ્યો છે કે ? જુઓ, હું જે કાંઇ કહું છું તે તમારા કલ્યાણ માટે જ કહું છું. તમે વિદ્યાભ્યાસ ગમે એટલો કરેલો હોવા છતાં ઉમ્મરે મ્હારાથી ઘણાં ન્હાનાં છો. તમારી બુદ્ધિ હજી તદ્દન અપરિપક્વ છે. તમે જે વિચાર કર્યો છે તેથી છેવટે તમારે પસ્તાવું પડશે. એથી તમે મરશો અને બીજાં બે માણસોને પણ મારશો. સુશીલા ! તમારાથી એવું થાય એ સારું કહેવાય કે ? તમે તમારા મનમાં સઘળો વિચાર કરી જુઓ. બકુરાણી તમારા ઉપર એક ધર્મભગિની કરતાં પણ વિશેષ પ્રેમ રાખે છે; છતાં એ પ્રેમના બદલામાં તમે તેને ચિરકાળ માટે દુઃખી કરશો કે ? "

" હું તેમને દુઃખી કરવાની છું એવી જ તેમની ધારણા હોય તો પછી તેઓ શા માટે મ્હારા ઉપર પ્રેમ કરે છે ? "

" વાહ ! એટલું પણ તમે સમજી શકતાં નથી ? હિંદુ કુટુંબમાં જન્મ લીધા સિવાય એ વાત સમજાય પણ કેવી રીતે ? હિંદુને માટે અતિથિ દેવતા છે ! તમે અમારા મકાનમાં આવ્યાં છો, તમારા આવવાથી ઠકુરાણીના સ્વામીને સત્વર આરામ થયો છે. જો કે રામ રાખે છે તેને કોઇ ચાખતું નથી–મનુષ્ય નિમિત્ત માત્ર છે; છતાં ઠકુરાણી એમ જ ધારે છે કે, તમારે લીધે જ એના સ્વામી બચ્યા છે, અને તેથી તે તમારા ઉપર પુષ્કળ પ્રેમ રાખે છે. ઉપકારી માણસ ઉપર પ્રેમ રાખવો એ જૂદી વાત છે; પણ એ માણસ જો સૉક્ય થઇ સ્વામીનો ભાગ માગે તો તદ્દન ઉલટી ન જાય કે ? તેણે કેવળ પતિ ઉપર અભિમાન કરીને એ કાર્યમાં સંમતિ દર્શાવી છે. એવા અભિમાનથી મળેલી સંમતિને હૃદયની સંમતિ ગણી શકાય કે ? સ્ત્રી એવી સંમતિ આપી શકે ખરી ? "

" ઠકુરાણી બધું જાણતાં સમજતાં હોવાં છતાં તેમણે મ્હને અહીં તેડાવી છે. આ એક મહિનામાં કોઈ પણ દિવસે હું એમ જાણી શકી નથી કે, તેમણે જે સંમતિ આપી છે તે અભિમાનનું ફળ છે. કોઇ પણ દિવસે તેમના મુખ ઉપર મ્હેં વિરક્તિનો, ઇર્ષ્યાનો કે રોષનો ભાવ જોયો નથી. "

" તમે ક્યાંથી જોઇ શકો ! તમારી આંખમાં કમળો હોવાથી તમને બધું પીળું જ દેખાય છે. રમણીની દૃષ્ટિ પણ તમારા જેવી જ છે. તમારા બન્નેના સિવાય બીજાં બધાં માણસો સઘળું સ્પષ્ટ જોઇ શકે છે. "

સુશી ચુપકીદીથી વિચારવા લાંગીઃ–" પ્રવૃત્તિનાં રગીન ચસમાંની અંદરથી હું સઘળા ખોટા રંગ જોઉં છું કે ? " સ્નેહલતા થોડા સમય સૂધી ચુપ રહ્યા પછી પાછી કહેવા લાગીઃ—" બીજી પણ એક વાત તમે વિચારી જુઓ કે, આ વિવાહ થવાથી રમણીમો-

હનની સામાજિક સ્થિતિ કેવી થશે ? હમણાં એ હિંદુ સમાજમાં છે, સગાં સંબંધી, ન્યાતજાત વગેરેને ત્યાં જવા આવવાનો, ખાવા પીવાનો વ્યવહાર ચાલે છે; પરંતુ આ વિવાહ થવાથી એ વ્યવહાર બંધ થશે અને એમને ન્યાત બ્હાર રહેવું પડશે. વળી એ વાતનો તમે તમારા તરફથી પણ વિચાર કરી જુઓ. તમારાં બધાં સગાં વ્હાલાંઓ ક્રિશ્ચિયન્ છે, તેઓમાંની એક કન્યાએ સૅાકયનું સાલ વહોરી હિંદુ પુરુષ સાથે વિવાહ કર્યો છે એ વાત પ્રકાશમાં આવતાં તેઓ પોતાના સમાજમાં મ્હોં બતાવી શકશે કે ? સહુ એમનો તિરસ્કાર કરશે તથા જાતીય કલંકની એ વાત વર્ત્તમાનપત્રોમાં પણ પ્રસિદ્ધ થશે. સમાજમાં જોડાગિરજાવાળા ચૌધુરી મહાશયનું માથું નીચું કરવું એ તમારે માટે ઉચિત છે કે ? આ કામ કરતાં પહેલાં એક વખત તમે તેમનો વિચાર પૂછી જુઓ જોઇએ ! ”

સુશી હાથને કપાળ ઉપર રાખી ચિંતા કર્યા કરતી હતી. વચ્ચે વચ્ચે તેનાં બન્ને નેત્રોમાં અશ્રુજળ ભરાઇ આવતું હતું. તેના એ ભાવ તરફ ધ્યાન આપ્યા વિના સ્નેહલતાએ કહ્યું:—“ આવા મુર્ખાઇ ભરેલા વિચારને તમે તમારા મનમાંથી દૂર કરો. આ કાર્યથી કોઇ સુખી થશે નહિ. તમે રૂપવાન છો, કાચી ઉમ્મર છે, લખવું વાંચવું જાણો છો, નાચગાન પણ જાણતાં હો એમ લાગે છે; પછી તમારે વિવાહની ચિંતા શા માટે રાખવી જોઇએ. કલકત્તે જઇ તમે તમારા મામાને ઘેર રહો. ત્યાં ઘણા ક્રિશ્ચિયન્ યુવકો સાથે તમારો પરિચય થશે. એ યુવકોમાંથી જે પસંદ પડે તેની સાથે વિવાહ કરી તમે સુખપૂર્વક ઘરસંસાર ચલાવજો. એમ કરવાથી બધું સારું થશે. એથી એક હિંદુ કુટુંબને સ્વજાતિથી બહિષ્કૃત નહિ થવું પડે, તમારા ચૌધુરીમામાનાં માન પ્રતિષ્ઠાને હાનિ નહિ પહોંચે. તમે મ્હારી વાત સાંભળો. સંધ્યાકાળની ગાડીમાં હું જાઉ છું—તમે પણ મ્હારી સાથે કલકત્તા ચાલો. ”

સુશી અંતરના ઊંડાણમાંથી એક નિઃશ્વાસ મૂકી ચુપ બેસી

રહી. સ્નેહલતાએ ઉમેર્યું:–" શું કહો છો ? મ્હારી સાથે આવશો–ને ? તમે તમારો સરસામાન બાંધી નાખો. મ્હારા ગયા પછી તમને આવી સારી, ઠેઠની સોબત નહિ મળે. આ ઘણો સારો યોગ છે."

સુશીએ કહ્યું:–"મ્હને ક્ષમા આપજો. હું આજે આવી શકીશ નહિ. જો આવવું હશે તો પછી આવીશ. સોબત સિવાય મ્હારું અટકી પડવાનું નથી."

સ્નેહલતાએ કહ્યું: "બરાબર, એ વાત હું ભૂલી ગઇ હતી. તમારામાં પર્દા જેવું કાંઇ નથી. તમારે સોબતીની શી જરૂર છે ? તમે એકલાં મરજી પડે ત્યાં હરી ફરી શકો તેમ છો. ઠીક, હવે મ્હેં જે કાંઇ કહ્યું એ સંબંધી તમારો શો મત છે ?"

સુશીએ કહ્યું:–" મ્હારો મત જાણવાની જ્યારે આપને આટલી બધી ઇચ્છા છે ત્યારે જુઓ સાંભળો. આ વિવાહ થવાથી રમણી-મોહન સુખી થશે એવો મ્હને વિશ્વાસ હોવાથી જ હું વિવાહ કરવા સંમત થઇ છું. જો હું એમને સુખી કરી શકું તો પછી તેથી કોને દુ:ખ થાય તેમ છે એ વિચારી માથું પકાવવાની મ્હારે કાંઇ જરૂર નથી. મ્હારે કેવળ બકુરાણીનાં સુખદુ:ખનો વિચાર કરવાનો છે. જો આ વિવાહ થતાં બકુરાણીના હૃદયને વિશેષ આઘાત લાગવાનો સંભવ હોત તો આવું કામ કરવાની તેઓ કદાપિ રજા આપત નહિ એવો મ્હને દૃઢ વિશ્વાસ છે. મ્હને તમારે ગાંડી ગણવી હોય તો ગાંડી ગણો, પ્રવૃત્તિનાં રંગીન ચસમાં પહેરેલી સમજવી હોય તો તેમ સમજો; પરંતુ બકુરાણી માટે એમાંનું કાંઇ લાગુ પડતું નથી. મ્હારા કરતાં તમારા દિયર બકુરાણીને બહુ સારી રીતે ઓળખે છે. તેમણે કહ્યું છે કે, 'આ વિવાહથી બકુરાણીને કાંઇ કષ્ટ થવાનું નથી.' એ જ મ્હારે વિચારવાનું છે. આપ કહો છો કે, એ એમની ભૂલ છે; પરંતુ તમારા દિયર મ્હારો હાથ પકડી મ્હને ભૂલ-વાળા રસ્તે લઇ જશે તો હું તેમની પાછળ પાછળ જઇશ જ. કોણ જાતમાં રહેશે અને કોણ જાતિબહિષ્કૃત થશે, કોનાં માન

પ્રતિષ્ઠા સચવાશે અને કોનાં રસાતળમાં પહોંચી જશે એ વિચારવાની મ્હને કાંઇ જરૂર નથી. જાણી જોઇને હું કોઇ અન્યાય કાર્ય કરતી નથી, એટલું જ મ્હારે માટે પૂરતું છે. વળી બકુરાણીએ કેવળ અભિમાનથી રજા આપી છે કે હૃદયપૂર્વક એનો ખુલાસો હું એમની પાસેથી મેળવી લઇશ. એ વાતની મીમાંસા જો એમના સ્વામી ન કરી શકે તો આપ કેવી રીતે કરી શકો ?! " આમ કહી બન્ને હાથ મ્હોં ઉપર રાખી સુશી ટેબલ ઉપર નમી પડી.

અત્યાર સુધી અવાક્ બની જઇ સ્નેહલતા તેના મુખ તરફ જોઇ રહી હતી. હવે તેણે કહ્યું:–" ઠીક છે, સમાજનાં બીજાં માણસોની વાત આપણે બાજૂએ રાખીએ; પણ તમારા ચૌધુરી મામા તમારી પાસે આવી કદાચ ઘણું કલ્પાંત કરે, તેઓ પોતાનાં માન પ્રતિષ્ઠા સાચવવાની તમને વિનંતિ કરે તો પણ તમે—"

" આ વાતનો ઉત્તર હું આપી ચુકી છું. " આમ કહી સુશી ઉઠી ઉભી થઇ. ધીમે પગલે તે ત્યાંથી ચાલી ગઇ.

સ્નેહલતા પોતાના મનમાં કહેવા લાગી:–" એ પોતે હિંદુ થઇ છે એમ કહે છે; છતાં આવું કેમ બોલે છે ! હિંદુ સ્ત્રીથી કાળાંતરે પણ એવું બોલી શકાય ! આસન ઉપર બેસી નિરામિષ આહાર કરવાથી હિંદુ થઇ જવાય કે ? ' મામાનું ગમે તેમ થાઓ, સમાજ જહન્નમમાં જાઓ, હું તો મ્હારી મરજી હશે તેની સાથે વિવાહ કરીશ જ.' એવા શબ્દો એક હિંદુ નારીથી ઉચ્ચારી શકાય કે ! મ્હેં પાષાણ ઉપર પાણી રેડી વૃથા કષ્ટ વેઠ્યું છે. એની પાસે બેસવાથી મ્હારું શરીર અભડાયું છે ! ઘરમાં જઇ સાબોળ સ્નાન કરી મ્હારે ગંગાજળથી શુદ્ધ થવું પડશે. "



# પ્રકરણ ૩૨ મું.

## સુશીલાની દ્વિધા

સ્નેહલતા ચાલી ગઈ; પરતુ તેની સાથે વાતચિત થયા પછી સુશીનું મન ઘણું ચિંતાતુર બની ગયું. રંગીન ચસમાંની પેલી ઉપમાનું વારંવાર તેને સ્મરણ થવા લાગ્યું. ધીમે ધીમે તે વિચારવા લાગી:–" મ્હેં એમ કહ્યું કે, જો હું એમને સુખી કરી શકું તો તેને પરિણામે કોણ સુખી થયું અને કોણ દુઃખી થયું એ મ્હારે જોવાની જરૂર નથી તે વ્યાજબી કહ્યું છે કે ? જો બકુરાણીએ આપેલી સંમતિ કેવળ મૌખિક હોય, જો આ વિવાહ થવાથી તેમને દારૂણ દુઃખ થાય તેમ હોય તો એક જણને સુખી કરવા માટે હું અન્ય વ્યક્તિની હત્યા કરું એ સારું કહેવાય કે ?"

બે દિવસ સુધી સુશીએ આ વિષયનો ઘણો વિચાર કર્યો; પરંતુ તે કોઈ નિશ્ચય ઉપર આવી શકી નહિ. તેનું મ્લાન મુખ, ચિંતાતુર ભાવ બકુરાણીની દૃષ્ટિથી ગુપ્ત રહી શક્યાં નહિ. તેણે સુશીને વચ્ચે વચ્ચે એમ પૂછ્યું હતું કે, ' તમારું મ્હોં ઉતરી કેમ ગયું છે ? તમને શું થયું છે ? કોઈએ તમને કાંઇ કહ્યું છે કે ? ' આમ છતાં સુશીએ તેને કાંઈ સદુત્તર આપ્યો નહોતો.

આવી રીતે એક અઠવાડીઉં પસાર થઇ ગયું. હવે રમણીને ખોરાક લેવાની ડૉક્ટર તરફથી રજા મળી હતી. હવે તે સ્હાંજે અને સ્હવારે છજાની અંદર આરામખુરસીમાં આડો પડી રહી સમુદ્રવાયુનું સેવન કરતાં કરતાં સિગારેટ પીતો હતો. બકુરાણી અને સુશી તેની પાસે બેસતાં હોવા છતાં સૌદામિની અને બકુરાણીની ગેરહાજરીમાં સુશી પોતાની પાસે બેસતી નથી એ પ્રકાર રમણીના જાણવામાં આવ્યો હતો. એકલી પડતી વખતે ગમે તે નિમિત્ત દર્શાવી તે રમણી પાસેથી ચાલી જતી હતી. રમણી આમ વિચારતો હતો કે, પાછું બકુરાણીને ખોટું ન લાગે એ હેતુથી જ સુશી પોતાની પાસે એકલી

બેસતી નથી. સુશીના આ સંકોચે રમણીના મનમાં પ્રશંસાનો ભાવ ઉત્પન્ન કર્યો હતો.

હવે રમણીએ બંગલામાંથી નીચે ઉતરી કમ્પાઉન્ડમાં આવેલા બાગમાં હરવા ફરવાની શક્તિ મેળવી હતી. એક દિવસે રમણીને નીચે ફરતો જોઇ વિપિનચંદ્ર તેને પોતાને બંગલે લઇ ગયો. ભાઇને વિજનકુમારીને ત્યાં જતો જોઇ સૌદામિની પણ દાસીને લઇ ત્યાં ગઇ.

જ્યોત્સ્નાના પ્રકાશનો સમુદ્રવક્ષ ઉપર વિસ્તાર થયો હતો. સુશી છજામાં બેસી અર્દ્ધચંદ્ર તરફ જોઇ રહી હતી. એવામાં બકુરાણી આવીને તેની પાસે બેઠી. થોડી વાતચિત કર્યા પછી બકુરાણીએ પુછ્યું:-" ભાભી ગયાં છે ત્યારથી તમને શું થયું છે ? તમે રાતદિવસ ચિંતાતુર રહો છો અને હસીને વાત કરતાં નથી તેનું શું કારણ છે ? ભાભી જતી વખતે તમને કાંઇ કહી ગયાં છે કે ? "

" તે દિવસે જ તેમણે મ્હને પોતાની સાથે કલકત્તા આવવાનું કહ્યું હતું; પરંતુ હું ગઈ નથી. મ્હને લાગે છે કે, જો હું તેમની સાથે ગઇ હોત તો સારું થાત. "

બકુરાણીએ સુશીના મુખ તરફ જોઇ કહ્યું:-" આજે તમે આમ કેમ બોલો છો ? "

" બ્હેન ! મ્હેં તમારા ઉપર ઘણો જુલ્મ કર્યો છે. હવે હું જઇશ. "

" ક્યાં જશો ? "

" કલકત્તે અગર જ્યાં ભાગ્ય લઇ જશે ત્યાં ! "

" તમારે શા માટે જવું જોઇએ ? અમને છોડી ચાલ્યાં જવાની તમારી ઇચ્છા છે કે ? અહીં તમને કોઇ પણ પ્રકારનું દુઃખ વેઠવું પડે છે કે ? "

સુશીએ કેટલીક ક્ષણ સુધી ચુપ રહ્યા પછી કહ્યું:-" ઠીક બ્હેન ! જો હું હમ્મેશાંને માટે ચાલી જાઉં તો તેથી કાંઇ નુકસાન છે ? "

આ પ્રશ્ન સાંભળી બકુરાણીને ઘણું આશ્ચર્ય લાગ્યું તેણે કહ્યું:- "તમે ગાંડા માણસ જેવી વાત કરો છો! ભાગ્ય લઇ જશે ત્યાં જશો

એનો અર્થ શો ! એમણે તમને કાંઇ કહ્યું છે કે ? તમને એમના ઉપર રીસ ચઢી છે કે ? તમે કહો નહિ ત્યાં સુધી શું બન્યું છે એ હું કેવી રીતે સમજી શકું ! ”

સુશી ધીમે ધીમે કહેવા લાગી:–“ ના, એમણે મ્હને કાંઇ કહ્યું નથી. હું શો વિચાર કરું છું એ તમે જાણો છો ? જો હમ્મેશાંને માટે હું ચાલી જાઉં તો શું થાય એ વાતનો જ હું વિચાર કરું છું. મ્હારા ચાલ્યા જવાથી થોડા દિવસ સુધી એમને ઘણું દુ:ખ તો થશે; પરંતુ એ દુ:ખ કાંઇ હમ્મેશાં કાયમ રહેશે નહિ ! જેમને તમારા જેવી સદ્ગુણશાલિની સહધર્મિણી મળી છે તેમને માટે મ્હને કોઇ પ્રકારની આશંકા નથી. વળી જો હું અત્રે રહીશ તો હમ્મેશાંને માટે તમને કંટકરૂપ થઇશ. એ વાત ભાભીએ સમજાવી ત્યારે હું સમજી શકી નહોતી–મ્હેં રીસ ચઢાવી હતી; પરંતુ હવે મ્હને એમ લાગે છે કે, તેમની વાત તદ્દન ઉડાવી દેવા જેવી નથી! આમ હોવાથી મ્હારે વિદાય થઇ જવું એ જ ઉત્તમ છે ! ”

બકુરાણીએ સુશીનો હાથ પકડી કહ્યું:–“ તમે હમ્મેશાંને માટે મ્હને કંટકરૂપ થઇ પડશો એવો વિચાર સુદ્ધાં શામાટે કરો છો ? ”

“ પતિ પ્રત્યે તમારો અગાધ પ્રેમ છે તેથી જ તમે તમારા સકળ સ્વાર્થનું બળિદાન આપી ત્યાગ સ્વીકારો છો; પરંતુ મ્હારે તમારી સહૃદયતાનો ગેરલાભ લઇ શા માટે તમને દુ:ખી કરવાં જોઇએ ? ”

“ એમાં સ્વાર્થનું બળિદાન આપવા જેવું શું છે ? મ્હારા જીવનને તમે કેવી રીતે દુ:ખી કરી શકો છો ? વિવાહ પછી તમે કાંઇ એમને પડાવી લઇ પલાયન કરી જવાનાં નથી ! ” આમ કહી મૃદુ હાસ્યસહ બકુરાણીએ સુશીના સ્કંધ ઉપર પોતાનો હાથ મૂક્યો.

કેટલીક ક્ષણ સુધી સુશી કાંઇ બોલી નહિ. છેવટે એક ગાઢ નિ:શ્વાસ મૂકી તેણે કહ્યું:—“ જુઓ બકુરાણી, આ કાંઇ બે ચાર દિવસની વાત નથી–ચિરજીવનનો સંબંધ છે. આજે તમે મ્હને

જેવી સ્નેહપૂર્ણ દૃષ્ટિથી જુઓ છો તેવી જ દૃષ્ટિથી હમ્મેશાં જોઇ શકશો કે ? કદાચ કાળક્રમે હું તમારાં નેત્રોની શૂળ થઇ પડીશ, જે નેત્રોમાંથી હમણાં અમૃતધારાની વૃષ્ટિ થાય છે તેમાંથી કદાચ વિષધારાની વૃષ્ટિ થશે ! એ વખતે મ્હારા મનની કેવી સ્થિતિ થશે એની કલ્પના પણ હું કરી શકતી નથી !"

"તમને હું વિષદૃષ્ટિથી જોઇશ ? ના—ના, કોઇ દિવસ એવું નહિ બને. કેવળ તમે એકલાં જ વિચાર કરી જુઓ કે, સૉક્ય થઇને તમે હમ્મેશાં અત્યારના જેવી દૃષ્ટિથી મ્હને જોઇ શકશો કે ?"

આ પ્રશ્નનો ઉત્તર વખત આપશે. મ્હારા મનમાં તમારા આવા અપૂર્વ ત્યાગસ્વીકારનું મૂલ્ય મ્હેં કેટલું આંક્યું છે, તમારે માટે મ્હારા અંતરમાં કેટલો બધો પૂજ્યભાવ છે એ કેવળ ઇશ્વર જાણે છે."

"સુશીલા ! સાંભળો. સ્વામીને જે ભોગવિલાસની વસ્તુ સમજે છે તે મહાન્ વસ્તુને ક્ષુદ્ર તરીકે જુએ છે. હું તો સ્વામીને કેવળ પૂજા કરવાની વસ્તુ સમજું છું. તેમની સેવા કરી તેમને સુખી કરવા એજ મ્હારા જીવનનું મહદ્ કર્ત્તવ્ય હું માનું છું. તમારો ઉદ્દેશ પણ મ્હારા જેવો જ છે. તમે પણ સ્વામીની સેવા કરી તેમને સુખી કરવાની ઉત્કટ ઇચ્છા રાખો છો. હવે આપણો બન્નેનો ઉદ્દેશ જ્યારે એક જ છે ત્યારે પછી આપણામાં વિરોધ શા માટે થાય ? મૂળ વાત એ છે કે, પ્રેમ વસ્તુને જો કેવળ ભોગનો ઉપાય સમજવામાં આવે છે તો જ વિવાદ અને વિરોધ થવાનો સંભવ છે. જો પ્રેમને વિશેષ ઉચ્ચ અને પવિત્ર ભાવથી જોવામાં આવે તો પછી એવી કાંઇ આશંકા નથી. તમે અને હું એક સ્વામીથી ઘરસંસાર શા માટે નહિ ચલાવી શકીએ એ હું ઘણો વિચાર કરવા છતાં સમજી શકતી નથી. તમે કાંઇ સમજી શકો છો ?"

"ના, હું તો કાંઇ સમજી શકતી નથી." આમ કહી સુશી સમુદ્ર તરફ જોઇ બેસી રહી.

બકુરાણીએ કહ્યું:–" જુઓ, મ્હારી બીજી વાત સાંભળો. તમારી સાથેના વિવાહમાં મ્હેં સંમતિ દર્શાવી છે તેથી મ્હને કાંઇ નુકસાન નથી; ઉલટો લાભ છે. જો મ્હેં સંમતિ ન આપી હોત તો મ્હારા સ્વામીનું જીવન વિફળ બની જાત અને તેમના હૃદય ઉપર સખ્ત આઘાત થાત, તેઓ કદાચ રોગશય્યામાંથી ઉઠી પણ ન શકત. તમે આવી પહોંચ્યા તે દિવસથી જ તેમની બીમાર પ્રકૃતિ સુધરતી ગઇ છે. તમારા આગમનથી તેઓ ઘણું હૃદયબળ મેળવી શક્યા છે. રોગની સાથે યુદ્ધ કરી તેઓ વિજયી થયા છે. એ સઘળું મ્હેં મ્હારી પોતાની નજરે જોયું છે. આમ હોવાથી જો ચિરકાળ માટે તમારો વિયોગ થાય તો તેમને કેટલું બધું દુઃખ થાય એની કલ્પના સુદ્ધાં હું કરી શકતી નથી. " આટલું બોલી બકુરાણી ચુપ થઇ. બન્નેએ ઘણી ક્ષણ ચુપકીદીમાં પસાર કરી.

અત્યાર સુધીમાં ચંદ્ર સહજ ઉંચે આવ્યો હતો. સમુદ્ર જાણે કે સેંકડો બાહુ ઉછાળી નૃત્ય કરતો કરતો જ્યોત્સ્નાધારાથી સ્નાન કરતો હતો. એ શોભાનું દર્શન કરતાં કરતાં બકુરાણીએ કહ્યું: "તમે કોઇ વખત મુંબાઇ ગયાં હતાં ? "

" ના. "

" હું ગઇ હતી. ત્યાં પણ ચંદ્રનો ઉદય થતાં સમુદ્રને આવી રીતે નાચતો મ્હેં જોયો છે. ઠીક, આ સમુદ્ર અને એ સમુદ્ર એક જ છે કે જૂદા ? "

" એક. "

બકુરાણીએ કહ્યું:–" એક કે ? વચ્ચે થોડી જમીન હોવાથી બે હોય એમ લાગે છે; પરંતુ ખરી રીતે એક છે. સુશીલા ! તમે અને હું એવી રીતે એક જ હોઇએ એમ લાગે છે. આપણા બન્નેના પણ આ સમુદ્રની માફક કોઇ રીતે ભાગ પડી ગયા હોય એમ જણાય છે. "

" ખરું છે. "

આ વખતે દાદર ઉપર પગલાંનો અવાજ અને રમણીનો કંઠ-સ્વર સાંભળી બન્ને જણી ઝડપથી અંદર ગઇ.

## પ્રકરણ ૩૩ મું

### શુભવિવાહ

રમણીને આરામ થયાને એક માસ થયો હતો. હવે તે ઘણો સુસ્થ અને સબળ બન્યો હતો. હમ્મેશાં સ્હવારે અને સ્હાંજે વિપિનચંદ્રની સાથે સમુદ્રતીર ઉપર તે ફરવા જતો હતો.

નમતો પહોર થયો હતો. આજે વિપિનચંદ્રને અત્રે ચ્હા પીવાનું આમંત્રણ કરવામાં આવ્યું હતું. ચાર વાગ્યે તે આવનાર હતો. પાંચ વાગ્યે સાથે ફરવા જવાનું હતું; પણ સાડાચાર વાગવા છતાં વિપિનચંદ્ર આવ્યો નહિ. રમણીએ કહ્યું:–"વિપિનચંદ્ર ચ્હાનું નિમંત્રણ ભૂલી ગયા કે શું ? તેઓ કદાચ પાંચ વાગ્યે જ હાજર થશે. કોઇને મોકલી તેમને બોલાવ."

બકુરાણીએ તરતજ એક નોકરને વિપિનચંદ્રને બંગલે મોકલ્યો.

પોણા પાંચ વાગ્યે ફરવા જવાના પોષાકમાં વિપિનચંદ્ર આવતો દેખાયો. ઝડપથી ચ્હાદાનીમાં ચ્હા ભીંજાવી બકુરાણી વગેરે ત્યાંથી સરકી ગયાં. એક મિનિટ પછી વિપિનચંદ્ર લાકડી ઠોકતો આવી પહોંચ્યો. રમણીએ પૂછયું:–"આજે અહીં ચ્હા પીવાની વાત ભૂલી ગયા હતા કે ?"

"ભૂલી નહોતો ગયો, યાદ હતી. તમારા જ કામમાં હું રોકાયલો હતો. પેલા માણસ આવ્યા હતા તેમને વિદાય કરતાં વિલંબ થયો."

"કોણ પંડિતજી આવ્યા હતા ?"

"હા, શુકદેવ નીલાંબર ત્રિવેદી આવ્યા હતા."

રમણીએ અત્યંત આગ્રહસહિત પૂછ્યું:—"તેમણે શું કહ્યું? તેઓ રાજી થયા કે?"

"રાજી થયા છે; પણ તેઓ એક અડચણ બતાવે છે."

"શી?"

"તેમનું કહેવું એવું છે કે, તેઓ દક્ષિણી બ્રાહ્મણ છે. બંગાળી યજમાનનો વિવાહ કરાવવો એ તેમનો કુળાચાર નથી; પરંતુ શાસ્ત્ર અનુસાર કાંઇ બાધ નથી. શાસ્ત્ર કોઇ સ્થળે એમ નથી કહેતાં કે, મહારાષ્ટ્રીય પુરોહિત બંગાળી યજમાનનો વિવાહ કરાવે છે તો પતિત થાય છે. જો એ કાર્ય જાહિર થઇ જાય તો તેમના સમાજના બીજા બ્રાહ્મણો ગડબડ ઉભી કરે તેમ છે; છતાં તેઓ એ માટે ભય રાખતા નથી. તેઓ કહે છે કે, કન્યા અને વર એક જાતિનાં અર્થાત્ કાયસ્થ છે; પરંતુ કન્યાના પિતા ક્રિશ્ચિયન્ થયા હતા એ મ્હોટો બાધ હોવાથી શાસ્ત્રોકત રીતે કન્યા દેહશુદ્ધિ પ્રાયશ્ચિત્ત ન કરે ત્યાં સુધી કોઇ પણ રીતે તેઓ આ વિવાહ કરાવી શકે તેમ નથી."

રમણીએ પૂછ્યું:-"તમે શું કહ્યું?"

"સુશીલા પ્રાયશ્ચિત્ત કરવા રાજી થશે કે કેમ એ હું જાણતો નથી. તેથી પંડિતજીને મ્હેં પાછા કાલે બોલાવ્યા છે. તેમણે કહ્યું છે કે, કન્યા શાસ્ત્રોકત રીતે પ્રાયશ્ચિત્ત કરી, સમુદ્રસ્નાન કરી, શ્રી-મંદિરમાં જઇ પૂજા કરી આવશે એટલે પછી વિવાહ કરાવવામાં તેમને કાંઇ હરકત નથી. તમે ગમે તે વખતે સુશીલાનો વિચાર પૂછી મ્હને જણાવજો. કાલે બે વાગ્યે પંડિતજી આવનાર છે."

રમણીએ બે પ્યાલામાં ચ્હા રેડી એક પ્યાલો વિપિનચંદ્રની સ્હામે મૂકી કહ્યું:—"હિંદુવિવાહ કરવા માટે એ સંમત થઇ છે એટલે પ્રાયશ્ચિત્ત કરવા સંમત થશે એમજ મ્હને લાગે છે. હું પૂછીને તમને ખબર આપીશ."

ચ્હા પીતાં વિપિનચંદ્ર કહેવા લાગ્યો:-"ચોટલીવાળા સઘળા પંડિતોને હું કૂપમંડુક સમજતો હતો; પરંતુ આ પંડિતજીનો પરિ-

ચય થયા પછી મ્હારો એ ભ્રમ દૂર થયો છે. છેલ્લા થોડા દિવસથી રોજ કલાક દોઢ કલાક જેટલો વખત મ્હેં તેમની સાથે વાતચિતમાં ગાળ્યો છે. ઘણા વિષયોમાં તેમનો મત પુષ્કળ ઉદાર જોવામાં આવ્યો છે. મ્હેં એમ સાંભળ્યું છે કે, એમનામાં અગાધ શાસ્ત્રજ્ઞાન છે. વળી તેઓ નિર્લોભ છે. એક લક્ષ્મીસંપન્ન ગૃહસ્થનો વિવાહ હોઇ એ વિવાહ ગડબડ ભરેલો હોવા છતાં પોતાને શી દક્ષિણા મળશે એ સંબંધી હજી સુધી એમણે એક પણ પ્રશ્ન પૂછ્યો નથી. જો અન્ય પુરોહિત હોત તો આવા પ્રસંગે પુષ્કળ દક્ષિણા મેળવવાનો પ્રયત્ન અવશ્ય કરત."

"મરાઠી બ્રાહ્મણોમાં સંસ્કૃતનું ઘણું જ્ઞાન છે. એમ સાંભળ્યું છે કે, એમના સમાજમાં વિલાયત જઇ આવનાર વ્યક્તિને જાતિ-બહિષ્કૃત થવું પડતું નથી. ઉન્નત થયાની આપણે ગમે એટલી બડાઇ કરીએ તો પણ દક્ષિણીઓ આપણા કરતાં વિશેષ અગ્રેસર છે."

ચ્હા પી રહ્યા પછી ફરવા જતાં આજે બન્નેને થોડો વિલંબ થયો. ફરતાં ફરતાં બન્ને વિવાહ સંબંધીની ચર્ચા કરવા લાગ્યા. વિપિનચંદ્રે કહ્યું:—"પ્રથમ જ્યારે એમ સાંભળ્યું કે, ઠકુરાણીએ આ વિવાહમાં સંમતિ દર્શાવી છે ત્યારે એ વાત ઉપર હું વિશ્વાસ મૂકી શક્યો નહોતો. વિજને મ્હને જ્યારે આ ખબર આપી ત્યારે એણે પણ વિશ્વાસ મૂક્યો નહોતો. ત્યાર પછી અહીં આવતાં ઠકુરાણી સાથેની વાતચિતથી અમારો અવિશ્વાસ દૂર થઇ ગયો. આજકાલ આમ બની શકે એમ હું ધારતો જ નહોતો. પ્રાચીનકાળમાં આમ બનતું હતું એવું મ્હેં સાંભળ્યું છે. આજકાલ પણ એવા એક બે વિવાહની વાત મ્હારા સાંભળવામાં આવી છે. સંતાન થયું નહિ, સંપત્તિને કોણ ભોગવશે, પિતૃપુરુષની સદ્ગતિ કેવી રીતે થશે એવા પ્રશ્ન ઉપસ્થિત થતાં કોઇ કોઇ સ્ત્રીએ પોતે પ્રયત્નશીલ થઇ પોતાના પતિને પુનર્વિવાહ કરવાની સંમતિ આપી છે. એ સંમતિ આંતરિક છે કે, પતિદેવતા એ કાર્ય કરવાના જ છે એમ જાણી બીચારી

સ્ત્રીએ મૌખિક સંમતિ આપી છે એ જાણી શકાય તેમ નથી. બંકિમચંદ્રનું વિષવૃક્ષ જુઓ. સૂર્યમુખીએ કુંદનંદિનીનો સ્વામી સાથે વિવાહ કરાવ્યો ખરો; પરંતુ તે ઘર છોડી ચાલી ગઇ. આ ઉપરથી તેણે પ્રસન્ન મનથી એ કાર્ય કર્યું નહોતું એમ સમજાય છે. બકુરાણીનો વ્યવહાર જોઇ મ્હારા આશ્ચર્યનો પાર રહ્યો નથી !"

"સૂર્યમુખીની માફક ઘર છોડી જવાની વાત દૂર રહી પણ બકુરાણીની શી ઇચ્છા છે એ તમે જાણો છો ? તે એમ કહે છે કે, 'આપણા પૈત્રિક ભુવનમાં સુશીને રાખતાં ભાભી નારાજ છે ત્યારે ભાભી એકલાં જ એ ભુવનમાં રહી દેવપુજા અને સંધ્યા આરતિ કર્યા કરશે અને આપણે સહુ જુદો બંગલો રાખી રહીશું."

વિપિનચંદ્રે પૂછ્યું:–" ત્રણે જણાં એક બંગલામાં ?"

"હા, સુશીલા અને બકુરાણી–બન્નેનું કહેવું એવું છે."

વિપિનચંદ્રે હસીને કહ્યું:–" ના–ના, એમ ન કરશો. બન્નેને એક સ્થળે ન રાખશો. બે ભાઇ હોય છે તેઓ પણ જો જુદા રહેતા હોય છે તો જ બન્ને કુટુંબની સ્ત્રીઓમાં સદ્ભાવ રહે છે; પરંતુ સંયુક્ત કુટુંબમાં સુખશાન્તિ હમ્મેશાં જળવાતાં નથી. સ્ત્રીબુદ્ધિ પ્રલયંકરી એમ શાસ્ત્ર સુદ્ધાં કહે છે; માટે તમે તેમ કરશો નહિ. એક સ્ત્રીને બદલે બે સ્ત્રીઓની બુદ્ધિ કેવી પ્રલયંકરી નિવડવાનો સંભવ છે તે વિચારી જોજો."

"એ સંબંધી હજી કાંઇ નિશ્ચય કર્યો નથી."

સંધ્યા થઇ જવાથી આજે વિશેષ દૂર નહિ જતાં બન્ને ઘર તરફ પાછા ફર્યા. બંગલાની નજીક આવતાં વિપિનચંદ્રે કહ્યું:– "હાઇકોર્ટ બાર દિવસ પછી ખુલવાની હોવા છતાં હજી સુધી તમે વિવાહનો દિવસ નક્કી કર્યો નથી ! તમારે બાપદાદાની મિલકત છે એટલે કોર્ટમાં નહિ જાઓ તો ચાલશે; પણ મ્હારો ગયા સિવાય છુટકો છે ? વિવાહનું કામ જલ્દી આટોપવામાં આવે તો સારું."

બીજે દિવસે એ વાગ્યે પંડિતજી વિપિનચંદ્ર પાસે આવ્યા ત્યારે રમણીમોહન પણ ત્યાં ઉપસ્થિત થયો. પ્રાયશ્ચિત્ત અને વિવાહ—બન્ને ક્રિયાના દિવસ તેઓ નક્કી કરવા લાગ્યા. પંડિતજીએ કહ્યું:—" કદાચ આ વિવાહમાં બંગાળી જાતિની સઘળી પ્રથાઓ મ્હારાથી નહિ સાચવી શકાય; કેમ કે અમારા સંસ્કારો જુદા છે. આપનામાં રાત્રે વિવાહ કરવાનો નિયમ છે; પરંતુ વિવાહયજ્ઞ અમે દિવસે જ સંપન્ન કરીએ છીએ. એથી આપને કાંઇ હરકત નથી ને?"

રમણીએ કહ્યું:—" શાસ્ત્રાનુસાર વિવાહ થવો જોઇએ. બીજી કોઇ જાતની મ્હને હરકત નથી."

પંડિતજીએ શિખા હલાવી કહ્યું:—" બાબુજી, એ માટે આપ નિશ્ચિંત રહો. વૈદિક નિયમ અનુસાર પ્રત્યેક અનુષ્ઠાન સુસંપન્ન કરી હું આપનો વિવાહ કરાવીશ. "

પંડિતજીએ પ્રાયશ્ચિત્તનો દિવસ અઠવાડીઆ પછી અને વિવાહ દશમે દિવસે નક્કી કર્યો. વિવાહના દિવસની અંગ્રેજી તારીખ જોઇ વિપિનચંદ્રે કહ્યું:—" વિવાહ થયા પછી બીજે દિવસે હાઇકોર્ટ ખુલશે. " વિવાહ એક બે દિવસ અગાઉ રાખી શકાય તેમ છે કે કેમ એવો પ્રશ્ન પૂછવામાં આવતાં પંડિતજીએ કહ્યું:—" બાબુજી, શાસ્ત્ર આપની હાઇકોર્ટની ચિંતા કેવી રીતે રાખી શકે ? "

યથાદિવસે સુશી પ્રાયશ્ચિત્ત અને સમુદ્રસ્નાન કરી, ઠકુરાણી વગેરેની સાથે શ્રીમંદિરમાં પૂજા કરી આવી. પછી યથામુહૂર્તે વેદમંત્રધ્વનિસહિત શુભ પરિણય કાર્ય સુસંપન્ન થઇ ગયું.

વિવાહ થયા પછી સુશી ઠકુરાણીને પ્રણામ કરવા ગઇ. પ્રણામ કરી તે ઉઠી એટલે તેના કપાળમાં કુમકુમનો ચાંલ્લો કરી, હાથમાં બે સુવર્ણકંકણ પહેરાવી ઠકુરાણીએ કહ્યું:—" આ કુમકુમ અને કંકણથી તું ચિરસૌભાગ્યવતી થઇ રહે. "

સુશી સ્નેહના આવેગથી ઠકુરાણીને ભેટી પડી. બન્નેનાં નેત્રોમાંથી હર્ષાશ્રુધારાઓની વૃષ્ટિ થવા લાગી.

તે દિવસે સંધ્યાકાળની ટ્રેઇનમાં વિપિનચંદ્ર કુટુંબસહ કલકત્તા ઉપડી જવાનો હતો. બકુરાણી અને સૌદામિની પણ સાથે જવાનાં હતાં. સુશીએ બકુરાણીને રોકી રાખવા ઘણી મહેનત કરી હતી. બકુરાણીએ કહ્યું હતું, " ઘેર કેટલું બધું કામ પડી રહ્યું હશે ! મ્હારા સિવાય એ બધું કામ કોણ કરે! ગૃહલક્ષ્મી થઇ તું જે ઘરમાં પગ મૂકે તે ઘર ત્હારે યોગ્ય મ્હારે જ બનાવવું જોઇએ. હું બધું ઠીક-ઠાક કરી પત્ર લખીશ એટલે તમે આવજો. "

આ વાક્યો સાંભળી સુશીએ કહ્યું:-" ના બ્હેન ! તું પોતે જ અત્રે આવી અમને બન્નેને ઘેર લઇ જજે. આ વાત કબૂલ કરે તો જ હું જવા દઉં. "

બકુરાણીએ પ્રસન્ન હાસ્યસહિત કહ્યું:-" ઠીક તેમ કરીશ. હું જાતે આવી તમને ઘેર લઇ જઇશ. " આમ કહી સુશીને આલિંગન કરી બકુરાણીએ રજા લીધી. કીકી સુશીલાની પાસે જ રહી. તેણે પ્રથમથી જ કહ્યું હતું કે, " હું આવીશ નહિ--નવીબા પાસે જ રહીશ. "

